# सावित्रीचरित्र नाटक.

शीघ्रकवि शंकरलाल माहेश्वरे

સંસ્કૃતમાં રચેલું,

તે ઉપરથી [illegible] પ્રસિદ્ધ કરનાર

વિશ્વનાથ વિઠ્ઠલજી વૈદ્ય,

તથા

કેશવલા[illegible]મ ભટ્ટ.

આવૃત્તિ ત્રીજી.

મુંબઈ,

[illegible]આર્ટ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું.

સંવત્ ૧૯૪૨ વૈશાક શુદી ૩ રવિવાર, સન ૧૮૮૬.

મૂલ્ય ૧ રૂપિયો.

# अर्पणपत्र.

## ગો-બ્રાહ્મણ પ્રતિપાલક ધર્મધુરંધુર

### બાઇ શ્રી ૭ મોંઘીબા.

આપની સેવામાં વિનંતિ કરવાની એ છે કે સર્વ દાનમાં વિદ્યાદાન ઉત્તમ છે, ને વિદ્યાદાનમાં પણ દેવભાષાની એટલે સંસ્કૃત ભાષાની વિદ્યાનું દાન ઉત્તમ છે. તે વિદ્યાનું સદાવ્રત આપે આપના કૈલાસવાસી પ્રાણનાથ ઠાકોરશ્રી રવાજીરાજ પછવાડે તેમનું પવિત્ર નામ અજર અને અમર રેહેવાસારૂ રવાજીરાજ પાઠશાળા સ્થાપીને આજે ઘણાં વર્ષ થયાં આપવા માંડ્યું છે. અમે બેજણ આપની તેજ પાઠશાળાના વિદ્યાર્થી છિયે ને તેજ પાઠશાળામાંથી સંસ્કૃતવિદ્યાનું જ્ઞાન મેળવી આપના આભારી થયા છિયે. અમારી ઉપર આપનો આ ઉત્તમ વિદ્યા બક્ષીશ કરવાનો જે આભાર થયો છે તેનો બદલો અમારાથી કદી પણ વળી શકે તેવી અમારી શક્તિ નથી. તે વિષે તો અમે ઈશ્વરની પ્રાર્થના કરિયે છિયે કે તે આપની અને આપના પવિત્ર પરિવારની ચડતી આબાદી કરો. (તથાસ્તુ.) પણ આપની સ્થાપેલ રવાજીરાજ પાઠશાળાના શાસ્ત્રી અમારા સદ્ગુરૂ શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરે આપ-

## अर्पणपत्र.

ગો-બ્રાહ્મણ પ્રતિપાલક ધર્મધુરંધુર

બાઇ શ્રી ૭ મોંઘીબા.

આપની સેવામાં વિનંતિ કરવાની એ છે કે સર્વે દાનમાં વિદ્યાદાન ઉત્તમ છે, ને વિદ્યાદાનમાં પણ દેવભાષાની એટલે સંસ્કૃત ભાષાની વિદ્યાનું દાન ઉત્તમ છે. તે વિદ્યાનું સદાવ્રત આપે આપના કૈલાસવાસી પ્રાણનાથ ઠાકોરશ્રી રવાજીરાજ પછવાડે તેમનું પવિત્ર નામ અજર અને અમર રેહેવાસારૂ રવાજીરાજ પાઠશાળા સ્થાપીને આજે ઘણાં વર્ષ થયાં આપવા માંડયું છે. અમે બેજણ આપની તેજ પાઠશાળાના વિદ્યાર્થી છિયે ને તેજ પાઠશાળામાંથી સંસ્કૃતવિદ્યાનું જ્ઞાન મેળવી આપના આભારી થયા છિયે. અમારી ઉપર આપનો આ ઉત્તમ વિદ્યા બક્ષીશ કરવાનો જે આભાર થયો છે તેનો બદલો અમારાથી કદી પણ વળી શકે તેવી અમારી શક્તિ નથી. તે વિષે તો અમે ઈશ્વરની પ્રાર્થના કરિયે છિયે કે તે આપની અને આપના પવિત્ર પરિવારની ચડતી આબાદી કરો. (તથાસ્તુ.) પણ આપની સ્થાપેલ રવાજીરાજ પાઠશાળાના શાસ્ત્રી અમારા સદ્ગુરૂ શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરે આપ-

# अर्पणपत्र.

## ગો-બ્રાહ્મણ પ્રતિપાલક ધર્મધુરંધુર

### બાઇ શ્રી ૭ મોંઘીબા.

આપની સેવામાં વિનંતિ કરવાની એ છે કે સર્વ દાનમાં વિદ્યાદાન ઉત્તમ છે, ને વિદ્યાદાનમાં પણ દેવભાષાની એટલે સંસ્કૃત ભાષાની વિદ્યાનું દાન ઉત્તમ છે. તે વિદ્યાનું સદાવ્રત આપે આપના કૈલાસવાસી પ્રાણનાથ ઠાકોરશ્રી રવાજીરાજ પછવાડે તેમનું પવિત્ર નામ અજર અને અમર રેહેવાસારૂ રવાજીરાજ પાઠશાળા સ્થાપીને આજ ઘણાં વર્ષ થયાં આપવા માંડયું છે. અમે બેજણ આપની તેજ પાઠશાળાના વિદ્યાર્થી છિયે ને તેજ પાઠશાળામાંથી સંસ્કૃતવિદ્યાનું જ્ઞાન મેળવી આપના આભારી થયા છિયે. અમારી ઉપર આપનો આ ઉત્તમ વિદ્યા બક્ષીશ કરવાનો જે આભાર થયો છે તેનો બદલો અમારાથી કદી પણ વળી શકે તેવી અમારી શક્તિ નથી. તે વિષે તો અમે ઈશ્વરની પ્રાર્થના કરિયે છિયે કે તે આપની અને આપના પવિત્ર પરિવારની ચડતી આબાદી કરો. (તથાસ્તુ.) પણ આપની સ્થાપેલ રવાજીરાજ પાઠશાળાના શાસ્ત્રી અમારા સદ્ગુરૂ શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરે આપ-



ની આજ્ઞાથી સંસ્કૃત ભાષામાં રચેલ સાવિત્રીનાટકનું ગુજરાતી ભાષાંતર કરી આ નાના પુસ્તક સાથે આપ માયાળુ માવતરનું પવિત્ર નામ જોડી રાખી કૃતાર્થ થવા ઇચ્છા રાખિયે છિયે, કારણ કે આ નાટકમાં પતિવ્રતાના ધર્મનું યથાસ્થિત ચિત્ર છે, તેમ દરેક કુલીન સ્ત્રીઓએ પોતાના પતિ પ્રત્યે કેવો પ્રેમ રાખવો ઇત્યાદી સદ્બોધ પણ આમાં સારી રીતે જણાવ્યો છે. ઘણું કરીને આ નાટક કુલીન પતિવ્રતા સ્ત્રીઓએ વારંવાર વાંચવા યોગ્ય છે ને આપ તેવાં પુસ્તકોમાં ઘણીજ પ્રીતિ ધરાવો છો, વળી ઈશ્વરકૃપાથી આ નાટકમાં લખેલ સદ્ગુણો આપમાં રહ્યા છે માટે આ પુસ્તકને અર્પણ કરવાનું પાત્ર આપ છો એમ વિચારી આપને અર્પણ કરિયે છિયે. અમને પૂર્ણ આશા છે કે આ અર્પણ સંબંધી નાનીસરખી અમારી વિનંતિ માન્ય રાખશો. સંવત્ ૧૯૩૭ આશ્વિન.

વિ૦ આપના આભારી,

વૈદ્ય વિશ્વનાથ વિઠલજી, તથા

ભટ્ટ કેશવલાલ હરિરામ,

મોરબીની શ્રીરવાજીરાજ પાઠશાળાના મુખ્ય વિદ્યાર્થી.

હારાયાણુ મહારાજ ઠાકોરશ્રી રવાજીનું અર્ધું અંગ જાણે પોતા-
રૂપે આબાદ રહ્યું છે એમ જેણે સિદ્ધ કરી આપેલ છે; તે બા-
ઇશ્રીએ પોતાના પ્રાણનાથની આજ્ઞાપ્રમાણે કેટલાંક દાનપુણ્ય
વિગેરે લોકોપયોગી ઉત્તમ કૃત્યો કરી એમનું પવિત્ર નામ
અજર અને અમર કરવામાં કોઇ પણ પ્રકારની ન્યૂ-
નતા રાખી નથી. તેમ છતાં બાઇશ્રીનું મન તેવાં કૃ-
ત્યોથી અતૃપ્ત જેવું રેહેતું ને રહે છે. પોતાના પતિની નામ-
નાને માટે સત્કૃત્યો કરતાં કુલીન સ્ત્રિયોનું મન તૃપ્ત થતુંજ નથી.

જેણે આ રાજ્યમાં* આવી અહીંની સર્વ પ્રજાને પોતાના પ્રાણનાથ તરફથી ઘણીવાર ઘણા લાભો અપાવ્યા છે; જેણે આ રાજ્યમાં પોતાનાં પવિત્ર પગલાં ધરાવતાંજ અનેક લોકોપયોગી કામ કરવામાં ઉત્સાહથી આગળ પગલું ભર્યું છે; વિદ્યમાન્ મહારાજા ઠાકોરશ્રી વાઘજી કે જેની ઉત્તમ રાજનીતિની નિપુણતા, જેની અનુપમ ઉત્સાહ-શક્તિ, જેની અપ્રતિમ ક્ષમા અને જેના બીજા પણ કેટલાક ઉત્તમ ગુણો વિષે કોઇ અજાણ્યું નથી; જેણે પોતાની યુવાવસ્થા છતાં રાજ્યકારભારનો અપાર ભાર પોતાના ભુજ ઉપર લઇ પોતાની નીતિથી, પ્રજા તરફ પ્રીતિથી અને મન-વચન-કર્મથી પ્રજાને રંજન કરવાની રીતિવડે પ્રજાના મનમાંથી પોતાના કૈલાસવાસી પવિત્ર પિતાના ઉત્તમ ગુણોનું અને અસહ્ય વિ-યોગના દુઃખનું વિસ્મરણ કરાવ્યું છે; તે એક પુત્રરત્ન, અને વિદ્યા વિવેક વિનય આદિ અનેક ગુણસંપન્ન કુમારશ્રી હર-ભમજીરૂપ બીજાં પુત્રરત્નને જન્મ આપવાથી ઉત્તમોત્તમ માન ભરેલું 'રાજ્યમાતા' અથવા 'કુમારમાતા' એવું પોતાને વિષે-શણ મળ્યા છતાં મનમાં લેશપણ ગર્વ ન લાવતાં, પતિપ્રેમના મદને આધીન ન થતાં અને રાજ્યસુખના નિશાને નેત્રમાં ન લાવતાં દયા, ઔદાર્ય અને સ્નેહ ભરેલી નજરે જેણે વારંવાર પોતાની પ્રજાની સંભાળ લીધેલ છે; એટલુંજ નહીં પણ પોતા-ના પ્રાણનાથનો કૈલાસવાસ થયા પછી તે પોતાના પ્રાણતુલ્ય પુત્ર ઠાકોરશ્રી વાઘજી રાજ્યના ભારને ઉપાડવા યોગ્ય થયા ત્યાંસુધી પોતાની પ્રજાનું પાલન, લાલન ને પોષણ કરી મ-

---

* સ્વસ્થાન મોરબીમાં

તેજ શીઘ્રકવિને પાઠશાળા સોંપવાને સમયે આજ્ઞા કરી હતી. આ આજ્ઞા માથે ચડાવી અમારા સદ્ગુરૂ શંકરલાલ માહેશ્વરે વિચાર્યું, કે "આપણો આજ દેશ એક સમયે વિદ્વદ્રત્નની ખાણરૂપ ગણાતો, આપણો આજ દેશ એક સમયે સત્કવિરત્નનો રત્નાકર ગણાતો, આપણો આજ દેશ એક સમયે સદ્ગુણીનો ભંડાર ગણાતો, આપણો આજ દેશ એક સમયે દેવી સરસ્વતીનું કૃપાપાત્ર ગણાતો, આપણો આજ દેશ એક સમયે મહાલક્ષ્મીના મોટા અનુગ્રહનું પાત્ર ગણાતો, આપણા આજ દેશની કોટમાં એક સમયે જયલક્ષ્મીની સ્વયંવરમાળા પડી હતી, આપણા આજ દેશમાં ઉત્તમોત્તમ અલૌકિક પુરૂષરત્નો, સ્ત્રીરત્નો, અને કન્યારત્નો પાકતાં, ટુંકામાં બોલિયે તો આપણો આજ દેશ એક સમયે સર્વ ભૂમંડળનું ભૂષણ ગણાતો તે કોનું અજાણ્યું છે? અસ્તોદયના નિયમપ્રમાણે તેજ દેશનાં પ્રત્યેક રત્નોનાં દર્શન દુર્લભ થઇ પડયાં હતાં, તેજ દેશ દુર્દશાનું, દરિદ્રતાનું અને આલસ્યનું પાત્ર થઈ પડયો હતો, તેજ દેશ વિદ્યા વિનય અને વિવેકથી હીન થઈ પડયો હતો, અને તેજ દેશ જેવી સારી સ્થિતિમાં હતો તેવીજ નરતી સ્થિતિમાં આવી પડયો હતો. વર્તમાનકાળમાં તેજ દેશની પ્રજાનાં સારાં ભાગ્યે પ્રતિદિન પ્રવૃદ્ધ પ્રૌઢપ્રતાપવતી મહારાણી શ્રીવિક્ટોરિયાની પવિત્ર રાજ્યસત્તાથી પ્રત્યેક રાજધાનિયોમાં, પ્રત્યેક નગરોમાં, પ્રત્યેક પરગણામાં અને પ્રત્યેક ગામડામાં, વિદ્યાલયો, પુસ્તકાલયો, સંસ્કૃત પાઠશાળાઓ, સ્ત્રીશાળાઓ, અને કન્યાશાળાઓ સ્થપાઈ છે, સ્થપાય છે અને સ્થપાવાનાં પ્રયત્નો ચાલે છે. ઠેકાણે ઠેકાણે ગુજરાતી ભાષાના, અંગ્રેજી ભાષાના અને દેવભાષાના અભ્યાસ કરતા

રણ આવ્યું. ઠાકોરશ્રીએ ઘણી વાર એમની પાસે પોતાનો અભિપ્રાય જણાવેલ કે "ઉત્તમમાં ઉત્તમ મહાદાન ત્રણ છે; એક પૃથ્વીદાન, બીજું અન્નદાન અને ત્રીજું વિદ્યાદાન. તે-માં પણ પૃથ્વીને કોઇ લઇ શકે છે, અન્ન દુષ્કાળમાં નિપજતું નથી, પણ વિદ્યાને નથી ચોરનો ભય, નથી રાજાનો ભય, નથી ભાયાભાગનો ભય કે નથી ઓછું થવાનો ભય. આવું ઉત્તમોત્તમ વિદ્યાદાન મેલીને બીજું કયું દાન કરવું ઉચિત છે? કોઇ નહિ. વિદ્યા ઘણી ભાષામાં હોય છે પણ બીજી સર્વ ભાષાની વિદ્યાઓને આ સમયે સારો આશ્રય છે; પણ જે ભાષા સાચેસાચી આપણા આર્યાવર્ત્તનીજ છે, જે ભાષામાં કરોડો ગ્રંથો લખાણા છે અને જે ભાષા સર્વ ભાષાની જને-તારૂપ ગણાય છે, તે આપણી દેવભાષા છેક નિર્બળ સ્થિતિમાં આવી પડી છે. જો કે શાણી સરકાર તરફથી તે ભાષાને માટે પ્રયત્ન થયા કરે છે અને આશા છે કે શાણી સરકાર તે ભાષાને પરિપૂર્ણ પોષણ આપી પુષ્ટ કરશેજ. તોપણ આપણો પ્રત્યેક આર્યધર્મ ધરનારનો ધર્મ છે કે તે ભાષાને ઉત્તેજન આપવું જોઇએ, માટે આપણા ગામમાં દેવભાષાની પાઠશાળા અવશ્ય સ્થાપવાની છે." આ ઉત્તમ વિચાર ઠાકોરશ્રીથી કેટ-લાંક કારણોથી સિદ્ધ ન થયેલ તે બાઈશ્રીને સ્મરણ આવતાંજ તરત 'રવાજીરાજ પાઠશાળા' એવા નામથી સંસ્કૃત પાઠશાળા સ્થાપી. તેનું અધ્યક્ષપણું મોરબીના રેહેવાસી શીઘ્રકવિ શંકર-લાલ માહેશ્વરને સોપ્યું. ઠાકોરશ્રીયે સ્રીધર્મ, પુરૂષધર્મ અને રાજધર્મવિષે ગ્રંથો કરવાનું કહ્યું હતું, તેવિષે કાંઇ બાઇશ્રી અજાણ્યાં નહિ હોવાથી તે ગ્રંથો પૂર્ણ કરી પ્રસિદ્ધ કરવા પણ

માટે તો સંસ્કૃત કાવ્યો, કથાઓ ચંપૂઓ, અને નાટકો અનેક છે, પણ પવિત્ર બેહેનોને, પ્રિયપુત્રિયોને અને માયાળુ માતાઓને સંભળાવતાં, વંચાવતાં અને ભણાવતાં, જરા પણ અંચકાવું ન પડે તેવાં કાવ્યોની, તેવી કથાઓની, અને તેવાં નાટકોની ઘણીજ થોડી સંખ્યા હશે. આ સમયે પ્રથમ તેવા ગ્રંથોની જરૂર છે માટે જેને આદિથી અંતસુધી ભણાવતાં, સંભળાવતાં અને વંચાવતાં કોઇ પ્રકારે અંચકાવું ન પડે, જેમાં આદિથી અંતસુધી કુલીન પતિવ્રતા સ્ત્રિયોનોજ ધર્મ સમાવેલ હોય અને જે આદિથી અંતસુધી સદ્બોધથી ભરપૂર હોય, તેવું કાવ્ય, તેવી કથા અને તેવું નાટક યથાશક્તિ રચી, પરમ દયાળુ બાઈશ્રી મોંઘીબાનું તથા તેમના કૈલાસવાસી પ્રાણનાથ ઠાકોરશ્રી રવાજીમહારાજાનું પવિત્ર નામ તે સાથે જોડી રાખું. જેથી તે બાઇશ્રીનું તથા મહારાજાનું પવિત્ર નામ કલ્પપર્યંત અજર અને અમર રહે અને તે દયાળુ દંપતીના અપાર આભારના ભારથી નમી રહેલ મારૂં હૃદય કૃતાર્થ થાય." આ વિચારને અનુસરી અમારા સદ્ગુરૂએ એક કાવ્ય, એક કથા અને એક નાટક દેવભાષામાં તૈયાર કરી રાખેલ છે, પરંતુ 'સારા કામમાં સો વિઘ્ન' એ કેહેવત પ્રમાણે તે પ્રસિદ્ધ કરવાનો સમય આવ્યો નહિ. ઈશ્વરકૃપાથી વળી તેવો પણ સમય આવશે કે તે ગ્રંથો સાથે માયાળુ મહારાજનું ચિત્તાકર્ષક ચિત્ર અને પવિત્ર નામ જોઇ આપણે આનંદ પામશું.

રવાજીરાજ પાઠશાળાનું સ્થાપન થયું તે સમયના પ્રથમ વર્ગના વિદ્યાર્થી અમે બે છિયે. ઉદાર અંતઃકરણવાળાં બાઇશ્રી મોંઘીબાના ઉપકારથી અને દયાળુ સદ્ગુરૂની દયાથી વિદ્યા-

બાળકો જોઇને નેત્રને આનંદ ઉપજે છે; કુલીન કન્યાઓ ઉત્સાહથી નિશાળે જતી જોવામાં આવે છે; કેટલીક પવિત્ર બેહેનો પોતાની નાની બેહેનોને ભણાવતી જોવામાં આવે છે; કેટલીક માયાળુ માતાઓ પોતાનાં નાનાં બાળકોને ભણાવતી જોવામાં આવે છે; એટલુંજ નહિ પણ કેટલીક બેનો તો મોટા નગરોમાં નિશાળોનું શીક્ષકપણું ધરાવતી જોવામાં આવે છે અને કોઇ કોઇ સ્થળે તો સંસ્કૃતનો અભ્યાસ કરતી તથા કરવાની ઇચ્છા રાખતી બેહેનો પણ જોવામાં આવે છે. આ શું ઓછા ઉદયનું કારણ છે, આ શું ઓછા આનંદનું કારણ છે અને આ શું ઓછી ઈશ્વરદયાનું ચિન્હ છે? આ ઉપરથી સારી રીતે આશા રાખવામાં આવે છે કે આપણો આ દેશ પાછો પોતાની પ્રથમની ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત થશે. * (તથા-સ્તુ.) આવી રીતે જ્યારે સ્ત્રિયોમાં અને પુરૂષોમાં પ્રતિદિવસ સારી રીતે વિદ્યાનો ઉદય થવા લાગ્યો છે, જ્યારે જૂદી જૂદી ભાષાઓમાં સ્ત્રિયોની અને પુરૂષોની મનોવૃત્તિ લોભાવા લાગી છે અને જ્યારે ઉત્તમ કેળવણીથી કેળવાયેલી સ્ત્રિયોની અને પુરૂષોની ભક્તિ ભરેલ માન ભરેલ અને પ્રેમભરેલ નજર સંસ્કૃત ભાષા ઉપર પડવા લાગીછે, ત્યારેઆશા રાખવામાં આવે છે કે થોડા સમય પછી સ્ત્રિયો અને પુરૂષો સર્વ સંસ્કૃતભાષા-નો અભ્યાસ કરવામાં ઉત્સાહથી આગળ પડશેજ. જો આ આશા પરમ કૃપાળુ પરમેશ્વર સફળ કરે તો પુરૂષોને ભણવા

* અંતરમાં ખરા સદ્ગુણોની અને ખરા ધર્મની તથા ખરાં કર્ત્ત-વ્યની આવશ્યકતા પરિપૂર્ણ રીતે સમજાય, એ પણ ઉત્તમ સ્થિતિને ઉત્તેજન આપનારૂં છે.

ખ સ્નેહિયોના મનમાં તે છબી નિરખવાથી થાય અને જેમ તે મહારાજનું પવિત્ર નામ અને ગુણ આવા ગ્રંથ સાથે જોડાયેલ છે તેમ તે મહારાજાનું ચિત્ર પણ જોડાયેલું હોય તો વાંચનાર કૃતજ્ઞ લોકો ગ્રંથ વાંચવાથી થતા અનંદને લીધે ઉપકાર ભરેલી આંખે તેને નિરખીને સંતોષ પામે; એટલુંજ નહિ પણ 'न सुरूपाःपापसमाचारा भवंति। यत्राकृतिस्तत्रगुणा लसंति॥ आकृतिर्गुणान्कथयाति ' ॥ (રૂપવાળાં માણસો પાપી હોતાં નથી, જ્યાં રૂપ હોય છે ત્યાં ગુણ રહે છે, અને રૂપ ગુણોને કહી આપે છે.) વિગેરે કેહેવત પ્રમાણે આ મહારાજનું ચિત્ર જોઇ તેમના રૂપ ઉપરથીજ એમના સ્વાભાવિક ઉત્તમ ગુણો વિષે અને તેમનાં નિષ્પાપ મન વિષે દૂર દેશના રેહેવાસી અજાણ્યા લોકો પણ નિશ્ચય બાંધી શકે.

છેલ્લી અમારી ઈશ્વર પાસે એજ પ્રાર્થના છે કે આ નાટક વાંચવાથી પવિત્ર ભાઈઓને અને પવિત્ર બેહેનોને જે કાંઇ આનંદ થાય, જે કાંઈ બોધ મળે અને જે કાંઇ પોતાના ધર્મમાં પ્રીતિ બંધાય તેથી થતાં પુણ્યનું કલ્યાણ કૈલાસવાસી ઠાકોર શ્રી ૭ રવાજીને મળે અને આવા ઉત્તમ ગ્રંથો રચાવી લોકોપકાર કરનારાં બાઇશ્રી મોંઘીબાનું, તેમના પવીત્ર પુત્ર ઠાકોર શ્રી વાઘજીનું, કુમારશ્રી હરભમજીનું અને ટુંકામાં બાઇશ્રીના સર્વ પરિવારનું દિનપરદિન કલ્યાણ થાય. (તથાસ્તુ)

કોયનું અજાણ્યું નથી કે પોતાની ચૂકની ખબર પોતાને થોડી પડે છે. એ હેતુથી સદ્ગૃહસ્થો દયા કરી તેમાં રહેલી ન્યૂનતા દર્શાવશે તો તેનો અમે આભાર માનશું. બીજી આવૃત્તિમાં તે ફેરફાર કરવાની અમને ઉત્કંઠા છે. સંવત્ ૧૯૩૮ કારતક.

પ્રથમ આવૃત્તિ પાંચ માસમાં ખપી ગઇ હતી તેથી બીજી આવૃત્તિ તરત કાઢવાની આવશ્યક્તા હતી પણ તે વખતમાં સંસ્કૃત પુસ્તક બહાર પડયું હતું તે સાથે મેળવી લેવા માટે આટલો બધો કાળ જવા દીધો. છેવટ જ્યારે એ ધારણા બરાબર પાર ન પડી ત્યારે પછી આગળ પાછળ કાંઇક ન્યૂનાધિક કરી આશા બાંધી રહેલા લોકોને લાભ આપવા બીજી આવૃત્તિ તરત છપાવી કાઢી. તોપણ કાંઇક ઢીલ થઇ તેને માટે શ્રદ્ધાવાન લોકો ક્ષમા કરશે. સંવત્ ૧૯૪૨ વૈશાક.

# सावित्रीचरित्र नाटकनां पात्रो.

सूत्रधार........... નાટકનો ખેલ ભજવી બતાવનાર મુખી.
नटी................ તેની સ્ત્રી.
अश्वपति..........રાજા, મદ્રદેશનો અધિપતિ, સાવિત્રીનો પિતા.
कीर्त्तिसेन.......... અશ્વપતિનો પ્રધાન.
नारद............. દેવતાના ઋષિ.
द्वारपाळ........... અશ્વપતિનો દ્વારીદાર.
शत्रुशल्य.......... } અશ્વપતિના મુખ્ય પ્રધાનો.
वीरमित्र........... }
कपिंजळ........... } શતરંજના ખેલ કરનાર નોકર.
नुपूरक............ }
सोमशर्मा......... બ્રાહ્મણ,પ્રધાનોને માટેપુષ્પ લઇ આવનારો.
देवशर्मा........... રાજાનો બ્રાહ્મણ.
मालवी........... અશ્વપતિની રાણી. સાવિત્રીની માતા.

सावित्री..........અશ્વપતિની પુત્રી પછીથી રાજકુ૦ સત્ય૦સ્ત્રી.
प्रतीहार.......... દોઢીદાર.
माधवी—मालती... સાવિત્રીની સખિયો.
द्युमत्सेन.......... શાલ્વદેશનો પદભ્રષ્ટ રાજા.
शैब्या.............. તેની રાણી.
सत्यवान्.......... ધુમત્સેનનો પુત્ર. સાવિત્રીનો પતિ.
ऋषियो.......... આશ્રમમાં રેહેનારા બ્રાહ્મણો.
प्रज्ञावान्.........
देवव्रत............ } ઋષિકુમારો સત્યવાન્‌ના મિત્રો.
इंद्रसेन............
शत्रुमर्दन.........
वीरसेन............ } અશ્વપતિના ફોજદારો.

(गर्भांकनां पात्रो.)

सूत्रधार........નાટક કરનાર પુરૂષને વેશે આવેલી અપ્સરા.
नटी ........... તેની સ્ત્રીરૂપે થઇ આવેલી અપ્સરા.
लीलावती...... સુકન્યાની સખી.
ललिता........ સુકન્યાની સખી.
सुकन्या........ રાજા શર્યાતિની પુત્રી.
शर्याति........ સૂર્યવંશી રાજા, સુકન્યાનો પિતા.
सुशीला........ શર્યાતિની સ્ત્રી.
वैद्य .......... રાજવૈદ્ય.
च्यवन ........ વૃદ્ધ મુનિ. પછીથી સુકન્યાના સ્વામી.
देववैद्य ........ માયાના વૈદ્ય.
देववैद्य........ અશ્વિનીકુમાર.

ऋषिकुमारो.... આશ્રમવાસિયો.
सुवर्चा......... ઋષિકુમાર.
धौम्य, भारद्वाज, दाल्भ्य, गौतम, आपस्तंब......ઋષિયો.

(इंद्रजाळनां पात्रो.)

यमराज..........યમરાજ.
चित्रगुप्त.........યમરાજના પ્રધાન.
तीक्ष्णदंष्ट्र.........
वज्रतुंड..........
असिरोमा........
काळमुख .........
मकरमुख......... } યમરાજાના વિકરાળ દૂતો.
पिंगाक्ष ..........
वक्रतुंड ..........
व्याघ्रमुख.........
वराहमुख.........
पापीओ......... નરકમાં પડેલા જીવો.
सावित्री......... સત્યવાનની સ્ત્રી.
सत्यवान्......... દ્યુમત્સેનનો પુત્ર. સાવિત્રીનો પતિ.
नीतिवल्लभ...... દ્યુમત્સેનનો જુનો પ્રધાન.
चंडसेन.......... દ્યુમત્સેનનો ભાઈ.

नीतिवल्लभ......... દ્યુમત્સેનનો જુનો પ્રધાન.
चंडसेन ............ દ્યુમત્સેનનો ભાઈ.



# સાવિત્રીચરિત્ર નાટક.



## અંક ૧ લો.

(મંદાક્રાંતા.)

શંભુ પાણિગ્રહણ સમયે પાર્વતીને નિહાળે,
લજ્જા પામી પ્રણયરસથી પાર્વતી નેત્ર ઢાળે;
નીચાં રે'નૈ ક્ષણ પણ ચહે દૃષ્ટિ ચૂકાવિ જોવા,
તેવાં નેત્રો તતપર થજો દીનનાં દુઃખ ખોવા.

(નાંદિ થઇ રહ્યા પછી.)

**સૂત્રધાર**—વિચિત્ર, પવિત્ર અને ચિરંજીવ લોકોના મિત્રરૂપ અર્થાત્ ઘણા કલ્પ સુધી રહેનારાં પતિવ્રતાઓનાં ચરિત્રોને પ્રણામરૂપ પુષ્પાંજલિ આપું છું. (ચારે કોર ફૂલ વેરણીને) કુતૂહલ જોવાને ઉત્કંઠિત થઈ રહેલા સભાસદોના મનને તમારૂં બોલવું હવે વધારે અંતરાયરૂપ ન થાઓ. (મનમાં આશ્ચર્યથી) અરે! સંગીતશાળા હજી આમ શૂન્યજ કેમ દેખાય છે? (નટીને બોલાવે છે) પ્રિયા! અહીં આવો.

**નટી**–(પ્રવેશ કરીને) પ્રાણનાથ! આ હું આવી, શી આજ્ઞા છે?

**સૂત્રધાર**–શું એટલીવારમાં તમે મારૂં કહેલું વીસરી ગયાં?

**નટી**–પ્રાણનાથ! શું આપે કહ્યું હતું?

**सूत्रधार**—આજ સતી અનસૂયા, અરૂંધતી, લોપામુદ્રા, એ આદિ અનેક કુલીન સ્ત્રિયો પોતપોતાના ભર્ત્તારસહિત સતી સાવિત્રીનું પવિત્ર ચરિત્ર જોવા આવનાર છે,—

**नटी**—તેથી શું ?

**सूत्रधार**—તેથી સહુ સહુને પોતપોતાનો સાંગ સારી રીતે સાવધાન રહી ભજવવા મેં ભળામણ કરી છે, તે.

**नटी**—હા, હવે મને સ્મરણ આવ્યું.

**सूत्रधार**—એટલામાટે તમે પણ આ સમયને અનુસરતું ગાયન ગાઇ સર્વ સભાસદોનાં મન રંજન કરો.

**नटी**—જેવી સ્વામીનાથની આજ્ઞા. (ગાય છે.)

(होरि.)

કેવી કર્મતણી એ કમાઇ? હીન ભાગી સેવંતી હણાઇ.—કેવી૦
ચતુર ચમેલી વરી ચંપાને, જાંબૂના વૃક્ષને જાઇ;
માધવીને મનગમતી મળી છે, સહકારસાથે સગાઇ,
આનંદે રહી ઉભરાઇ;—કેવી કર્મતણી એ કમાઇ ?—
સરસ અશોકમાં મલ્લિકા મોહી, અધિક પામી ઉન્નતાઇ;
મોદે મહામનહર માલતી આ, સરસ સરસડાને સાહી,
રહી હૃદયે હરખાઇ;—કેવી કર્મતણી એ કમાઇ ?—
પુન્નાગને પરણી પ્રીતિ બાંધી, જુગતે જુવો જામસાઇ;
ચોખલી ચંદન વૃક્ષને ચોપે, ભેટી રહી છે ભરાઇ,
છકી જઇ ગઇ છવરાઇ;—કેવી કર્મતણી એ કમાઇ !—
સુંદર વૃક્ષ અને શુભ વલ્લી, વર—વધૂ પામે વધાઇ;
સૌને સરસ જોડ જુગતે મળી છે, એકથી એક સવાઇ,
બિચારી સેવંતી ઠગાઇ;—કેવી કર્મતણી એ કમાઇ !—

ગુણ-વયથી વર શ્રેષ્ઠ મળ્યાથી, પ્રેમના પૂરે તણાઇ;
બાલ રસાલવિષે બહુ રાચી, ગુણ-રૂપથી લલચાઇ,
તેમાં નહિ લેશ નવાઇ;—કેવી કર્મતણી એ કમાઇ ?—
પણ એક વર્ષ પછી વજ્રપાતે, સાવ જશે તે સુકાઇ;
બાલ લતા તે બિચારી ન જાણે, અદૃષ્ટથી અંજાઇ,
અહો કર્મની કઠણાઇ;—કેવી કર્મતણી એ કમાઇ ! !

**सूत्रधार**—(મનમાં) શું મનોહર ગાયન, કે જેથી સર્વે સભાસદોનાં મુખકમલ પ્રફુલ્લિત થઇ ગયાં. પણ અરે! મારી પ્રિયાનું મુખ તો છેક કરમાઇ ગયું અને આંખમાંથી છેક આંસુની ધારા પડવા લાગી. આ કેવું આશ્ચર્ય અને કૌતુક! (સંભળાય તેમ) પ્રિયા! આવા આનંદદાયક સમયમાં આમ શોકાતુર થવાનું કારણ શું ?

**नटी**—નાથ! કાંઇ નહીં; એ તો સહજ કાંઇ વાત સાંભરી આવી, તેજ શોકનું કારણ.

**सूत्रधार**—પ્રિયા! એવો તે કયો વિચાર છે કે જેણે આવા મહોત્સવના અવસરમાં વિઘ્ન કર્યું ?

**नटी**—પ્રાણનાથ! આપણી પવિત્ર પુત્રી ચંદ્રભાગા ચંદ્રસેન શિવાય બીજાને વરનાર નથી.

**सूत्रधार**—હા, એમજ. વિદ્યાવાન્, ગુણવાન્ અને ચાતુર્યવાન્ ચંદ્રસેન શિવાય હું પણ તેને બીજાને વેરે વરાવવા ઇચ્છતો નથી.

**नटी**—પ્રાણનાથ ! આપે કહ્યું તે ઠીક. એ બધી વાતે આપણી ચંદ્રભાગાને ચંદ્રસેન યોગ્ય છે; પરંતુ ગઈ કાલની રાત્રીએ મને જે સ્વપ્ન આવ્યું તેમાં કોઇ મહાન પુરૂષનાં મને દર્શન થયાં.—

(સૂ)ત્રધાર—પછી ?

(ન)ટી—એટલુંજ નહીં પણ તેનો સત્કાર કરી આસન ઉપર બેસાડ્યા પછી એ મહાભાગે ચતુર ચંદ્રસેનના ઘણા ઘણા સારા ગુણો સુણાવ્યા.—

સૂત્રધાર—પછી ?

નટી—પણ છેવટ જે કહ્યું તે સંભારતાં હજી મને ત્રાસ છૂટે છે.

સૂત્રધાર—પ્રિયા ! એવું તે, તે તપોધને શું કહ્યું ?

નટી—પ્રાણનાથ ! પછી 'અગણિત ગુણવાળા ચંદ્રસેનનું આયુષ્ય માત્ર એક વર્ષનું છે' એમ કહ્યું. એ અક્ષરો સાંભળીને મૂર્છા પામેલા મારા કાનની જાણે આશ્વાસના કરતાં હોય તેમ મારાં નેત્રો નિદ્રાને મેલીને ત્રાસથી ચકિત થઇ જોવા લાગ્યાં, પણ મારી ખેદયુક્ત સ્થિતિ શિવાય બીજું કાંઇ પણ દેખાયું નહીં. એજ વિચાર હમણાં પણ મારી આવી અવસ્થા થવાનું કારણ છે.

સૂત્રધાર— (ગીતિ.)

કેમ કરૂં શું ન કરૂં, એમ થયો તુજ વચનવડે મૂઢ;
જેમ અશ્વપતિ નરપતિ, નારદનું વાક્ય સાંભળી ગૂઢ.

નેપથ્યમાં—જય જય મહારાજા અશ્વપતિ.

સૂત્રધાર—(પડદા સામું જોઇને) પ્રિયા! સંભારતાંવેતજ મહારાજની સવારી આનીકોર પધારી માટે ચાલો આપણે ઘેર જઇને એવિષે વિચાર કરિયે. (નીકળી જાય છે.)

(इति प्रस्तावना.)

---

## अंक १ लो.—प्रवेश १ लो.

સ્થળ—અશ્વપતિનું રાજદ્વાર.

अश्वपति, कीर्तिसेन, नारद, अने पछी
शत्रुशल्य तथा वीरमित्र आदि.

अश्वपति—(કારભારી સામું જોઇને) પ્રિયમિત્ર કીર્તિસેન!

कीर्तिसेन—આજ્ઞા મહારાજ!

अश्वपति—આજ લગભગ એક વર્ષ થયાં મહામાન્ય શત્રુશલ્ય સાથે કુંવરી સાવિત્રી પોતાનેસારૂ કુલીન યોગ્ય વર ખોળવા ગયાં છે તેવિષે હમણાં શા સમાચાર છે?

कीर्तिसेन—(હાથ જોડીને) આશરે એક માસની પેહેલાં આવેલા પત્રનો સાર મેં આપને તેજ સમયે નિવેદન કર્યો હતો કે—

(शार्दूलविक्रीडित.)

"જોયા રાજકુમાર પૂર્વદિશના સર્વે ખરા ચિત્તથી,
જોયા પશ્ચિમના, ભર્યા ઘણખરા જે નીતિને કીર્તિથી;
દીઠા દક્ષિણમાં ગુણી ચતુર ને જામેલ જે હર્ષથી,
સાવિત્રી મનહંસ તોપણ કહીં આરામ લેતો નથી.—

માટે મહારાજને વિનતિ કરવી કે અમે ઉત્તરમાં ઉતર્યા છિયે." પણ હમણાં કાંઇ સમાચાર નથી. માટે કોઇ મહાત્માને તેવિષે પુછિયે. કારણ કે તેઓ અકુંઠિત જ્ઞાનદૃષ્ટિથી સઘળું જાણે છે.

अश्वपति—(ઊંડો નિશાસો નાખીને) કુલીન કીર્તિસેન! મારા જેવા અલ્પ પુણ્યવાળા પુરૂષને એવા મહાત્મા જનોનું દર્શન ક્યાંથી હોય?

(मधुमाधवी.)

એવો હતો સમય એક વિશેષ સારો,
અત્યંત પુણ્યથકિ પૂર્વજનાં અમારો;
જેમાં પ્રતિક્ષણ અતિ પ્રણયે કરાતાં,–
દેવર્ષિ-દર્શનથકી સુખ સર્વ થાતાં.

**नेपथ्यमां**–છે એજ આ સમય ભૂપ વિશેષ સારો,
અત્યંત પુણ્યથકિ પૂર્વજનાં વિચારો;
આધીન છું પ્રણય જોઇ સદા તમારો,
ચિંતા જરાય પણ આપ ન ચિત્ત ધારો.

अश्वपति–અરે, શું મહામુનિ નારદ! (એમ કહેવાઇ જતાં મનમાં)

(पुष्पिताग्रा.)

સ્મરણ મનવિષે થયુંજ જેવું, તરત કર્યું અહીં આવવુંજ તેવું;
અતિશય કરૂણાભરેલ એવા, ત્રિભુવનમાં મુનિ કોઇ છે ન તેવા.
(સંભળાય તેમ) જાઓ કીર્તિસેન ! જાઓ. નિશ્ચય આ મે-
હેલની બહાર મહામુનિ નારદઋષિ પધાર્યા હોય એમ જ-
ણાય છે માટે તેમની પૂજા કરી ત્વરાથી તેડી લાવો.

कीर्तिसेन– આજ્ઞા મહારાજ ! (એમ કહી જાય છે અને ઋ-
ષિસહિત પાછા આવીને ) મહારાજ ! આ ભગવાન્ નારદ.

अश्वपति–(સંભ્રમથી ઉઠી પ્રણામ કરીને)

(रथोद्धता.)

ધન્ય છે દિવસ આજ અમારો, કે થયો શુભ મિલાપ તમારો;
આજના દિવસની સમ સારો, છે નહીં દિવસ અન્ય અમારો.

(માલિની.)

વળી—અયિ મુનિવર આજે ધન્ય આ રાજ્ય ધારૂં,
સફળ સકલ રીતે જીવવું આજ મારૂં;
જપ તપ નૃપ જન્મી જે કર્યું કાંઇ સારૂં,
ચરણકમળ આજે સેવવાથી તમારૂં.

**नारद**— વત્સ અશ્વપતિ! તું તારા પ્રજાપાલનરૂપ સ્વધર્મથીજ કૃતાર્થ અને ધન્ય છે તેમ છતાં વિનયનેલીધે તારૂં આવું બોલવું થાય છે, તે એક તારૂં ભૂષણ છે; પરંતુ હવે આપણે આમ પરસ્પર એકબીજાની સ્તુતિ કરવામાં વૃથા જતા કાળને કર્તવ્ય કામઉપર જોડવામાં લક્ષ દઇએ તો સારૂં.

**अश्वपति**-હા, મહાનુભાવ! એમજ. (એમ કહી કાંઇ સ્મરણ કરેછે.)

**नारद**—(મનમાં) રાજા મનમાં કાંઇક ઉદાસ છે એમ એના મુખ ઉપરથી જણાય છે. ઠીક છે. જે હશે તે પૂછવાથી જણાઇ રેહેશે. (પ્રકાશમાં) વત્સ અશ્વપતિ! તારા શરદૃઋતુના ચંદ્ર જેવા સુંદર મુખને રાહુની છાયાની પેઠે મેલું કરી નાંખે એવી શી ચિંતા છે!

**अश्वपति**—(સાંભળ્યાવિના એજ વિચારમાં મગ્ન છે એટલામાં)

**नारद**—(મનમાં) શુદ્ધ શ્રદ્ધાપૂર્વક અનેક પુરશ્ચરણ કરવાથી સાવિત્રીના દર્શનનાં સુખનો અનુભવ કરનારને પણ ઉદાસીને આધીન થવાપણું મારા મનમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. હશે ફરીને પૂછું. (પ્રકાશમાં) દાન અને માનને આપનારા અશ્વપતિ! ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થ તમને અનુકૂળ નથી? કે આજ સાવિત્રીનું અતિ આનંદ આપનારૂં દર્શન થયું નથી?

अश्वपति–હા, મહાનુભાવ! આપનો તર્ક ખરો છે. પુત્રી સાવિત્રીના દર્શનનું સુખ ન મળવાથીજ મારૂં મન આકુલવ્યાકુલ છે.

नारद–( કાંઇક હસીને મનમાં ) ઘણુંકરીને સર્વને મનમાં હોય તેજ વાત પ્રથમ મોઢે આવે છે, કેમકે મેં દેવી સાવિત્રીનાં દર્શનવિષે કરેલો તર્ક રાજાને પોતાની સાવિત્રી નામની પુત્રીનાં દર્શનરૂપે ફળ્યો. ઠીક,ત્યારે હું તેને તેજ વિષયમાં દોરૂં. (પ્રકાશમાં)વત્સ અશ્વપતિ! શું સાવિત્રી હમણાં આંહી નથી?

अश्वपति–( હાથ જોડીને ) ભગવાન્! જ્ઞાનચક્ષુથી સર્વ જાણનારા આપથી કાંઇ અજાણ્યું નથી તોપણ આપ પુછોછો ત્યારે કેહેવા આજ્ઞા લઉછું. એ પવિત્ર ચરિત્રવાળી પુત્રી તો સર્વ ગુણથી પોતાને યોગ્ય વર શોધવાને મારી આજ્ઞાથીજ દેશાટણ કરવા ગયાં છે. ગામે ગામ, નગરે નગર અને દેશે દેશ ફરતાં તેને એક વર્ષ થવા આવ્યું. પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દેશના અનેક રાજકુમારો જોયા તોપણ તેમાંથી કોઇનાવિષે સાવિત્રીનો મનરૂપી હંસ વિશ્રામનું સુખ લેતો નથી. હવે તે ઉત્તરમાં ઉતરેલ છે એમ એક માસ પેહેલાં શત્રુશલ્યના પત્રથી જાણ્યું હતું.

नारद–વારૂ, હમણાં શા સમાચાર છે?

अश्वपति–પણ હમણાં કાંઇ સમાચાર નથી. એવિષે કુલીન કીર્તિસેન સાથે વાતચિત કરતાં આપનું સ્મરણ થયું, એટલામાં આપ મહાનુભાવનું પધારવું થયું. હવે તે કયારે આવશે, તેની કેવી સ્થિતિ છે, અને કોઇ રાજકુમાર તેના મનને ઠરવાનું ઠેકાણું થયો કે કેમ? તે સર્વ હું આપ પાસેથી જાણવા ઇચ્છુંછું.

नारद–(થોડી વાર ધ્યાન ધરી) મહારાજ! આમાં આપને કાંઇ ચિંતા કરવાનું કારણ નથી. પવિત્ર ચરિત્રવાળી પુત્રી સાવિત્રીનાં મુખદર્શનનું સુખ આપને આઠ ઘડી પછી થશે.

अश्वपति–( આશ્ચર્ય અને આનંદથી મનમાં ) અહો, શું સારી પ્રાણસમાન પ્રિય કુમારી સાવિત્રી આઠજ ઘડી પછી આહીં આવશે? ( સંભળાય તેમ ) મહામુનિ! આપે મારી ઉપર મોટો અનુગ્રહ કર્યો. હે મુનીશ્વર! હવે એ પુત્રીનું આવવું થાય ત્યાંસુધી આપ પણ કૃપા કરીને આહીંજ રહો એવી આ આપના સેવકની ઇચ્છા છે; જેથી તેણે વરેલા રાજકુમારના ગુણ-દોષવિષે તે આવ્યા પછી આપનાથી અમે જાણીતા થઇએ.

नारद–( હસીને ) જેવી આપની ઇચ્છા. આ માણસ આપના પ્રેમની આગળ પરવશજ છે.

अश्वपति– એ મોટો અનુગ્રહ. ( એમ કહી થોડીવાર વિચારીને) મુનિરાજ !— (अनुष्टुप्.)

વર્ષ વીતી ગયું એક, પ્રિય પુત્રી ગયા પછી;
નથી આ તો ઘડી આઠ, જતી આપે કહ્યા પછી.

नारद–વત્સ અશ્વપતિ ! તમારૂં બોલવું યથાર્થ છે. કોઇ પણ રીતે જો પ્રિયજન અમુક સમયે આવશે એવું મનમાં જણાય તો પછી તે સમય ઉત્કંઠાથી ઘણો દૂર થઇ પડે છે. ઇચ્છા હોય તો એટલીવાર સુધી કાંઇ વિનોદ કરિયે.

अश्वपति–મહાનુભાવ ! ઘણું સારૂં. પણ શો વિનોદ કરશું?

नारद–ઇચ્છા હોય તો બુદ્ધિબળની રમત રમિયે.

अश्वपति–અહો, બહુ સારૂં. આપે બતાવેલી એ રમત મને પણ બહુજ પ્રિય છે. (સેવકને બોલાવે છે) અરે કોણ છે અહીં?

द्वारपाळ–( પ્રવેશ કરીને ) આજ્ઞા મહારાજ ! આપની આજ્ઞાને ધારનાર સેવક સર્વ હાજર છે.

अश्वपति–દ્વારપાળ ! જાઓ. આપણે ત્યાં બુદ્ધિબળ ખેલનારા ખેલાડિયો રહેલા છે તેને બોલાવી લાવો.

नारद– હું તો આમાં મધ્યસ્થજ રહીશ.

अश्वपति–મહાનુભાવ ! પ્રતિસમયે યુદ્ધ કરાવીને પાછળથી મધ્યસ્થ રેહેવું એ આપનો સ્વભાવજ છે.

द्वारपाळ–( પ્રવેશ કરીને ) મહારાજાધિરાજ ! ખેલાડિઓ બહાર ઉભા છે.

अश्वपति–એમને અહીં આવવા દ્યો.

द्वारपाळ–જેવી મહારાજાની આજ્ઞા. (એમ કહી ખેલાડિયોને પ્રવેશ કરાવે છે.)

पहेलो–(ચારેકોર જોઇને)

(भुजंगप्रयात.)

બધાં ભૂષણો દૂષણોરૂપ જાણી, ખરાં ભૂષણો શીલ આદિ પ્રમાણી
રહી સાવસાદા મહારાજ રાજે, ધરા તે ધરેણે વિશેષે વિરાજે.

बीजो–(નારદને જોઇ) (मधुमाधवी.)

શોભે વિભૂતિથિ લલાટ વિશુદ્ધ રંગે,
રૂદ્રાક્ષરૂપ શુભ ભૂષણ સર્વ અંગે;
કલ્યાણકારિ મુનિ શોભિત આ સમાજે,
ભૂપાલભાગ્યથકી નારદજી બિરાજે.

बेयसाथे–જય જય મહારાજ !

अश्वपति–ખેલાડિયો ! આજે

त्रेय—જેવી મહારાજની આજ્ઞા. (એમ કહી રમત માંડે છે.)

पेहेलो—સખે કપિંજલ! તને નીલમણીની બાજી ગમે છે કે માણિક્યની!

बीजो—ભાઇ નૂપુરક! મને તો માણિક્યની લાલબાજીજ ગમે છે.

पेहेलो-નિરંતર પરાજય પામવાની રીસથી રાતી થયેલી બાજી તુંજ રાખ. હું તો પોતાના ભુજના પરાક્રમથી મેળવેલી જયલક્ષ્મીની કાંતિની ઝાંયથી નીલી થયેલી ઇંદ્રિનીલમણિની બાજી લઊંછું.

बीजो—ભાઇ! એમ ખોટી કપોલકલ્પના કરવાથી શું થવાનું છે? કઇ જીતેલી અને કઇ હારેલી તે તો રમવાથીજ જણાઇ રેહેશે. (એમ કહેતાં વ્યૂહ રચે છે.)

नारद—(નીરખીને) રાજા! આ કપિંજલે તો પાદશાહ અને વજીરનાં પાળાં બબે ઘર ચલાવી તેને બેય પડખે બે ઘોડા નાંખ્યા જેથી તે બેય પાળાં જોરવાળાં થયાં.

अश्वपति—(જોઇને) મહારાજ! હું એમ ધારૂં છું કે બે પાળાંની પાછળ બે ઊંટ નાંખીને મજબૂત કોટડી બાંધશે.

नारद—વત્સ અશ્વપતિ! આનીકોર પણ નજર કરો. આણે તો બેઊંટસાથે વજીરને સામેની સેનાને ત્રાસ આપવા આગળ ચલાવ્યો છે કે જે કપિંજલને કોટડી બાંધવામાં વિઘ્નરૂપ થઇ પડચો છે.

अश्वपति—મહાનુભાવ! આપ કહો છો એમજ છે. આ એક કર્ણાટકી અને બીજો કાશ્મીરી ખેલાડી, એ બેય આ વિષયમાં ઘણાજ કુશળ છે. જો કોઇ પ્રકારનો ઓચિંતો મ ક્ષેપ ન આવી પડે તો કોય કોયથી કોય વધી જાય તે

नारद–ખરૂં છે. એ બેય જણની વ્યૂહરચનાની રીતીજ તેઓની કુશળતા જણાવી આપે છે. (આંગળી ચીંધીને)જુઓ મારા મનમાં આ વિષય બહુ આશ્ચર્ય પમાડે છે કે આ ખેલાડી પોતાનો હાથી, ઘોડો, ઊંટ અને વજીર મરે છે તેને ગણતો નથી, અને માત્ર પરિણામે જયના મૂળરૂપ પાળાનીજ રક્ષા કરે છે. પણ સામેનો ખેલાડી આ વગરબળે પડેલા ઘોડાને, હાથીને કે વજીરને મારતો નથી પણ તે પાળાનેજ નિર્બળ કરવા અનેક પ્રયત્ન કરે છે.

अश्वपति–મુનિરાજ! આપના મનને સંતોષ થયો તેથી આજે તેનું રમતમાં કુશળપણું સફળ થયું.

नारद–રાજા! રણભૂમિમાં ગાજતા ધીર અને વીર પુરૂષોની મહાવ્યૂહની રચના જોવાથી થતાં સુખનો અનુભવ લીધાને ઘણાં વર્ષ વીતી ગયાં તેથી રમતની વ્યૂહરચના પણ મને સુખ ઉપજાવે છે. એટલુંજ નહીં પણ બુદ્ધિબળનો ખેલ માણસના બુદ્ધિબળને જણાવી આપે છે, કેમકે બીજી રમતો રમનારાઓને લજાવે છે; પરંતુ આ રમત તો નિરંતર માણસોને શોભા આપે છે.

अश्वपति–ભગવાન્ મહામુનિ! એમજ છે. વળી રાજનીતિની નિપુણતા પણ આ રમતમાં ઘણી જણાય છે. જુવો કોઇ પોતે મરીને ધણીને હિતકારક થઇ પડે છે, કોઇ બીજાને મારીને ધણીનું હિત કરે છે, કોઇ પોતાનું ઘર મેલીને પણ હિત કરે છે, અને કોઇ વચમાં આવી પડીને પણ રક્ષાકરે છે.

नारद–(ફરીને રમત સામું જોઇને) જુઓ.–

(शार्दूलविक्रीडित.)

હાથી દૂર રહ્યા ગણ્યુંજ નહિ તે પાળાતણી શી કથા?
ઘોડાની પણ ચાલ ચંચળ ગણી, ચોપે જવામાં વૃથા;
ચાલે ચંચળ ઊંટ સાથ લઇ બે આકાર મંત્રી ધસે,
માનું કામ મહાન કાંઇ કરવા એ બેય આવ્યા હશે.

**नेपथ्यमां**—તપોનિધાન, મહાનુભાવ, ભગવાન્ નારદમુનિ જેવું છે તેવુંજ કહેછે. સાચું, મહામુનિ! સાચું. મહારાજાના અનુચર અમે બેય પવિત્ર ચરિત્રવાળી કુમારી સાવિત્રીસહિત મહારાજાને કાંઇક પુછવામાટે હાથી, ઘોડા, અને પાયદળ આદિ સર્વ સૈન્ય પાછળ રાખીને ચંચળ ઊંટોને સાથે લઇનેજ અહીં આવ્યા છિયે.

**अश्वपति**—(આનંદ અને આશ્ચર્યથી) અહો, શું મારા પરમમિત્ર શત્રુશલ્ય અને વીરમિત્ર પુત્રી સાવિત્રીસહિત આવી પહોંચ્યા? આજ આનંદનો દિવસ.

**नारद**—(હસીને મનમાં) ઠીક, મેં તો આ બુદ્ધિબળ એટલે સેતરંજની રમતવિષે કહ્યું, પરંતુ ઘુણાક્ષરન્યાયથી તે ચાલતા વિષયમાં કામે લાગ્યું.

**अश्वपति**—ચતુરંગ રમવામાં ચતુર કિંકરો! હમણાં તો આ ખેલ એમને એમ રાખો. ફરીને નવરાશ મળશે ત્યારે તમારી કુશળતા જોશું.

**बेय रमनाराओ**—જેવી મહારાજાની આજ્ઞા. (કહી જાયછે.)

**प्रधानो**—(પ્રવેશ કરીને) જય જય મહારાજ! (પ્રણામ કરે છે.)

अश्वपति—(અતિ આનંદે માનસહિત) પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો.

प्रधानो—(નારદને જોઇને) અહો, સર્વ દેવતાઓને વંદવા યોગ્ય ચરણારવિંદવાળા ભગવાન્ નારદ પણ આ સભાને શોભાવે છે.

नारद—પ્રધાનો ! તમે કુશળ રહો.

अश्वपति—આર્ય શત્રુશલ્ય ! મિત્ર વીરમિત્ર ! આ અતિ લાંબા દેશાટણમાં તમે બેય આરોગ્ય રહ્યા હતા કે ?

वीरमित्र—(ગળગળે સાદે) આપ અન્નદાતાના પ્રતાપથી આજસુધીના સઘળા દિવસો આનંદમાંજ નીકળ્યા છે. પરંતુ ઉદાશી માત્ર એટલીજ રહેતી કે કુમારી સાવિત્રીના મનરૂપી હાથીને બંધાવાના સ્થંભરૂપ કોઇ રાજકુમાર થયો નહીં.

अश्वपति—પછી કેમ થયું ?

शत्रुशल्य—મહારાજ ! પૂર્વ, પશ્ચિમ, અને દક્ષિણ દિશાના રાજકુમારોવિષેતો અમે આપને પત્રદ્વારા નિવેદન કરી ચૂક્યા છિયે.

अश्वपति—હા, એક માસ પહેલાં આપનો પત્ર મારી આંખોનો અતિથી થયો હતો પરંતુ ઉત્તરમાં ગયા પછી શું થયું તે તમારે મોઢેથી સાંભળવું છે.

शत्रुशल्य—મહારાજ ! આ ચિત્રઉપરથીજ ત્યાંનું વૃત્તાંત જણાઇ આવશે. (એમ કહી ચિત્રપટ દેખાડે છે.)

अश्वपति—(આદરથી જોઇને) અતિ ઘાટાં વનથી મનોહર, અનેક આશ્રમોથી આનંદ આપનાર, મુનિયોના સહવાસથી શાંત સ્વભાવનાં થયેલાં પ્રાણીઓવાળો અને જેમાંથી અનેક નિર્મળ ઝરણાં ઝરે છે એવો આ પર્વત શોભા આ-

પે છે. સોનેરી કેળનાં સુંદર અને પીળાં પાદડાંથી છત્રવાળો, નવાં ઝરતાં ઝરણાંથી હીરાના હારવાળો, અને ચમરીમૃગોનાં પુછડાંના ગુચ્છથી શોભા વધવાનેલીધે રાજાના જેવો લાગતો આ પર્વત દેખતાંવેંતજ ચિત્તમાં શાંતિ કરે છે.

**नारद**—(હર્ષસહિત જોઇને) આ સુંદર પર્વતની કોઇ અપૂર્વજ શોભા છે. પ્રત્યેક વનમાં અને પર્ણશાલામાં શમ દમ અને નિયમવાળા મોટા મુનિયો શંકરનાં ચરણારવિંદમાં ચિત્ત ચોડીને સર્વે વનનાં વૃક્ષોની ખરેખરી કરે છે.

**अश्वपति**—ભગવાન્! એમજ છે. આનીકોર પણ દૃષ્ટિ કરો. શાલ, રસાલ, અને તાલનાં અનેક વૃક્ષોના સમૂહવાળા આશ્રમમાં પોતાની મેળે ખરી પડેલાં સૂકલ પાનડાંથી છવી લીધેલી તપસ્વીઓને હિતકારી વિશાળ પર્ણશાળામાં વાનપ્રસ્થની અવસ્થાને અનુભવતો આ કોઇ વૃદ્ધ રાજર્ષિ અગ્નિ હોમે છે. અરે, હું આવા સુખને અનુભવ કરવાને પાત્ર ક્યારે થઇશ? કેમકે.—

(**मधुमाधवी.**)

તે ધન્ય, જે નૃપતિઓ વિષયો તજીને,
શૃંગાર વલ્કલ-વિભૂતિવડે સજીને;
સોપી સમગ્ર પૃથવી યુવરાજ પાસે,
શ્રી શંભુને ગિરિતલાટિવિષે ઉપાસે.

(આંખમાં આંસુ આવી જાય છે, ગદગદ કંઠ થઇ જાય છે, અને રૂવાણાં ઉભાં થઇ જાય છે.)

**वीरमित्र**—મહારાજ! હજી ઘણું જોવાનું છે માટે બીજા વિષયમાં ઉતરવું ઘટિત નથી.

अश्वपति—(લાજથી આંસુ લુતાં લુતાં સારી પેઠે જોઇને) પ્રિયમિત્ર ! શું આ દંપતીનું જોડું આંખે અપંગ છે ?

शत्रुशल्य—મહારાજ ! આપનું બોલવું યથાર્થ છે.

अश्वपति—(ઘણી વારે સ્મરણ આવતાં) અરે ! આ તો શાલ્વદેશના અધિપતિ મહારાજા દ્યુમત્સેન !!

शत्रुशल्य—આપ એમને કેમ ઓળખી શક્યા ? કોઇ દિવસ મળ્યા હતા કે શું ?

अश्वपति—હા,આ મહારાજાનાં દર્શન મને ઘણાં વર્ષોની પેહેલાં એક રાજસૂય યજ્ઞમાં થયાં હતાં. એ સમયે તેની પૂર જુવાની હતી તો પણ તેનાં આચરણ મહાજનોએ પણ વખાણવા યોગ્ય હતાં. મારે માથે તેમણે તે સમયે પૂર્ણ પ્રીતિ દર્શાવી હતી. (ચિત્રપ્રત્યે) પ્રિયમિત્ર ! અરે, હું ભૂલ્યો. આર્યરાજર્ષિ! ઘણા દિવસે આપનાં દર્શન થયાં છે. તર્ક કરી ન શકાય એવો છતાં પણ જે પ્રિયજનનો સમાગમ, "આને અમૃતનાં કિરણોનો ભાગ ભેળો કરીને ઉત્પન્ન કર્યો હશે કે શું? અથવા આને નંદનવનના શીતલ ચંદનના રસવડે બનાવેલ છે કે શું ?" એમ માણસોને તર્ક ઉપજાવે છે, તે પ્રિયજનનો સમાગમ અનેક પુણ્યવિના ક્યાંથી થાય ?

वीरमित्र-(મનમાં) મહારાજા આ ચિત્ર જોવાની વાત વિસરી ગયા હોય એમ લાગે છે.

नारद—પ્રેમથી પવિત્ર ચરિત્રવાળા સન્મિત્રોને એમજ ઘટે છે.

शत्रुशल्य—દેવ ! આ ચિત્ર છે. ઉઘડતાં કમળની શોભાને ઝાંખી પાડનારાં આપનાં નયનોને બીજી કોર પણ ફેરવો.

अश्वपति—(મનમાં) અહો, પ્રેમને પરવશ થવાથી ચિત્ર જોણ છું એ વાત વીસરી જઇને હું આ શું બોલ્યો? હશે. નારદજીની પાસે ક્ષમા માગું. (નારદને પ્રસિદ્ધ) આપ પાસે બેઠેલા છતાં પ્રેમરૂપ અમૃતરસવડે પુરાવાનેલીધે અંતઃકરણ દૂર ખેંચાવાથી ભૂતભરાએલાની પેઠે, મદિરાના મદથી મદેલાની માફક અને ઉન્મત્તનીઘોડે મારાથી સંબંધવગરનું જે બોલાયું તે આપ ઉદાર અંતઃકરણવાળાના શિરોમણિએ ક્ષમા કરવું જોઇએ.

नारद.—રાજા! એ કાંઇ દૂષણ નથી પણ તમારા સરખા અપાર પ્રેમને પાર ગયેલાનું એ ભૂષણ છે. કેમકે સ્વાર્થને માટેજ એક અંતઃકરણને બાંધનારા મિત્રો સેકડો અને હજારો હશે તેને નમસ્કાર છે. મન, વચન, ક્રિયા અને અર્થ જેણે મિત્રરૂપ કરેલ હોય એવા તમારા સરખા ધન્ય પુરુષો ધરતીમાં કેટલાક છે?

अश्वपति—એ આપનું સ્વભાવથીજ પારકાના દૂષણને ભૂષણ કરવાપણું કોઇ જુદાજ પ્રકારનું છે. (એમ કહી બીજે ઠેકાણે સત્યવાનનું ચિત્ર જોઇને) આજ એ મહારાજાની યુવાવસ્થાનું ચિત્ર; ખરેખર એ તો એજ. તેજ તેમનું કાંતિવાળું લલાટ, તેજ તેના આજાનુ બાહુ, તેજ તેની પોપટની ચાંચ જેવી સુંદર નાસિકા, તેજ તેનું વિશાળ વૃક્ષસ્થળ, અને તેજ તેનાં કમળની શોભાને ઝાંખી પાડનારાં નેત્ર. ખરેખર એતો એજ.

नारद—રાજા! આને યુવાવસ્થાને યોગ્ય ઘરેણાં નથી એ શું?

अश्वपति—હું પણ એજ વિચાર કરૂં છું.

नारद—કોઈ બીજાનું તો ચિત્ર નહિ હોય?

अश्वपति—(વધારે જોઇને) ખરેખર ચિત્ર તો એજ મહારાજાની યુવાવસ્થાનું છે. અરે, હવે મને સ્મરણ આવ્યું. કુશળ ચિત્રકારે આવડી ભૂલ ન કરવી જોઇએ.

नारद—વત્સ અશ્વપતિ! મને તો આ ચિત્રમાં કાંઇ દોષ નથી જણાતો ત્યારે તમારૂં મન શા ઉપરથી ચિત્રકારની ભૂલ થઈ માને છે.

अश्वपति—મુનિરાજ! આ માયાળુ મહર્ષિએ મને પ્રથમ પરિચયમાંજ પોતાનો આભ્યંતર મિત્ર ગણી, વિજયલક્ષ્મીને વિલાસ કરવાની વધારે ઊંડી વાવ સરખી, કોઇ મોટા સંગ્રામમાં ખડ્ગનો પ્રહાર થવાથી પડી રહેલા ઘાવાળી પોતાની છાતી બતાવી હતી.

नारद—હા, હવે હું સમજ્યો. તેજ ઘા વૃદ્ધાવસ્થાના ચિત્રમાં ચિત્રકારે ચોખ્ખી રીતે દેખાડી આપેલ છે અને યુવાવસ્થામાં સાવ દેખાડી આપેલ નથી. જો એમ હોય તો નકી ચિત્રકારની મોટી ભૂલ. પણ આવા ચિત્રકારની એવી ભૂલ થવી સંભવતી નથી માટે હું ધારૂં છું કે આ છબી તેના કુમારની હશે.

अश्वपति—મને પણ એજ તર્ક આવ્યો છે. પણ જો એમ હોય તો તેની અવસ્થાને ન ઘટે એવાં વસ્ત્ર અને આભૂષણો શું કરવા પેહેરવાં જોઇએ?

नारद—હવે આવિષે પ્રધાનોને પૂછીનેજ સંદેહ ટાળિયે.

अश्वपति—શાણા શત્રુશલ્ય! આ છબી કોની છે?

शत्रुशल्य—એ તો એ રાજર્ષિના પુત્રનીજ છબી છે:

अश्वपति—ત્યારે તે પોતાનું મોટું રાજ્ય ત્યાગ કરીને શા-માટે તપોવનમાં સાથે આવેલ છે?

**वीरमित्र**—મહારાજ! તેમના પિતાએ પણ રાજ્ય ત્યાગ કર્યું નથી.

**अश्वपति**—શું ત્યારે બિજા કોઇએ કરાવ્યું છે?

**वीरमित्र**—હા, મહારાજ!

**अश्वपति**—કોણે?

**वीरमित्र**—તેમના ભાયાતોએ.

**अश्वपति**—(ખેદ સહિત) અરે રે, આ નિર્દોષ જોડું આંખે અંધ છે. હાય હાય, નિર્દય શત્રુઓએ તેને રાજ્યભ્રષ્ટ કરેલ છે! ધિઃકાર છે મારા રાજ્યને, ધિઃકાર છે મારા બળને, ધિઃકાર છે મારા ધનને, ધિઃકાર છે મારા ભંડારને અને ધિઃકાર છે મારી અગણિત સેનાને કે મારો મિત્ર દુઃખી છે. અરે દુષ્ટો! શું અશ્વપતિ પૃથ્વીમાં નથી એમ તમે જાણો છો? હવે તમારો નાશ પાસે આવ્યો છે. અરે વૃદ્ધરાજર્ષિ આ અવસ્થા થઇ ત્યાંસુધી પણ આપના ગુણવડે વેચાયેલા હ્રદયવાળા આ માણસને સંભાર્યો નહીં? માત્ર કાગળથીજ મને સમાચાર દેવા હતા. આ પ્રધાનોએ પણ ચિત્રપટ દેખાડવાના ડોળથી બહુ વિલંબ કર્યો. તે કરતાં તરત ટુંક અક્ષરોમાંજ જે વાત હમણાં જાણી તે જણાવી દીધી હોત તો કેવું સારૂં થાત? ઠીક. જે થયું તે થયું. હવે આ ચિત્ર જોવાનું કૌતુક પુરૂં થયું. (એમ કહી ચિત્રપટ ઉડાડી નાંખી નારદ સામું જોઇને) મહામુનિ! આપને યુદ્ધ જોવું બહુ ગમે છે તો આપે પણ સાથે પધારી એ દુષ્ટોની થોડા દિવસોમાં હું કેવી દશા કરૂં છું તે જોવું.

**नारद**—જેવી આપની ઇચ્છા.

**अश्वपति**—(બીજી કોરે જોઇને) દ્વારપાળ! જાઓ, મારી આજ્ઞાથી સેનાપતિને કહો કે એક પ્રહરની અંદર આપણું સર્વ સૈન્ય તૈયાર કરી રાખે. એટલામાં હું ઘણે દિવસે આવેલાં કુમારી સાવિત્રીને મળી આવું. (એમ કહી ઉઠવા જાય છે.)

**वीरमित्र**—(હાથ જોડીને) મહારાજ! જોવાનું છે તે મેલીને બીજા વિષયમાં ક્યાં ઉતરી જાઓ છો? આપ પુરૂં ચિત્રતો જુઓ.

**अश्वपति**—હવે બીજું શું જોવાનું બાકી રહ્યું છે? માત્ર એના દુષ્ટ દુશ્મનોને ઉખેડી કાઢી તે ઠેકાણે આ યુવરાજનેજ પટ્ટાભિશેક કરવો બાકી છે. બીજું કાંઇ જોવાનું નથી.

**शत्रुशल्य**—તોપણ આપ જરા આ માધવીમંડપનાં ચિત્રમાં નજર કરો. (દેખાડે છે.)

**अश्वपति**—(જોઇને) હા, ઠીક. બેય પ્રધાનોનાં પણ ચિત્ર આળખેલાં છે. (ફરીને જોઇને) અરે, શું? ચક દૂર કરી મનોહર હીરાનો હાર હાથમાં લઇ વેગથી પવિત્ર પુત્રી સાવિત્રી રથમાંથી ઉતર્યા જણાય છે. (જરા વધારે જોઇને) ખરેખર તેની દૃષ્ટિ આ રાજકુમારમાં બંધાણી છે તેથી તેને સ્વયંવરમાળા આરોપવા જાય છે ને આ પ્રધાનો તેને ના પાડતા હોય તેમ આડા પડે છે. કેમ મુનિરાજ! ખરૂં કે?

**नारद**—હા, એમજ. પણ આ ઉપરથી કુમારી સાવિત્રીના અને પ્રધાનોના વિચારો જુદા પડેલા જણાઇ રહે છે.

**अश्वपति**—પ્રધાનો! એ વિષે તમારો શો મત છે?

**वीरमित्र**—શું એ પદભ્રષ્ટ રાજાના કુંવરની સાથે સાવિત્રીનું

લગ્ન થવું ઘટિત છે? શું આખી પૃથ્વીમાં બીજો કોઇ રાજકુમાર નથી?

**अश्वपति**—પ્રિય પ્રધાનો! પદભ્રષ્ટ છે તે વિષે તમારે ચિંતા ન કરવી. તેના ગુણદોષ માત્ર જોવાના છે. તે માટે આ મહામુનિ નારદ પાસેથી તે સર્વ જાણી લઇએ.

**नेपथ्यमां**— (शालिनी.)

થામાં થામાં ચક્રવાકી ઉદાસી, થાશે થાશે સૂર્ય પાછા વિકાશી;
સૌએ દુઃખે ધૈર્ય ધારી રહેવું, વિદ્વાનો ને શાસ્ત્રનું વાક્ય એવું.

**नारद**—અરે, શું સંધ્યાકાળ થઈ ગયો? (ચારેકોર જોઇને) હા, દુર્જનોની બુદ્ધિની પેઠે પૃથ્વીનું રૂપ તમથી રૂંધાઇ ગયું, સુજનોના મનની પેઠે આકાશ રાગવાળું થઇ ગયું અને ગુણી લોકો જેમ ગુણીજનનો આશ્રય કરે તેમ સુંદર ફળથી નમેલાં મનોહર વૃક્ષોનો, પક્ષીઓ આશ્રય કરે છે. માટે હું શિવાર્ચન કરવા જાઊં. (કહી ઉઠવાનો આરંભ કરે છે.)

**अश्वपति**—દયાળુ ભગવાન્! સાયંકાળની સંધ્યા કરી શ્રી શંકરની સેવા કરી મંત્રનો જપ કરી આપે આપના પવિત્ર ચરણકમળથી આ ભૂમિને તરત શોભાવવી.

**नारद**—થોડીવાર પછી આવ્યોજ છું એમ સમજો.

**अश्वपति**—એ મોટા અનુગ્રહનું ચિન્હ. (પ્રણામ કરે છે.)

**नारद**—(આકાશ માર્ગે જાય છે.)

**अश्वपति**—પ્રધાનો! હું પણ શિવાર્ચન કરીઆવી ત્યારપછી દેવી માલવી અને કુમારી સાવિત્રીસહિત વિચારભવનમાં જાઇશ, માટે તમારે ત્યાં તરત આવવું.

**प्रधानो**—જેવી મહારાજની ઈચ્છા. (જાય છે.)

अश्वपति—દ્વારપાળ ! મારે શિવાર્ચન કરવા અંતઃપુરમાં જવું છે માટે આગળ ચાલ.

द्वारपाळ—મહારાજા ! આમથી પધારો.

अश्वपति—(દ્વારપાળે માર્ગ બતાવાતાં નીકળી જાય છે.)

---

## अंक २ जो.- प्रवेश १ लो.

સ્થળ—રાજવાડી (પ્રમદવન)

सोमशर्मा अने देवशर्मा.

सोमशर्मा—(ફૂલવીણતાં પ્રવેશ કરીને મનમાં) મોટા વિચાર કરી શકે તેવા મનોહર ચિત્તવાળા પ્રધાનોએ મને આજ્ઞા કરી છે કે 'શિવપૂજન માટે તરત ફૂલ લઈ આવ.' માટે રાજભવનના વાડીમાં હું આવ્યો છું. (ચારેકોરથી સુંદર ફળોના ભારથી નમેલાં મનોહર વૃક્ષોને જોઇને હર્ષથી.)

(मधुमाधवी.)

સદ્દવૃક્ષ કોણ તમને ન અહીં વખાણે,
જાતે કરેલ જન જે ઉપકાર જાણે;
વેઠો વિપત્તિ સઘળી પણ દુઃખ કાપો,
ઓથે પડેલ જનને સુખ સર્વ આપો.

(એમ કહી ફૂલવીણતાં ફરતાં ફરતાં ફરીને બોલે છે.) ફળથી નમી રહેલાં તમો સર્વ મનુષ્યોને સારાં ફળ, ફૂલ, મૂળ, છાલ, પાન અને બાળવાને માટે અંગ (લાકડાં) પણ આપો છો. એ આપની ઉદારતાને કોઇની ઉપમા આપી

શકાય તેમ નથી. ઉદાર પુરૂષોમાં ઉત્તમ અવનીપતિ પણ તે ઉદારતાની તુલનાને પામતો નથી.

**નેપથ્યમાં**—અરે! કોણ એ વગરવિચાર્યું બોલે છે આ રાજકુંજમાં આવીને.

**સોમશર્મા**—(મનમાં) અરે, કોઇ રાજસેવક આ મારૂં બોલવું સાંભળી ક્રોધે ભરાયો હોય એમ લાગે છે. ચિંતા નહીં. સત્યવાદીને ભય ન હોય. (પ્રકાશમાં ફરીને વૃક્ષો પ્રત્યે.)

મધુમાધવી.

પાણે કરે અરર જે તમને પ્રહાર,
તેને અમૂલ્ય ફળ આપ દિયો અપાર;
તે કામને કદિ કરી શકનાર કોય,
પૃથ્વીવિષે નૃપતિ હાલ નહીંજ હોય.

**દેવશર્મા**—(ઘણો ક્રોધ જણાય તેમ એકાએક બહાર નીકળીને) કોણ, કોણ એ વારંવાર મારા હૃદયમાં, મસ્તકમાં અને કાનમાં ઉદ્વેગ કરે એવાં વચન બોલે છે?

**સોમશર્મા**—(જોઇને) અહો, શું મારો મિત્ર દેવશર્મા! ભલે આવ્યો.

**દેવશર્મા**—હા, છું તો હું તેજ. પણ તેં જે વિશેષણ દીધું તે હવે હું તારીપાસેથી લેવા ઇચ્છતો નથી.

**સોમશર્મા**—એવો મેં તારો શો મોટો અપરાધ કર્યો છે કે મારો બાળમિત્ર છતાં આ સમયે થોડીજ વારમાં તું પવિત્ર મિત્રાઇ તોડવાને ઇચ્છેછે.

**દેવશર્મા**—મિત્રાઇ તોડવાનું એજ મોટું કારણ છે કે જે તેં હ-

મણાં મન-વચન-કર્મથી કર્યું તે. તારા જેવા ભવ્ય પુરૂષોની વાણી મનના વિચારથી અવળી ઘણુંકરીને હોતી નથી.

**सोमशर्मा**—આ વચનોથી તારો અભિપ્રાય મારાથી સમજાતો નથી માટે ચોખ્ખી રીતે કહે.

**देवशर्मा**—સાંભળ ત્યારે સમજાય તેમ કહુંછું. હું રાજાને નરલોકના પરમેશ્વર ગણું અને તું તેને જડ એવાં ઝાડવાંથી પણ અધમ ગણે છે, એટલે આપણી મિત્રાઇ રેહેવાની નથી. હું ધારૂંછું કે હમણાં તું એક વર્ષ દેશાટન કરી આવ્યો તેમાંથી આ નવી વિદ્યા મેળવી આવ્યો હશે. કેમકે તે પેહેલાં કોઈ દિવસ તારામાં આવી ચતુરાઈ અમે દીઠી ન હતી.

**सोमशर्मा**—ભાઇ! મેં તો માત્ર ઉત્તમ વૃક્ષોનાં વખાણજ કર્યાં છે. રાજાની નિંદા કરવાને માટે મારૂં બોલવું ન હતું, પણ હવે તેં ખોટો વાદ કરીને સંભારી આપ્યું. એ તો ખરૂં કે દેશાટનથીજ હું એ વિદ્યા શીખ્યો છું. તું ગમે તો મારી મિત્રતા રાખ અને ગમે તો સાવ તોડી નાંખ પણ મારાથી તો ખરૂં બોલ્યા વગર રહી શકાય તેમ નથી. અને મારાથી એકપણ વચન સાચું બોલાયું કે તું રાતોપીળો થઈ જઈશ.

**देवशर्मा**—બોલ જે બોલવાનું હોય તે. ઘડીવાર તારાં વચન સાંભળવાનું દુઃખ હું ખમી રહીશ.

**सोमशर्मा**—ત્યારે સાંભળ, કહું છું. હું તો ખરેખર રાજસેવાને જુદા પ્રકારનીજ માનું છું. મેં ઘણા વિવેકી, વિદ્વાન્ અને પવિત્ર અંતઃકરણવાળા પુરૂષોને રાજસેવા કરતા જોયા છે. અને તેમાંથી તેઓને પવિત્રપણામાં પણ અપવિત્રપણાના

મણાં મન-વચન-કર્મથી કર્યું તે. તારા જેવા ભવ્ય પુરૂષોની વાણી મનના વિચારથી અવળી ઘણુંકરીને હોતી નથી.

**सोमशर्मा**—આ વચનોથી તારો અભિપ્રાય મારાથી સમજાતો નથી માટે ચોખ્ખી રીતે કેહે.

**देवशर्मा**—સાંભળ ત્યારે સમજાય તેમ કહુંછું. હું રાજાને નરલોકના પરમેશ્વર ગણું અને તું તેને જડ એવાં ઝાડવાંથી પણ અધમ ગણે છે, એટલે આપણી મિત્રાઇ રેહેવાની નથી. હું ધારૂંછું કે હમણાં તું એક વર્ષ દેશાટન કરી આવ્યો તેમાંથી આ નવી વિદ્યા મેળવી આવ્યો હશે. કેમકે તે પેહેલાં કોઈ દિવસ તારામાં આવી ચતુરાઈ અમે દીઠી ન હતી.

**सोमशर्मा**—ભાઇ ! મેં તો માત્ર ઉત્તમ વૃક્ષોનાં વખાણજ કર્યાં છે. રાજાની નિંદા કરવાને માટે મારૂં બોલવું ન હતું, પણ હવે તેં ખોટો વાદ કરીને સંભારી આપ્યું. એ તો ખરૂં કે દેશાટનથીજ હું એ વિદ્યા શીખ્યો છું. તું ગમે તો મારી મિત્રતા રાખ અને ગમે તો સાવ તોડી નાંખ પણ મારાથી તો ખરૂં બોલ્યા વગર રહી શકાય તેમ નથી. અને મારાથી એકપણ વચન સાચું બોલાયું કે તું રાતોપીળો થઈ જઈશ.

**देवशर्मा**—બોલ જે બોલવાનું હોય તે. ઘડીવાર તારાં વચન સાંભળવાનું દુઃખ હું ખમી રહીશ.

**सोमशर्मा**—ત્યારે સાંભળ, કહું છું. હું તો ખરેખર રાજસેવાને જુદા પ્રકારનીજ માનું છું. મેં ઘણા વિવેકી, વિદ્વાન્ અને પવિત્ર અંતઃકરણવાળા પુરૂષોને રાજસેવા કરતા જોયા છે. અને તેમાંથી તેઓને પવિત્રપણામાં પણ અપવિત્રપણાના

**देवशर्मा**—ત્યારે એમ થવાનું કોઇ મોટું કારણ હોવું જોઇએ. પવિત્ર ચરિત્રવાળાં કુમારી સાવિત્રી કાંઇ એવાં છેક અજાણ્યાં કે અગુણજ્ઞ નથી.

**सोमशर्मा**—કારણ પણ તને કહું, ધીરો થા.—ઘણુંકરીને એ તો કોઇનું અજાણ્યું નથી કે રાજા અશ્વપતિની આજ્ઞાથી પોતાને યોગ્ય વર શોધવાસારૂ કુમારી સાવિત્રીએ દેશાટણ કર્યું છે.

**देवशर्मा**—હા, પણ પછી ?

**सोमशर्मा**—તેની સાથે જવામાટે દયાળુ મહારાજાએ, અનેક શાસ્ત્રના અવલોકનથી અનુભવ થવાનેલીધે પાકી બુદ્ધિવાળા, સ્વભાવથી શુદ્ધ, અને નિર્મળ રાજભક્તિના પાશથી બંધાએલા એ બે પ્રધાનોને આજ્ઞા કરી હતી.

**देवशर्मा**—તે પણ મેં જાણ્યું છે. પછી ?

**सोमशर्मा**—પછી તે તે દેશોમાં પોતાના બાહુના પ્રચંડબળથી સર્વ પ્રતિપક્ષી રાજાઓનાં મંડળને તોડનારા, ધીર વીર અને ગંભીર અંતઃકરણવાળા, પૂર્વ પશ્ચિમ અને દક્ષિણ દિશાના અનેક રાજાઓ તથા સ્વરૂપની સંપત્તિથી કામદેવને હસનાર, શુદ્ધવિદ્યાથી અતિ શોભતા અને મહાપરાક્રમી અસંખ્ય રાજકુમારો જોયા. પરંતુ કોઇ પણ રાજા કે રાજકુમાર સાવિત્રીના મનરૂપ હંસને માન સરોવરરૂપ થયો નહીં. અર્થાત્ કોઇપણ તેના મનમાં બેઠો નહીં.

**देवशर्मा**— ભલા. પછી ?

**सोमशर्मा**—પછી પર્વતની તલાટીના એક આશ્રમમાં તપ કરતા દ્યુમત્સેન નામના પદભ્રષ્ટ અંધ રાજાના કિશોર વયના

सोमशर्मा—ભાઈ ! સાવિત્રીના જન્મની પેહેલાં સંતાનનું સુખ નહિ પામેલા રાજા અશ્વપતિને અને મહારાણી માલવીને સંતાન થવા સારૂ એ બે પ્રધાનોએ કેટલાં કેટલાં પ્રયત્નો કર્યા હતાં તે સાંભરે છે?

देवशर्मा—હા, ટુંકામાં બોલિયે તો સંતાન મળવાનાં શુભ સાધનો લોકમાં જેટલાં છે તેમાંનું કાઈપણ એઓએ કર્યા વગરનું નહિ રહ્યું હોય એમ કેહેવાને હું કાંઈ અડચણ જાણતો નથી.

सोमशर्मा—કુમારી સાવિત્રીનો જન્મ થયાના મહોત્સવમાં તેઓને કેટલો આનંદ થયો હતો અને આજપણ સાવિત્રી ઉપર તેની કેવી ભક્તિ છે, કેવું હેત છે અને કેવો પ્રેમ પ્રતિદિવસ વધતો જાય છે તે સઘળું ઘણુંકરી આપથી અજાણ્યું નહિ હોય. હું ધારૂં છું કે તેઓનો કુમારી સાવિત્રી ઉપર જે સ્નેહ છે તેનો સહસ્રાંશ પણ પોતાના પુત્રોઉપર નહિ હોય એ સત્ય છે.

देवशर्मा—ભાઈ! એ સર્વ હું પ્રથમથી પૂરી રીતે જાણુંછું. પણ તારે જે કેહેવાનું હોય તે કહી દે.

सोमशर्मा—સાંભળ ત્યારે ટુંકામાં કહુંછું. આ એ સાવિત્રી બાઈજ આર્ય શત્રુશલ્યને અને વીરમિત્રને પોતાના શત્રુ ગણે છે.

देवशर्मा—(આશ્ચર્ય સહિત) હેં હેં હેં? એમ હોય નહીં. અત્યંત સરલતા અને સુશીલતાવાળા શત્રુશલ્ય તથા પવિત્ર ચરિત્રવાળા વીરમિત્ર ઉપર શત્રુબુદ્ધિ રાખે છે? કોઈ દિવસ પણ એમ ન હોય.

सोमशर्मा—એમ ન હોય એમ માનતો હોતો પછી મારૂં વચન સાંભારીશ.

देवशर्मा—ત્યારે એમ થવાનું કોઇ મોટું કારણ હોવું જોઇએ. પવિત્ર ચરિત્રવાળાં કુમારી સાવિત્રી કાંઇ એવાં છેક અજાણ્યાં કે અગુણજ્ઞ નથી.

सोमशर्मा—કારણ પણ તને કહું, ધીરો થા.—ઘણુંકરીને એ તો કોઇનું અજાણ્યું નથી કે રાજા અશ્વપતિની આજ્ઞાથી પોતાને યોગ્ય વર શોધવાસારૂ કુમારી સાવિત્રીએ દેશાટણ કર્યું છે.

देवशर्मा—હા, પણ પછી?

सोमशर्मा—તેની સાથે જવામાટે દયાળુ મહારાજાએ, અનેક શાસ્ત્રના અવલોકનથી અનુભવ થવાનેલીધે પાકી બુદ્ધિવાળા, સ્વભાવથી શુદ્ધ, અને નિર્મળ રાજભક્તિના પાશથી બંધાએલા એ બે પ્રધાનોને આજ્ઞા કરી હતી.

देवशर्मा—તે પણ મેં જાણ્યું છે. પછી?

सोमशर्मा—પછી તે તે દેશોમાં પોતાના બાહુના પ્રચંડબળથી સર્વ પ્રતિપક્ષી રાજાઓનાં મંડળને તોડનારા, ધીર વીર અને ગંભીર અંતઃકરણવાળા, પૂર્વ પશ્ચિમ અને દક્ષિણ દિશાના અનેક રાજાઓ તથા સ્વરૂપની સંપત્તિથી કામદેવને હસનાર, શુદ્ધવિદ્યાથી અતિ શોભતા અને મહાપરાક્રમી અસંખ્ય રાજકુમારો જોયા. પરંતુ કોઇ પણ રાજા કે રાજકુમાર સાવિત્રીના મનરૂપ હંસને માન સરોવરરૂપ થયો નહીં. અર્થાત્ કોઇપણ તેના મનમાં બેઠો નહીં.

देवशर्मा— ભલા. પછી?

सोमशर्मा—પછી પર્વતની તલાટીના એક આશ્રમમાં તપ કરતા દ્યુમત્સેન નામના પદભ્રષ્ટ અંધ રાજાના કિશોર વયના

કુમારને જોઇને, ચંદ્રને જોઇને ચંદ્રકાંતમણિનીપેઠે સાવિત્રીની મનોવૃત્તિ અપાર પ્રેમરસથી ગળી ગઇ.

देवशर्मा—પછી ?

सोमशर्मा—પછી સાવિત્રી તરત પાલખીમાંથી ઉતરીને માતાપિતાની પણ આજ્ઞાની વાટ ન જોતાં પ્રેમથી તે રાજકુમારને પોતાની સ્વયંવરમાળા આરોપવા ચાલી.

देवशर्मा ભાઇ! એમાં સાવિત્રીનો અપરાધ નથી. તેં અને મેં વારંવાર સાંભળ્યું છે કે ચક્ષુરાગ થવાનું કારણ જરાય જાણવામાં આવતું નથી અને તેથીજ આ લોકમાં કોઇપણ કોઇનો હૃદયથકી વધારે વહાલો હોય. પરમ પ્રેમ બંધાવાનું કારણ ગુણ, વય કે સંપત્તિ નથી. પછી ?

सोमशर्मा—વળી તેનાજ એક કલ્યાણમાં મન રાખનારા પ્રધાનોએ તેને કહ્યું કે 'પુત્રિ! આ વર તને યોગ્ય છે તો પણ તારે તેને વરમાળા આરોપવી નહીં, કેમકે ગુરૂજનની સંમતિ વગર ઉતાવળથી કરેલાં કામ લોકમાં પરિણામે તાપ ઉપજાવનારાં થાય છે' ઇત્યાદિ ઘણાં વચનોથી તેને ના પાડી એજ સાવિત્રીનેરીસ ચડવાનું કારણ. વિચારી જો કે તેઓએ શું ભુંડું કર્યું છે ?

देवशर्मा—સાવિત્રી હિતોપદેશમાં પણ કોપ કરેછે તે તેની બાળબુદ્ધિ છે. એ વાત સાંભળી મહારાજા તેને ઠપકો દેશે.

सोमशर्मा—ભાઇ! એજ તારૂં શ્રદ્ધાજડપણું છે. તારા મહારાજનો વિચાર પણ સાંભળ. આ વાત સાંભળીને મહારાજાએ પણ કહ્યું કે 'પ્રધાનો! સત્યવાન્ પદભ્રષ્ટ છે એવિષે મારા મનમાં ચિંતા નથી. તેના બીજા ગુણદોષ હોય તે

આ મુનિરાજ પાસેથી આપણે સાંભળિયે.' હવે હું તનેજ પુછું છું કે રાજાને પદભ્રષ્ટપણા સરખો બીજો કયો દોષ છે? એવડા દોષને મેલીદઇને મહારાજ સત્યવાનના બીજા ગુણદોષ સાંભળવા ઇચ્છે છે તે સાવિત્રીને કેમ ઠપકો આપશે? માટે કહુંછું કે સુખે જીવવાની ઇચ્છા કરનારા અને ઉત્તમ કલ્યાણને ઇચ્છનારાઓએ રાજાને અને રાજાના કામને દૂરથી નમસ્કાર કરવા.

**देवशर्मा**—તું ધીરે ધીરે બોલ. જો કોઇ તારૂં વચન સાંભળશે તો આપણા બેયનો ઓચ્છવ થશે.

**सोमशर्मा**—મારે કોઇની બીક નથી. સાચું બોલનારને બીક શાની?

**देवशर्मा**—ભાઇ! મહારાજા અશ્વપતિએ મને આજ્ઞા કરી હતી કે 'દેવશર્મા! સત્વર પુષ્પ લઇ આવ! શિવપૂજન કરી મારે તરત વિચારભુવનમાં જવું છે.' પણ હું તારાં વચન સાંભળવાથી કામ વીસરી જઇને આટલી બધીવાર અહીંજ ઉભો થઇ રહ્યો. માટે હવે હું જાઊંછું મારે કામે. (જાયછે)

**सोमशर्मा**—(મનમાં) મને પણ પ્રધાનોએ પુષ્પ લઇ તરત આવવાનું કહી મોકલ્યો હતો પણ અહીં વાદાવાદમાં બહુવાર થઇ ગઇ. હવે તરત જઇ પોચું. (દોડી જાય છે)

---

## प्रवेश २ जो.

**સ્થળ—વિચાર ભુવન.**

**शत्रुशल्य अने वीरमित्र प्रवेश करेछे.**

**वीरमित्र**—આર્ય શત્રુશલ્ય! હજી સુધી મહારાજા પધાર્યા નહીં.

શત્રુશલ્ય—ભાઇ ! જેમ પુષ્પ લેવા ગયેલા સોમશર્માની મૂર્ખાઇથી આપણને વાર લાગી તેમ મહારાજાને પણ તેવાની મૂર્ખાઇથી વાર લાગી હોય એમ મને લાગે છે.

વીરમિત્ર—આર્ય શત્રુશલ્ય! સત્યવાન, કુમારી સાવિત્રીની સ્વયંવરમાળાને યોગ્ય છે કે નહીં, એ વિષે આપનો શો મત છે?

શત્રુશલ્ય—જો કે સત્યવાન્ સર્વ સદ્ગુણથી સંપૂર્ણ હશે તોપણ મારૂં મન તેની સાથે સ્વયંવર કરવામાં ત્રાસ પામે છે. માટે કદિ મહારાજા પોતાને તેમ કરવાની ઇચ્છા બતાવશે તો પણ હું એકવાર તેમ ન કરવાને પ્રાર્થના કરીશ; પણ તમારો તેવિષે શો મત છે ?

વીરમિત્ર—મારો પણ તમારાજ મતને મળતો મત છે. પણ સાવિત્રીના પ્રેમમાં પરવશ થવાથી મહારાજા આપણી વિનંતી માનશે નહીં.

શત્રુશલ્ય—મહારાજા આપણી વિનંતી સાંભળે કે ન સાંભળે તો પણ આપણો ધર્મ છે માટે હાથ જોડી પ્રણામપૂર્વક વિનંતી કરવી જોઇએ. માટે આવો અહીં મહારાજાના સિંહાસન પાસે બેસિયે. (બેસે છે)

(એટલામાં છડીદારે માર્ગ બતાવાતા મહારાજા અશ્વપતિ તથા દેવી માલવી, કુમારી સાવિત્રીસહિત પ્રવેશ કરે છે.)

પ્રધાનો—પૃથ્વીપતિ મહારાજા ! અને દયાળુ મનવાળાં દેવી માલવી ! આ આપના કિંકરો આપના ચરણકમળનાં દર્શનથી પોતાને કૃતાર્થ માને છે.

માલવી—આર્ય શત્રુશલ્ય ! પવિત્ર વીરમિત્ર ! બેસો. તમો બેય કુશળ છો ?

प्रधानो—મહારાજાના તથા આપના પુણ્યપ્રતાપથી અમે કુશળ છિયે.

अश्वपति—પ્રિય પ્રધાનો ! જ્યાંસુધી મહામુનિ ભગવાન્ નારદજી આ વિચારભુવનમાં પધાર્યા નથી ત્યાંસુધી પુત્રી સાવિત્રીનો અને તમારો શો મતભેદ થયો છે તે અમે સાંભળવા ઇચ્છિયે છિયે.

वीरमित्र—(ઉભા થઇને હાથ જોડીને) મહારાજા અશ્વપતિ ! માતા માલવિ ! આ માણસ જન્મ થયો ત્યારથીજ આપનું મન વચન અને કર્મથી હિત વિચારનાર છે, તેથી પ્રાર્થના કરેછે કે કુળ, શીલ, વિદ્યા, વિનય, વિવેક, સ્વરૂપ, સદ્ગુણ અને પરાક્રમવડે સત્યવાન્ સાવિત્રીને યોગ્ય છે તોપણ તેનું પદભ્રષ્ટપણું એ વિષયમાં વિરૂદ્ધ થવા મારી બુદ્ધિને પ્રેરણા કરે છે. એતો આપેજ વિચારવાનું છે કે શિરીષપુષ્પ કરતાં પણ વધારે કોમળ શરીરની જે કુમારી સાવિત્રી પુષ્પની શય્યામાં પણ કોઇ કઠણ ફૂલ આવી ગયું હોય તો તેથી વારંવાર અકળાયછે તે પૃથ્વી ઉપર દર્ભવાળા પ્રદેશમાં શું શયન કરી શકશે ? સ્વપ્નમાં પણ તાઢ તડકો વાયુ કે વરસાદ નથી દીઠાં અને હર્ષ આપનારાં મણિમય મંદિરમાં પણ જે સંતોષ નથી પામતી તે આ બાળા ઘોરવનમાં શું રહી શકશે ? વિજળીના ઝબકારાને જોઇને પણ ચપળ નેત્રવાળી જે સાવિત્રી ત્રાસ પામેછે તે આ સાવિત્રી કોમળ અને મનોહર મન હોવાનેલીધે, વરાહ, પાડા, ગેંડા, રીંછ, સિયાળ, અને સિંહને જોઇને શું ભય નહીં પામે ? ઉનાળાના તડકા, શીયાળાની તાઢ, તથા ચોમાસામાં થતા વાની

ઝડીઓના ઝપાટાને કોમળ અંગવાળી તે સાવિત્રી શું
હન કરી શકશે? માટે સાવિત્રીનો સત્યવાનસાથે સ્વયં
અતિ અઘટિત છે એમ અમારો મત છે. પછી જેવી મ
રાજાની મરજી. (એટલું બોલી બેસે છ

अश्वपति—આર્ય વીરમિત્ર! તમારા આ વચનોની રચના
સત્યવાનમાં પદભ્રષ્ટપણું છે તે તેના સ્વયંવરને યોગ્ય
હોવાપણાનું કારણ છે બીજું કાંઇ નથી એ મેં જાણ્યું. પ
જો પ્રથમ તેના શત્રુઓને ઉખેડી નાંખી તેને તેનું રાજ
અપાવી પછી સાવિત્રીનો સ્વયંવર કરિયે તો તમારા મન
ને શો દોષ લાગે છે?

शत्रुशल्य—મહારાજ! જો કે એમ થવાથી કાંઇ તેવો દોષ ન
તોપણ મારૂં મન તો તેમ કરવા પ્રસન્ન થતું નથી અને તે
નું કારણ પણ હું કાંઇ સમજાવી શકતો નથી.

मालवी—આર્ય શત્રુશલ્ય! પવિત્ર વીરમિત્ર! તમે અમારા ચ
ને રાજ્યના અપ્રતિમ હિતૈષી છો માટે જ્યાંસુધી તમા
અંતઃકરણ તેમ કરવા ઉત્સાહવાળું નથી ત્યાંસુધી સાવિ
ગમે તેટલો આગ્રહ કરે તોપણ હું તેનો તેનીસાથે સ્વયં
કરવા દેનાર નથી એ તમારે નકી સમજવું.

वीरमित्र—જો કે અમારે કાંઇ આગ્રહ નથી તોપણ અંતઃ
રણજ તેમ કરવા ના પાડે છે. (એટલામાં નારદજી પ્રવે
કરે છે. રાજા આદિ સર્વે ઉભા થઇને માન આપે છે અ
નારદજી સિંહાસન ઉપર બેસે છે.)

अश्वपति—પ્રતિહાર! જા, અહીં કોઇને આવવા દઇશ નહીં!

प्रतिहार—મહારાજની જેવી આજ્ઞા. (નીકળી જાય છે.)

અશ્વપતિ—મહાત્મા નારદમુનિ! શાલ્વદેશના પદભ્રષ્ટ રાજા કે જે મારા મિત્ર છે તેના પુત્ર સત્યવાનને સ્વયંવરમાળા આરોપવા આ સાવિત્રીનો અભિલાષ છે. હવે તે પદભ્રષ્ટ છે એમ માનીને મારા પવિત્ર પ્રધાનો તેમાં સંમત આપતા નથી માટે તેમાં ગુણદોષ કેવા છે તે સંભળાવવા કૃપા કરશો. જો માત્ર પદભ્રષ્ટતાનોજ દોષ રહેશે તો ખડ્ગની સહાયતાથીજ તેને હું દૂર કરી શકીશ.

નારદ—(ઘડિવાર વિચાર કરીને) આ પૃથ્વી ઉપર, બીજે ઠેકાણે, કે સ્વર્ગમાં, કે નાગલોકમાં, પુત્રી સાવિત્રીને સત્યવાન્ જેવો વખાણવા યોગ્ય વર કોઇ નથી માટે તેના શત્રુઓનો નાશ કરો.

સાવિત્રી—(મનમાં) મહામુનિ ભગવાન્ નારદનું કલ્યાણ થજો.

નારદ—રાજા! હું સત્યવાનના ગુણ શા વખાણું? સત્યવાન્ સર્વે રાજકુમારોમાં શિરોમણિ છે. એના જેવી વિનય વિવેક સરલતા અને ધીરતાથી મનને હરે એવી વિદ્યા, એના જેવી સર્વોત્તમ ક્ષમાભરેલી શૂરતા, એના જેવી કવિતા, એના જેવી શક્તિ, અને એના જેવી પિતૃભક્તિ ક્યાંઇ પણ મારા જોવામાં આવેલ નથી. તે સાથે અનુપમ ઉદારતા, ઉત્તમ આધીનતા, સૌથી સરસ સુશીલતા, અને સ્વાભાવિક ધારણા આદિ સર્વે ગુણો આ અવની ઉપર ચિત્તને ચમત્કાર કરે તેવા લાગે છે. એના એકેકા સદ્ગુણવિષે આદરથી વર્ણન કરૂં તો હે રાજા! પ્રત્યેક ગુણનો ગ્રંથ થઇ પડે માટે ટુકામાં કહું છું કે વિદ્યાથી, વયથી, વિવેકથી, વિનયથી, કુળથી, શીલથી અને સર્વોત્તમ સદ્ગુણોથી એજ રાજકુમાર સત્યવાન. પુત્રી સાવિત્રીને [illegible]

**मालवी**—ભગવાન્! કુમાર સત્યવાનના સર્વે ગુણો વર્ણવ્યા પરંતુ તેના આયુષ્યવિષે આપ દયાળુએ કાંઇ કહ્યું નથી, માટે એવિષે હવે સાંભળવા ઇચ્છા રાખું છું.

**नारद**—રાણી! તે પણ વિચાર કરી કહું છું. (આંખો વીચીને મનમાં) હરિ હરિ હરિ!! હાય હાય! આ શું! અનુપમ સદ્ગુણરૂપી અમૃતના સાગર સરખા સત્યવાનનું માત્ર એકજ વર્ષનું આયુષ્ય બાકી છે, એ દુઃખનું કારણ મેં પણ ન જાણ્યું! (સૌ સાંભળે તેમ) રાજા અશ્વપતિ! રાણી માલવી! શાણા શત્રુશલ્ય, અને વીરમિત્ર! જો કે કુમાર સત્યવાનના શુભ ગુણનો પારજ નથી તોપણ સર્વે ગુણને ઢાંકી દે એવો એક તેનો મોટો દોષ છે. તે એજ કે એનું આયુષ્ય હવે માત્ર એક વર્ષનુંજ છે. માટે આ કુમારી સાવિત્રીનો સત્યવાનસાથે સ્વયંવર કરવા હું કોઇ પણ રીતે સંમતિ આપી શકતો નથી.

**अश्वपति-मालवी**—(મૂર્છા પામી જાય છે.)

**सावित्री**—(મૂર્છા આવતાં સિંહાસનપરથી પડી જાય છે.)

**प्रधानो**—(લુગડાના છેડાથી પવન નાંખતાં) દેવ સાવધાન થાઓ, દેવિ! સાવધાન થાઓ, કુમારિ! સાવધાન થાઓ.

**नारद**—વત્સ અશ્વપતિ! ધીર પુરૂષોને આપત્તિમાં ધૈર્ય એજ શરણ છે માટે તમોએ, રાણી માલવીએ અને કુમારી સાવિત્રીએ ધૈર્યજ ધારણ કરવું.

**अश्वपति**—(સંજ્ઞા પામીને) અરે દૈવ! આ શું આવી પડ્યું હાય રાજર્ષિ દ્યુમત્સેન! હાય દેવિ શૈબ્યા! તમ બેયને એવળા દૈવે છેતર્યાં છે. હાય હાય એક વર્ષ પછી ગુણરત્ન

રત્નાકર સુકાઇ જશે, હાય હાય ઉત્તમ પુત્રધર્મ નિરાધાર થશે. અરે વિધાતા! ઉપમા ન અપાય એવા હજારો પરમાણુંથી, ઘણા ઘણા દાખડાથી અને અસંખ્ય શ્રેષ્ટ સાધનોથી અસંખ્ય ગુણવાળું, ઉત્તમ, અને જેનેમાટે ઉપમા ન જડે એવું કોઇ મનુષ્યરત્ન ઉપજાવીને વળી થોડાજ કાળમાં તેને નાશ કરે છે? કેવું એ તારૂં અવિચારીપણું, કેવું એ તારૂં નિર્દયપણું અને કેવું એ તારા હૃદયનું કઠણપણું?

**માલવી**—(સાવધાન થઇને) હાય હાય, કાળ! ઉત્તમ ધર્મમાં નિષ્ટાવાળા રાજર્ષિ દ્યુમત્સેનના અનુપમ તપ ઉપર પણ નજર ન રાખી? તેની સાચી શિવભક્તિપણ ન જોઇ? તેનાં અસંખ્ય પુણ્ય પણ ન વિચાર્યાં? હાય હાય, અતિપવિત્ર ચરિત્રવાળાં તે દંપતિનું પદભ્રષ્ટપણું, નિરાધારપણું અને અંધપણું જોઇને તારા હૃદયમાં જરાપણ દયા આવતી નથી?

**सावित्री**—(સાવધાન થઇ ફરીને પડી જાય છે.)

**प्रधानो**—(વસ્ત્રના છેડાથી પવન નાંખે છે.)

**नारद**—રાજા અશ્વપતિ! રાણી માલવિ! કુમારી સાવિત્રિ! દૈવના નિયમથી બનેલા બનાવમાં શો ઉપાય? જ્યાં ઈશ્વરોનો પણ ઉપાય ચાલતો નથી ત્યાં પામર માણસોની શી ગતિ છે? માટે ધૈર્યનેજ ધારણ કરો.

**अश्वपति**—મહામુનિ! ચિત્તને ધારણા આપું છું તોપણ તે વારંવાર ખશી જાય છે. કેમકે અમને બે પ્રકારનું દુઃખ આવી પડયું છે. એક તો થોડા આયુષ્યવાળા સત્યવાનમાં આ મારી કુવરીનું મન બંધાણુંછે અને બીજું એ કે વૃદ્ધ રાજા મારા મિત્રના પુત્રનું મરણ થશે. અરે દૈવ! એટલામાટેજ હું હણાયો છું.

नारद—રાજા! દૈવેચ્છાથી બનેલા બનાવને મટાડવાને પ્રતાપી પુરૂષોનું પણ કશું ચાલતું નથી તે શું તમે નથી જાણતા?

मालवी—આર્યપુત્ર! દેવ, દાનવ કે માનવ અતિ બળવાન્ હોય તોપણ ભવિષ્ય આગળ તેનું કશું ચાલતું નથી માટે ખેદ ન કરો. હવે તો શું કરવું અને શું ન કરવું એ વિચારમાં આપણે મૂઢ બની ગયાં છિયે માટે હવે શું કરવું તે ભગવાન્ નારદને પૂછિયે.

अश्वपति—(નારદને) ભગવાન્! અવશ્ય થવાના બનાવોને ન થવા દેવાને ત્રિભુવનના પતિ હોય તે પણ સમર્થ નથી એ કોનું અજાણ્યું છે? માટે હવે અહીં સાવિત્રીના સ્વયંવરનાં સંબંધમાં અમારે શું કરવું તે આપ કહો..

नारद—પુત્રી સાવિત્રીએ પોતાને યોગ્યવર શોધવામાટે ફરીને દેશાટણ કરવું એવો મારો મત છે.

अश्वपति—જેવી આપની આજ્ઞા. (સાવિત્રીને) પુત્રિ! તમારે તમને યોગ્ય વર શોધવામાટે ફરીને દેશાટણ કરવું.

सावित्री—(ઉત્તર આપ્યાવગર લાજથી નીચે મુખે બેસી રહેછે.)

मालवी—પુત્રિ! 'બહુ રત્નવાળી પૃથ્વી છે' એમ જે કહેવાય છે તે ખોટું નથી માટે તમારા પિતાજીની આજ્ઞાને ફૂલની માળાની પેઠે માથે ચડાવી તમારાયોગ્ય બીજો વર શોધવાને ફરીને દેશાટણ કરવા જાઓ.

सावित्री—(સિંહાસન ઉપરથી ઉભાં થઇને ઉંડો નિશાસો નાંખી આંખમાંથી પડતી આસુની ધારાને વસ્ત્રના છેડાથી લૂઇને) માતા! ઘણા કાળના વિયોગથી પ્રિયસખીની પેઠે દુર્ગ-

ળ થઇ ગયેલી મારી વિશાળ પુસ્તકશાળાનો સંભાળ લેવા માટે હું જાઉં છું. (પ્રણામ કરી જાય છે.)

अश्वपति—(નારદને) ભગવાન્ ! હમણાની તેની ઉદાસી એમ જણાવી આપે છે કે પુત્રી સાવિત્રી બીજા વરને નહીં વરે.

नारद—મને પણ એમજ લાગે છે. તે સાવિત્રી પુત્રી અતિપવિત્ર છે માટે તેને સારૂ કાંઇ વિચાર કરવા જાઉં. (આકાશમાર્ગે અંતર્ધાન થાય છે અને સર્વે માન આપે છે.)

अश्वपति—(ઉચું જોઇને મનમાં) મહામુનિ નારદજી તો ન દેખાય એટલે દૂર જતા રહ્યા. ક્યારે હું પાછો તેના દર્શનનું સુખ લઇશ? (સંભળાય તેમ) પ્રિયા! ભગવાન્ નારદની પણ સત્યવાનસાથે સ્વયંવર કરવામાં સંમતિ નથી.

मालवी—આર્યપુત્ર! કુમાર સત્યવાન્ સઘળા વખાણવા યોગ્ય ગુણરૂપી રત્નોનો રત્નાકર છતાં તેની સાથે સ્વયંવર કરવામાં આ બે પ્રધાનોનું પણ અંતઃકરણ સંતોષ પામતું ન હતું તે વિષે પણ અજાણમાં રહેલું તેનું અલ્પાયુષજ કારણ હોય એમ મને લાગે છે, કેમકે કરવાનાં કામોમાં પરિણામ સારૂં છે કે નરતું છે તે ચિત્તમાં થતો અસંતોષ કહી આપે છે એમ મારો મત છે.

अश्वपति—એમજ. તે બેય પણ આપણા સુખદુઃખમાં સરખો ભાગ લેનારાજ છે માટે તેને તેમ થવું યોગ્ય છે પરંતુ ભગવાન્ નારદે, મેં અને તમે, ફરીને દેશાટણ કરવા આજ્ઞા કરી છે તોપણ સાવિત્રી બીજો વર શોધવાને જશે નહીં એમ ઉદાસીના ભારથી બદલાએલા રંગની, વારંવાર નિશાસાથી સુકાઇ જતા હોઠવાળી, અને અખંડ પડયા કરતાં આંસુ-

થી રાતાં થઇ ગયલાં લોચનવાળી તેની મુખમુદ્રાએજ જણાવી આપ્યું છે. તોપણ તેની પ્રિયસખી માલતી-માધવીને તેની પાસે મોકલિયે, જો કદી તેનું માને તો.

नेपथ्यमां—હૃદયને દુઃખ દેનારા રાત્રિના અંધારાને દૂર કરતો અને સત્પુરૂષોના મનોરથની પેઠે પૂર્ણકળાનો આ ચંદ્રમા આજે આકાશના મધ્યમાં આવેલો શોભે છે.

अश्वपति—અરે શું ભગવાન્ રોહિણીરમણ ચંદ્ર આકાશના મધ્યમાં આવેલ છે ? ત્યારેતો સર્વે સહુસહુના સ્થાનકે જાઓ

प्राधानो—(પ્રણામ કરીને જાય છે.)

अश्वपति-(પ્રતિહારે માર્ગ બતાવતાં રાણીસહિત નીકળી જાયછે.)

---

## प्रवेश ३ जो.

### સ્થળ-પુસ્તકાલય.

सावित्री—અહો મારાં હૃદયપ્રિય પુસ્તકો ! જો કે આપના શુભ આશ્રયથી જે જે લાભ મને મળ્યો છે તે હું મારી એક જીભથી કહી શકતી નથી તોપણ પરલોકનો જય કરવામાં અસ્ત્રરૂપ શાસ્ત્રોએ, વેદવાણીના નિવાસરૂપ નિર્મળ ઇતિહાસોએ, અને પુરાણોએ જે જે મારી ઉપર ઉપકાર કર્યો છે તે હું કેમ વિસારૂં ? મહાકવિયોના મનમાંથી ઉત્પન્ન થયેલાં સાંભળવા યોગ્ય કાવ્યોએ અને રત્નોના કોષને પણ હલકા પાડે એવા કોષોએ, મારા ઉપર જે જે ઉપકાર કર્યા છે તેને કેમ ભુલું ? (બીજી કોર જોઇને) સારા માર્ગને દેખાડનારી કથાઓ અને હર્ષના સ્થાનકરૂપ કથાનકોએ સ્ને-

હી પ્રિયમિત્રોની પેઠે જે કાંઇ મારા ઉપર ઉપકાર કર્યો છે અરે, તે હું કેમ ભુલું? (ફરીને બીજી કોર જોઇને) ઉત્તમ ગદ્ય અને પદ્યથી મનોહર ચંપૂઓએ અને આ સુંદર નાટકોએ વારંવાર જે જે મારી ઉપર ઉપકાર કર્યો છે તેને આ મારૂં મન કેમ ભુલી જશે? અરેરે, તોપણ દયારૂપ ઉત્તમ અમૃતમય અંતઃકરણવાળા પિતાજીની આજ્ઞાથી પોતાને યોગ્યવર શોધવાસારૂ આજ વર્ષ દિવસ થયા હું જુદા જુદા દેશમાં ફરતી હતી તેથી મેં તમારી સંભાળ લેવાણી નથી અને હવે તો સઘળો સંસાર મને ઉજડ અરણ્ય જેવો શૂન્ય અને અસાર લાગે છે. શાસ્ત્રવિચારની વેળા વીતી ગઇ, કાવ્યના વિનોદનો અવસર જતો રહ્યો, અને સાહિત્ય શીખવાનો સમય સંતાઇ ગયો; વધારે શું કહું? આપના ગુણથી વેચાયેલા હૃદયવાળી સાવિત્રીને જીવવાનું પણ હવે પ્રયોજન નથી માટે તેના છેલા પ્રણામ છે. (એમ કહી પ્રણામ કરી ફરીને આંસુભરેલી આંખે) હે શાસ્ત્રો! હે ઇતિહાસો! હે પુરાણો! હે કથાઓ! હે કથાનકો! હે વિચિત્ર ચંપૂઓ અને હે નાના પ્રકારનાં નાટકરૂપ રત્નો! સાવિત્રીના આ આપને છેલા પ્રણામ છે, કેમકે હવે તે આપના સમાગમનો લાભ લેવાને સમર્થ નથી. (કથાનાં બે પુસ્તકો હાથમાં લઇને) અહો! મારા હૃદય જેવી, આત્મા જેવી અને પ્રાણ

પણ વિયોગ મારાથી સહન થતો નથી. આ લાંબા દેશાટનમાં મને જેણે આનંદમગ્ન રાખીને માતા-પિતાના ચરણની સેવાના વિયોગના દુ:ખનું વિસ્મરણ કરાવ્યું હતું તેપણ આ બે કથાઓ આ સમયે મને લેશપણ આનંદ ઉપજાવતી નથી. શું કરૂં, કયાં જાઊં અને મારૂં હિત કેમ થાય તે હું જાણતી નથી. મારાં દુ:ખે દુ:ખ પામનારી પ્રિયસખી માલતી અને માધવી પણ પાસે નથી કે તેને હું મારૂં દુ:ખ કહી સંભળાવું. (એમ બોલતાં નિશાસો નાંખી નીચે બેસેછે અને માલતી તથા માધવી પ્રવેશ કરે છે.)

માધવી—સખી માલતી! પ્રિયસખી સાવિત્રીનો આપણી ઉપરનો પ્રેમ જોયો? તે પાછળથી પુસ્તકો સાથે બોલતાં પણ પોતાના નિર્ગુણ સખીજનને પણ ભૂલતાં નથી.

માલતી—એવાંઓને એમજ શોભે છે.

માધવી—જો ઇચ્છા હોયતો ફરીથી પણ છપાઇ રહીને તેનાં મધુર વચન સાંભળિયે.

માલતી—ના ના બેન! હવે વિલંબ કરવામાં મારૂં મન સંમતિ આપતું નથી. જે સમયથી પરમપવિત્ર મનનાં માતા માલવી અને દયામય મનવાળા પિતાજી અશ્વપતિએ આજ્ઞા કરી છે તે સમયથી કયી રીતે, કેવા પ્રયત્નથી અને કેવા ઉપદેશથી સાવિત્રીને માતાપિતાના મતપ્રમાણે ચાલવાનું સમજાવવી તેવિષે મોટી ચિંતા છે માટે આવો આપણે તેનું પુસ્તકમાં લાગેલું મન આપણી કોર ખેંચીએ. (એમ કહી સાવિત્રીપાસે આવીને) આ આપણી પ્રિયસખી સાવિત્રી પોતાનાં પુસ્તકોની પાસે લમણે હાથ દઇને આંસુડાં

પાડતી, નિશાસા નાંખતી તથા શૂન્યચિત્ત થઇને ગળગળે સાદે કંઇ કંઇ બોલ્યા કરે છે. એનું હૃદય શૂન્ય થઇ ગયું છે તેથી પાસે ઉભા છતાં પણ તે આપણને દેખતી નથી. માટે કાંઇક બોલિયે.

**માધવી**-ઠીક. એમ કરીએ (સાવિત્રીને) પ્રિયસખી ! શરીરે સારૂં છે?

**સાવિત્રી**—(સાંભળ્યાવિના મુદિતમહાલક્ષ્મી અને પ્રસન્નપાર્વતી નામની બે કથાને) હે મારા મનના વિસામાના આધાર પ્રિય કથાઓ! માલતી અને માધવીની પેઠે તમે બેય મારા હૃદયનું સર્વસ્વ છો માટે કહો કે મારે શું કરવું અને મારૂં કેમ કલ્યાણ છે? (ફરીને નિશાસો નાંખીને) અરે, આ મારી વાલી કથાઓ પણ કાંઇ ઉત્તર આપતી નથી. અથવા દૈવ અવળો થાય ત્યારે કોઇપણ સંબંધી પોતાનું સગપણ દેખાડી શકતું નથી માટે એનો કાંઇ અપરાધ નથી. હશે, હું મારા હૃદયનેજ પુછું.

રાગ સીતાજીના મહિનાનો.

કે'ને હૃદય હવે ક્યાં જાણે? ઉપાય હું શું કરૂં?
સત્યવાન મહાગુણવાન, એને શી રીતે વરૂં?
મત દેતાં નથી માત-તાત કળે પડતી નથી;
મુનિવર નારદની તેમ, સંમતિ મળતી નથી.

**માલતી-માધવી**—પ્રિયસખિ ! તારૂં શરીર આરોગ્ય છે?

**સાવિત્રી**—(સામુ જોઇને મનમાં) અરે, ભૂલ થઈ. પ્રિયસખી માલતી-માધવીએ પણ મારા મનના વિચાર જાણ્યા ! અથવા એ મારૂં હૃદયજ; એનાથી શું છુપાવવાનું છે? (પ્રકાશમાં) પ્રિય બેન માલતી-માધવિ ! વિજયલક્ષ્મીથી શોભતા

એ રાજકુમારનું કોઇપણ રીતે વર્ણવી ન શકાય એવું અને સર્વ સદ્ગુણરૂપી આભૂષણોથી શોભતું શરીર તો કોઇનું ન હોય તેવું આરોગ્ય છે. નિરોગીપણામાં, વિદ્વાનપણામાં, વીરપણામાં અને ધીરપણામાં એના જેવો બીજો કોઇજ નથી એ તો આર્ય શત્રુશલ્ય અને વીરમિત્ર પણ માન્ય કરે છે. પણ તે લોકો માત્ર પદભ્રષ્ટતાનેલીધેજ તેની સાથે સ્વયંવર કરવાને સંમતિ આપતા ન હતા. પણ પવિત્ર પિતાજીએ તેના વિચારને સારા ન હોતા ગણ્યા. એમના વિચાર તો નારદજીનાં છેલ્લાં વાક્યોથી બદલાઇ ગયા.

**વેયસખી**—બેહેન ! અમે તો તમારી પ્રકૃતિવિષે પુછિયે છિયે અને તમે તો બીજીજ વાત કરો છો.

**સાવિત્રી**—(જરા શરમાઈજઇને) પ્રિય સખિયો ! ક્ષમા કરજો, મારૂં મન હમણાં સ્થિર નથી, તેથી તેમ થયું છે. મારી પ્રકૃતિ તો સારીજ છે, માત્ર આ મોટી મનોવ્યથા છે, તેથી હું ઘેલી જેવી થઇ ગઇ છું.

**માલતી**—તમે સુજ્ઞ અને વિચારવાળાં છો એટલે તમને કાંઇ કહેવા જેવું નથી, પણ જ્યારે આપણાં માતાપિતા જે વાતમાં આજ્ઞા ન કરે ત્યારે તે વાતમાંઆપણે આગ્રહ ન કરવો જોઇયે.

**માધવી**—મને માલતીનું કહેવું ઘણુંજ ઉચિત લાગે છે. આપણે પ્રત્યેક સ્ત્રીધર્મપુસ્તકોમાં એમ વાંચ્યું છે કે, 'સ્ત્રીઓએ વિવાહની અગાઉ માતાપિતાની આજ્ઞામાં રહેવું જોઇયે.' એ પ્રમાણે તમારે માતાપિતાની આજ્ઞા માન્ય કરવી જોઇયે. એઓ પણ આપણા હિતને માટેજ તેમ કરવાની ના પાડે છે. આપણાવિષે જેટલી તેમને ચિંતા હોય તેટલી કોઇને

નજ હોય, તેમ કરતાં આપનો એટલો બધો આગ્રહ છે તે-
થી તે કદિ તમારી ઈચ્છા લોપે તો નહિ, પરંતુ જ્યારે ના-
રદજી જેવા મહાત્મા પણ તેનાં આયુષ્યવિષે સારો મત ન
આપે ત્યારે તે માયાળુ માવતરનું મન કેમ તેમ કરવા સંમ-
તિ આપે? તે વિચારો. માટે ફરી દેશાટનનો આરંભ કરો.
અને 'बहुरत्ना वसुंधरा' છે, માટે ઈશ્વરકૃપાથી તેવોજ
બીજો રાજકુમાર તમારા જોવામાં આવ્યા વગર રહેશે નહીં.

**मालती**—હું માધવીના બોલે બોલ માનવા યોગ્ય ગણું છું.

**सावित्री**—(ઘડીવાર મુંગાં રહીને અને ઊંડો નિશાસો નાખી-
ને) હું જન્મ ધરીને તમોબેયની સાથેજ મોટી થયેલી
છું. મારી પ્રકૃતિવિષે તમે બેય કાંઇજ અજાણ્યાં નથી તેમ છતાં
માતાપિતાની આજ્ઞા માનવાવિષે તમે અજાણ્યાં હો, તેમ
મુને ભળામણ કરો છો, પણ શું હું એટલું પણ નથી જા-
ણતી કે માતાપિતાભણી પુત્રીનો શો ધર્મ છે? હું આપણા
પવિત્ર વિદ્યાગુરૂની કૃપાથી સારી રીતે જાણું છું કે જે-
ઓએ આપણું લાલન, પાલન અને પોષણ પણ કર્યું છે,
જેઓએ આપણા સુખનેમાટે પોતે દુઃખ સહન કર્યાં છે,
અને જેઓએ પોતાના પ્રિયપ્રાણ કરતાં પણ આપણને
અધિક પ્રિય ગણેલ છે, તે માતા અને પિતાની આજ્ઞા પો-
તાનો પ્રાણ જતાંસુધી પણ પાળવી જોઇયે. પણ જેમ
એક કોરેથી સ્ત્રિયોનો માવતર તરફનો ધર્મ જોઇયે છિયે
તેમજ બીજી કોરેથી સ્ત્રીઓનો પોતાના પતિ તરફ કેવો
ધર્મ છે? તે વિચારવાજેવું છે. સ્ત્રિયોએ એક પતિ કરીને
બીજો પતિ કરવો એવું કોઇ શાસ્ત્ર કેહેશે? કદિ નહિ.

**માધવી**—એ અવળી વાત કરો છો. તમે એને ક્યારે પતિ કરેલ છે? નથી સ્વયંવરમાળ નાંખી કે નથી જીભથી વચન આપ્યું, ત્યારે તે પતિ કેવી રીતે કેહેવાય?

**સાવિત્રી**—હા, હું માન્ય કરૂંછું કે મેં તેમના ગળામાં સ્વયંવરમાળા નથી આરોપી, તેમ જીભથી પણ કાંઇજ કહ્યું નથી, પણ જે સમયથી મેં તેનું મુખકમળ જોયું છે તે સમયથીજ મારા મનથીજ મેં તેને મારા પતિ ગણેલ છે. હવે બેહેનો! ગમે તો એક હજાર વર્ષનું આયુષ્ય હોય કે એક વર્ષનું હોય, મારે તો એજ પતિ, એજ પ્રાણનાથ અને એજ સંસારનું સર્વસ્વ છે. બેનો! એજ મોટું સંકટ છે કે, માતા-પિતા આજ્ઞા આપતાં નથી ને મારૂં મન બીજા રાજકુમારને વરવા ચાલતું નથી. (એમ બોલતાં મુર્છાગત થઇ પડી જાય છે.)

**માલતી તથા માધવી**—(મૂર્છા ઉતારે છે. એટલામાં)

**નેપથ્યમાં**— (આર્યા.)

સાવિત્રી પ્રિયપુત્રી, વટસાવિત્રીતણુંજ વ્રત કરને;
ગૌરીશંભુ કૃપાથી, દીર્ઘાયુષ તેજ વર, વરને.

**સાવિત્રી**—(સાશ્ચર્યાનંદથી એકાએક જાગૃત થઇને) અરે એ કોણે અમૃત જેવું વચન સંભળાવ્યું? (ચારેકોર જોઇને) અરે અહીં તો કોઇ દેખાતું નથી. અરે હું ભૂલી. સ્વપ્નથીજ હું છેતરાણી. (એમ કહી નિશાસો મેલેછે. એટલામાં બે અપ્સરાઓ પ્રવેશ કરે છે.)

**પેલી**—સખી ચંદ્રિકા! પરમ દયાળુ ભગવાન્ નારદજીએ પુત્રી સાવિત્રીના અંતઃકરણના તાપ શમાવવાના સાધનરૂપ વટ-

સાવિત્રીનું વ્રત બતાવવાને આપણને આજ્ઞા કરી છે. માટે આવો આપણે અંતરીક્ષમાં રહીનેજ કાંઇ કહિયે.

**बीजी**—બેન બકુલાવલિ! ઠીક છે એમ કરીએ. (એમ કહી બેય ગાય છે.

(राग कालिंगडो ताल दादरो.)

અહો મુજ આલિ તું નિરાશ શીદ થાયરે,
　થયા પરમેશ સહાયરે;-અહો. ટેક.
પતિનું આયુષ વધવાસારૂ, સુણજે સરસ ઉપાયરે. નિરાશ.
વટસાવિત્રી વ્રત કર બેની, સુખ સહુ એથી પમાયરે. નિરાશ.
સાવધ થા સાવધ થા આલિ, મનમાં કેમ મુઝાયરે. નિરાશ.

**सावित्री**—(સાંભળીને) સખિયો! આ ગાયનનો અભિપ્રાય એવો જણાય છે કે, 'વટસાવિત્રી'નું વ્રત કરવાથી મારૂં હિત થશે. પણ તે શી રીતે કરવું તેવિષે તમે મારા પ્રિયપિતાજીની પ્રાર્થના કરો કે તે સારા વિદ્વાનોને બોલાવી, એ વ્રતનો સવિસ્તર વિધિ પૂછે, તે પછી તે કહે તેમ હું કરૂં.

**बेय सखी**—સારૂં પ્રિયસખિ! અમે આપણા પ્રિયપિતાજી પાસે જઇયે છિયે. (એમ કહી જાય છે.)

**सावित्री**—હું પણ હવે શિવપૂજન કરવા જાઉં. (જાય છે.)

---

## प्रवेश ४ थो.

સ્થળ-તપોવનમાંનો આશ્રમ.

**वृद्धराजा द्युमत्सेन तथा तेनी राणी शैब्या.**

**शैब्या**—પ્રાણનાથ! તપોવનમાં આજ કાંઈ ઉત્પાત થવાનો હોય એવું જણાય છે.

द्युमत्सेन—તમે શાથી જાણ્યું?

शैब्या—મહારાજ! ઘણીવાર થયા કોલાહલ થવાથી મને લાગે છે કે કોઇ સેના આવતી હશે.

द्युमत्सेन—હશે, કોઇ રાજા મૃગયા કરવા આવેલ હશે તેનો કોલાહલ થતો હશે. ગમે તેમ હોય. આપણે આપણું શિવપૂજન અને શિવસ્તુતિનું કામ ચલાવો.

शैब्या—પ્રાણનાથ? આપની આજ્ઞા હું માન્ય કરૂં છું, પણ તપોવનમાં મૃગયા રમનાર રાજાનું આવવું અસંભવિત છે, ને એજ કારણથી મુને ભય ઉત્પન્ન થાય છે.

द्युमत्सेन—આપણે હવે ભય પામવા જેવું શું છે? જે કારણથી ભય થવાનો સંભવ હતો, તે કારણ હવે કાંઇજ આપણી પાસે નથી.

शैब्या—હું એમ ધારૂં છું કે કદિ આપના રાજ્યનો લેનારજ અહિં આવતો તો નહિ હોય?

द्युमत्सेन—અહિં આવવાનું તેને કાંઇ પ્રયોજન નથી.

शैब्या—મહારાજ! આપ નિષ્કપટ સ્વભાવના છો તેથી આપને એમ લાગે છે, પણ દુષ્ટલોકો દુઃખ દેવાથીજ લાભ જાણે છે. મારો કુમાર સત્યવાન્ પણ હજી ફળફૂલ લેઇ વનમાંથી આવ્યો નહિ, શું થશે? (એટલામાં સત્યવાન્ આવેછે.)

सत्यवान्—માયાળુ માતાપિતા! હું આપને વંદન કરૂં છું.

माता-पिता—પુત્ર, પુત્ર, પ્રિયપુત્ર! શું તું આવ્યો? સારૂં થયું, અમે તારીજ ચિંતા કરતાં હતાં.

सत्यवान्—માતાપિતા! આપના પ્રતાપથી મુને કોઇ પ્રકારની અડચણ આવતી નથી, માટે મારાવિષે આપે નિશ્ચિંત રહેવું.

**माता-पिता**—આ કાંઇ વનમાં કોલાહલ શો થાય છે?

**सत्यवान्**—માતાપિતા! હું ફળફૂલ લેવા ગયો તે વેળા દૂર કોલાહલ થતો હતો, પણ આપની શિવપૂજનની વેળામાં વિલંબ થાય માટે મેં તે જોવામાં લક્ષ દિધું ન હતું. હવે આપની આજ્ઞા હોય તો તરત તપાસ કરી આવું કે તે શું છે.

**माता-पिता**—ના ના પુત્ર એમ જવું નહિ. કારણ કે કોઇ આપણો શત્રુજ હોય તો?

**सत्यवान्**—શત્રુ હોય તો શું થવાનું? આપની કૃપાથી માત્ર આ મારી એક તરવારનેજ સહાયમાં લેઇને તેઓને મારે આધીન કરવા હું અશક્ય નથી ગણતો. માટે નિશ્ચિંત રહિ મુને આજ્ઞા આપો. (એટલામાં ભયભીત થઇને ઋષિઓ, ઋષિપત્નીઓ અને ઋષિબાળકો પ્રવેશ કરે છે.)

**सघळां साथे**—મહારાજ! રક્ષણ કરો. એ કોઇ રાજાની સેના આપનો આશ્રમ પૂછતી અને આપનું તપોવન પૂછતી ચાલી આવે છે. અમે પુત્રતુલ્ય ઉછેરેલાં વૃક્ષોનો ઘાણ વળી ગયો, અમારાં વિશ્વાસુ પશુપક્ષિઓ ત્રાસથી કોણ જાણે ક્યાંય જતાં રહ્યાં, બાલલતાઓ તો બિચારીઓ સુકાઇ ગઇઓ, અને કામદુધાઓ તથા તેનાં ન્હાનાં વાછડાંઓ પણ નજરે આવતાં નથી, ત્યાં મૃગચર્મ વ્યાઘ્રચર્મ અને દંડોની તો વાતજ શી કરવી? અમે જન્મ ધરી કોઇ દિવસ આવો ઉત્પાત જોયો નથી.

**सत्यवान्**—ઋષિઓ, ઋષિપત્નીઓ અને ઋષિકુમારો! તમે કાંઇ ત્રાસ પામો માં. હમણાં હું મારાં માતાપિતાની આજ્ઞા થઇ કે એક ઘડીમાં તેઓનો ગર્વ ઉતારી, તેઓ જ હશે તે-

ની પાસે તપોવનનાં વૃક્ષો અને બાલલતાઓ સમરાવી, તમારી પર્ણકુટીઓ નવીન કરાવી, તેમાં પશુપક્ષિયો, કામધેનુઓ અને તેઓનાં વાછડાં ગમે ત્યાંથી ગોતાવી તેઓ પાસે બંધાવી, પછી હું એ લોકને છોડીશ, તમે નિશ્ચિંત રહો. (ધુમત્સેનને) પિતાજી ! મને તરત આજ્ઞા આપો, કારણ કે હવે હાથી, ઘોડા, રથ અને પાળાઓ આવી પહોચ્યા છે, તેથી હુ વિલંબ સહન કરી શકતો નથી.

**द्युमत्सेन**—પ્રિયપુત્ર ! એવી મોટી સેના સામે તુંને આજ્ઞા આપવી તે કરતાં હું અગ્નિમાં આહુતિ દેઇ તેની સમાપ્તિ કરૂં છું. (એમ કહી હાથમાં આહુતિ લેઇ મંત્ર ભણતાં મનમાં) હું એ સૈન્યનો પ્રલય કરવા ઇચ્છું છું, પણ મારૂં હૃદય કાંઇ વિચિત્રજ પ્રકારનું શુભ સૂચવે છે, ને મારાં જમણાં અંગો કાંઇ નવાંજ આનંદનાં ચિન્હો દેખાડે છે, માટે જરા રોકાવું ઉચિત છે. સાહસકર્મ કરવામાં સિદ્ધિ નહિ.

(એમ કહી હોમની સામગ્રી હેઠી મેલી દેછે.)

**सत्यवान्**—પિતાજી, પિતાજી! હવે હું ખમવાનો નથી, ગમે તો આજ્ઞા આપો કે ન આપો. આપણા બાલકદંબને પણ તેનો હાથી ઉખેડવા લાગ્યો છે એમ ઋષિબાલકો કોલાહલ કરે છે, માટે હું ભીરૂની પેઠે અહિં બેશી નહિ રહું. અરે દુષ્ટો ! કોણ એ બાલકદંબને ઉખેડનાર છે ? આ મારી તરવાર તેની સંભાળ લેવા તૈયાર છે. (એમ કહેતાં કહેતાં પર્ણકુટીમાંથી નીકળી જાય છે એટલામાં.)

**नेपथ्यमां**—અરે ઇંદ્રસેન, શત્રુમર્દ અને વીરસેન! તમે ત્રણેય જણ સેનાપતિનું કામ કરતાં આવડા વૃદ્ધ થયા છો તોપણ

તમારામાં વિચારશક્તિ ન આવી? આ તપોવનમાં તે તમારી સેનાનું શું કામ હતું? અમારી અને પ્રધાનની પાલખી તો દૂર હતી, પણ તમને એમ વિચાર ન આવ્યો કે અહિં કાંઇ લડાઇ તો નહોતીજ કરવી? જાઓ જાઓ, હવે જેમ આ તપોવનને હાથી, ઘોડા, પાલખી અને પાયદળોથી કાંઇ પરાભવ ન થાય તેમ આ તપોવનથી બહાર નીકળી સૈન્યનો પડાવ કરો. અહિં માત્ર મારા પવિત્ર વૃદ્ધ પ્રધાનોનુંજ કામ છે.

**નેપથ્યમાં**— જેવી આજ્ઞા.

**દ્યુમત્સેન**—અરે, આ તો ઘણાં વર્ષો પેહેલાં મારા કાન ઉપર જેનો શબ્દ આવ્યો હતો તેનોજ સુખદ શબ્દ છે, પણ તેનું અહિં વગરકારણે આવવું કયાંથી થાય?

**શૈબ્યા**—શું આપના પરમમિત્ર અશ્વપતિનોજ એ શબ્દ છે? જો કે મેં એમને કોય દિવસ જોયેલ નથી, તોપણ આપે મારીપાસે ઘણીવાર તેની પ્રશંસા કરેલ છે તેથી હું તેમને સારી રીતે જાણું છું. જો કદિ તેજ હોય તો હું અંદરની પર્ણકુટીમાં જાઉં.

**દ્યુમત્સેન**—દેવિ! જો હું ધારૂં છું તેજપ્રમાણે મારા મિત્ર અશ્વપતિજ એ હોય તો તમારે અંદરની પર્ણકુટીમાં જવાનું શું પ્રયોજન છે? એ મહારાજાથી આપણે કાંઇ જુદાઈ રાખ્યા જેવું નથી.

**શૈબ્યા**—ઠીક ત્યારે, પણ આર્યપુત્ર! કદિ આપના પ્રિયમિત્ર રાજા અશ્વપતિનીજ સેનાનો આ કોલાહલ હોય તો તેને પરાભવ ન કરવાનું વત્સ સત્યવાનને કોઇ પાસે કેહેવરાવો.

**द्युमत्सेन**–દેવિ! જો હું ફરીને એકવાર તેનો શબ્દ સાંભળું તો નકી કહું કે તે એજ છે કે નહીં.

**नेपथ्यमां**– (वैतालीय.)

ઋષિઓ ઋષિપત્નિયો અને, ઋષિપુત્રો ભય ના ધરો મને;
પણ કયાં મળશે કહો તમે, સુગુણી શાલ્વ મહીપતિ મને.

**द्युमत्सेन**–દેવિ! અહો એજ, એજ. આ મેધના જેવો ગંભીર શબ્દ એ અશ્વપતિવિના બીજા કોઇનો નહિ. અરે મારા સ્નેહી તપસ્વિયો! તમારામાંથી કોઇ દોડીજઇ સત્યવાનને કહો કે એ મહારાજા મારા પરમમિત્ર છે, માટે તેમની સેનાને તું કોઇ પ્રકારથી અડચણ ન કરતાં, તે મહારાજને ઘણા માનપૂર્વક આપણા આશ્રમમાં લઇ આવ, જેથી ઘણા દિવસથી થયેલા વિયોગના દુઃખને તેમના મળવાથી દૂર કરૂં.

**ब्राह्मणो**–(સર્વ સાથે) મહારાજ દ્યુમત્સેન! અમારામાંથી તો કોઇની એવી ધારણા નથી કે તે સૈન્યની સામો જાય. પણ આ દેવવ્રત જો કે બાલક છે પણ સત્યવાનનો બાલમિત્ર છે, તેનેલીધે અમારા જેવો તે સૈન્યથી બીતો નથીતેથી તે જશે.

**द्युमत्सेन**–પુત્ર દેવવ્રત! સત્વર જા, સત્વર જા. જેમ બને તેમ તારા મિત્રને તરત મળીને મારો સંદેશો કેહે.

**देवव्रत**–મહારાજ! જેવી આપની આજ્ઞા.(નીકળી જાયછે.)

**द्युमत्सेन**–ચાલો દેવિ, આપણે પણ આપણા માધવીમંડપમાં જઇને બેશિયે. પ્રિયમિત્ર અશ્વપતિને મળવાના સુખનો અનુભવ કરવાનું ત્યાં ઠીક પડશે.

**शैब्या**–જેવી આર્યપુત્રની આજ્ઞા. (એમ કહી નીકળી જાય છે.)

ब्राह्मणो–ચાલોને આપણે પણ માધવીમંડપમાં જઇને આગળથી બેશી જઇયે. (એમ કહી નીકળી જાય છે.)

## प्रवेश ५ मो.

સ્થળ—તપોવનના આશ્રમનો એક ભાગ.

द्युमत्सेन, सत्यवान्, अश्वपति, प्रधानो, वगेरे.

सत्यवान्–( ઉઘાડું ખડ્ગ ઉગામી જરા ધીરો થઇને મનમાં ) આ હાથીને સંગ્રામવિના મારવો એ રાજાનો ધર્મ નથી. તોપણ જો તેણે આ બાલકદંબને કાંઇ પરાભવ કર્યો હોત તો હું આજ ખડ્ગથી તેના બે કટકા કરત, પણ તેવો તેણે હજી કાંઇ અપરાધ કર્યો નથી એટલે તે ખડ્ગથી હણવાને પાત્ર નથી. (એમ કહી ખડ્ગ મિયાનમાં નાખી હાથીને સુંઢથી ઝાલી પાછે પગે હડશેલે છે એટલામાં અશ્વપતિ અને બે પ્રધાનો આવી પહોચે છે.)

अश्वपति–પ્રધાનો! જુઓ આ સત્યવાન્, જેને વરવા સાવિત્રી આગ્રહ કરે છે. જરા આપણે આ કદલીવનમાં છુપાઈ રહીને તેનું પરાક્રમ આ પ્રસંગે જોઇયે.

प्रधानो–જેવી ઇચ્છા. (સર્વે છુપાઇ જાય છે એટલામાં ઇંદ્રસેન શત્રુમર્દન અને વીરસેન એ ત્રણે સેનાપતિયો આવી પહોંચેછે.)

इंद्रसेन–અરે, આ કોણ છે?

शत्रुमर्दन–અરે, આ તો આપણા હાથીને બે હાથે સુંઢ ઝાલીને પાછે પગે હઠાવતો આવે છે!

वीरसेन–કોઇ રાજબીજ હોય એમ લાગેછે. ગમે તે હોય પણ આપણા હાથીની શું કરવા દુર્દશા કરે છે?

त्रणे साथे—ભદ્રમુખ! તમે કોણ છો? કોના પુત્ર છો? અને આ હાથીને શું કરવા કનડો છો?

सत्यवान्—હું મહારાજ દ્યુમત્સેનનો પુત્ર છું. એ મહારાજા આ તપોવનમાં રહે છે. આ હાથીના આવવાથી અમારા તપોવનમાં મુનિલોકોને ઘણુંજ દુઃખ પડયું છે, માટે તેની આ દુર્દશા કરવી પડે છે. હવે તમારી સર્વની દુર્દશા કરવી છે કે જેઓએ એકાએક આવીને વનવાસી મુનિયોને ઉદ્વેગ કરાવ્યો છે.

इंद्रसेन—શું આ હાથીને તમે અનાથ ગણો છો? એમ ગણતા હો તો તમારી ભૂલ છે. તેમજ અમે પણ તમારી પેઠે હથિયાર બાંધિયે છિયે ખરા. અમારી દુર્દશા કરતાં વાર લાગશે માટે વિચારીને બોલો. અથવા વનમાં રેહેનારા લોકોને વિવેક હોતોજ નથી તેથી એમ બોલો એમાં તમારો શો અપરાધ?

सत्यवान्—મારા શત્રુને ગમે તેવા નાથ હોય તોપણ હું તેઓને અનાથજ ગણું છું. હાથીના પ્રાણ રાખ્યા છે તે માત્ર રાજધર્મમાં વિરોધ આવવાથીજ. હવે જો તમેજ એ હાથીનું નાથપણું ધરાવતા હો તો આ ખડ્ગ પ્રથમ તમારીજ સંભાળ લેશે, પછી તે હાથી સનાથ છે કે અનાથ છે તે જોઇ લેશે.

शत्रुमर्दन—નહિ, નહિ, હાથીના અને અમો સર્વના સ્વામી તો જુદાજ છે. મહારાજ અશ્વપતિને ઓળખ્યા છે? કે જેણે લાખો શત્રુનાં દળને દળી નાંખ્યાં છે.

सत्यवान्—ઠીક છે, તેઓ પણ સામા આવશે તો આ ખડ્ગ તેમની યોગ્ય સેવા કરવા ચૂકશે નહિ. પણ તમારામાં કાં-

ઇ છે કે ચારણ-ભાટ પ્રમાણે મિથ્યા ધણીનાં વખાણ કરી પેટભરો છે ?

त्रणेसाथे—અહો કેટલું અભિમાન કરે છે? આપણા ધણીને પણ એ તિરસ્કાર કરે છે. મારો, મારો, મારો. (એમ કહી દોડે છે.)

सत्यवान्—આવો દુષ્ટો, આ ખડ્ગ તમારા પ્રાણ લેવાને તૈયાર છે. (એમ કહી ઉઘાડું ખડ્ગ લેઇ સામો થાય છે એટલામાં)

नेपथ्यमां—સત્યવાન્, સત્યવાન્! આપણા પિતાના પરમપ્રિયમિત્ર રાજા અશ્વપતિનાં એ માણસો છે માટે મારશો નહિ. (તેટલામાં તરત.)

अश्वपति—(બહાર નીકળીને) હાં, હાં, હાં. સેનાપતિઓ, હથીઆર છોડીદ્યો, છોડીદ્યો. આ સત્યવાન્ મારા પ્રિયમિત્ર દ્યુમત્સેનનો પુત્ર છે. (એમ કહી સત્યવાનને મળે છે.)

सत्यवान्—(તરત પગમાં પડીને) આ મારા પિતાજીએ મોકલેલા દેવવ્રતને આવતાં થોડીવાર લાગી તેથી હું આપના અપરાધમાં આ૦યો અને તેથીજ હું આપને તથા મારા પિતાજીને મુખ દેખાડતાં લજાઉં છું.

अश्वपति—વત્સ સત્યવાન્! પોતાની જાતિને શોભતું કામ કરવામાં કોઈને કાંઇ લજાવા જેવું નથી.

सत्यवान्—આપ આપની અપ્રતિમ દયાળુતા અને નિઃસીમ સૌમ્યતાથી તેમ કહો તે યોગ્ય છે, પરંતુ મારા મનમાંથી તેવિષે ખેદ મટતો નથી.

अश्वपति—નહિ, નહિ, સત્યવાન્! હું વિવેક નથી કરતો પણ આ સર્વ પ્રસંગ જોઈ વધારે પ્રસન્ન થયો છું. એવિષે મારા પ્રધાનો પણ સાક્ષી છે.

शत्रुशल्य–ભદ્રમુખ! મહારાજ ખરૂં કહે છે. એઓએ પ્રથમજ અમને આજ્ઞા કરી હતી કે આ પ્રસંગે છુપા રહીને સત્યવાનનું પરાક્રમ જોવું.

देवव्रत–(આવીને) વયસ્ય! (કાનમાં કાંઇક કહે છે.)

सत्यवान्–(રાજાને) આર્ય! આપના સમાગમનેમાટે મારા પિતાજી ઘણા આતુર છે તેથી સત્વર પધારીને અમારા આશ્રમને કૃતાર્થ કરશો એવી આ માણસ આશા રાખે છે.

अश्वपति–જેટલું તમારા પવિત્ર પિતાજીનું મન મને મળવા ઇચ્છતું હશે, તેટલુંજ મારૂં મન પણ તેમને મળવા ઉત્કંઠિત છે, તેથી હું પણ વિલંબ કરવા ઇચ્છતો નથી. (પ્રધાનોને) પ્રધાનો! ચાલો, મારા પવિત્ર મિત્રનાં દર્શન કરી તમે કૃતાર્થ થાઓ. (એમ કહી જાય છે.)

अंक बीजो समाप्त.

---

# अंक ३ जो. प्रवेश १ लो.

સ્થળ—માધવીમંડપ. (આશ્રમનો એક ભાગ.)

प्रज्ञावान्, ब्राह्मणो, अने पछीथी द्युमत्सेन, शैब्या, अश्वपति अने तेना प्रधानो,इत्यादि.

प्रज्ञावान्–(પ્રવેશ કરીને) અહો, હજી એ લોકો કેમ આવ્યા નહિ? હું તો થોડીવાર દેવવ્રત કેવી રીતે જાય છે તે જોવામાં રોકાયો હતો પણ તે સર્વ ક્યાં રોકાયા હશે?

(એટલામાં સર્વ બ્રાહ્મણો આવે છે.)

**બ્રાહ્મણો**—ઋષિયો! આવો, આવો, આપણે સારૂં ઠેકાણું જોઇને બેશી જઇયે. (એમ કહી બેશી જાય છે.)

**પ્રજ્ઞાવાન્**—સંભારતાં સર્વે આવી પહોચ્યા પણ મહારાજા હજી કેમ ન આવ્યા?

**બ્રાહ્મણો**—ખરે, 'સંગ તેવો ગુણ,' આપણે આવડા થયા પણ સેનાથી ભય પામી અહિં આવતા રહ્યા અને જુઓને દેવવ્રત બાલક છતાં કેવો એકાએક મહારાજાની આજ્ઞાથી દોડયો ગયો? કારણ કે તેને જન્મથીજ સત્યવાનનો સંગ છે. પણ તેની પછવાડે પ્રજ્ઞાવાન્ તેની ચર્ચા જોવાને ગયો હતો તે આવ્યો કે નહીં?

**પ્રજ્ઞાવાન્**—આર્યો! હું તો આપ સર્વની પ્રથમજ આવી બેઠો છું. પણ તમને આવતાં આટલો વિલંબ કેમ થયો?

**બ્રાહ્મણો**—અમારે સત્વર અહિં પહોચી જવા ઇચ્છા હતી પણ રાજા તથા રાણી ઘણાં ધીરાં ચાલે તેથી વિલંબ થયો. પણ કદલીવનની સાંકડી ગલીમાંથી નીકળી ચંપકવનના ચોકમાં આવ્યા કે તરત દોડીને અહિં આવતા રહ્યા.

**પ્રજ્ઞાવાન્**—એવડું તમારે અહિ શું જમવું હતું કે તે બેય અપંગને પછવાડે મૂકીને દોડયા આવ્યા!

**બ્રાહ્મણો**—અમારે સારો માર્ગ જોઇને બેશી જવું હતું. પણ તું ત્યાં શું ચર્ચા જોઇ આવ્યો તે તો બોલ.

**પ્રજ્ઞાવાન્**—હું તમારી પેઠે મહારાજા આવ્યાવિના નિશ્ચિંત બેશી ગપાટા મારી વૃથા કાળક્ષેપ કરવા ઇચ્છતો નથી પણ મહારાજની સામો જાઇશ. (એમ કહી ઉભો થાય છે, એટલામાં રાજા દ્યુમત્સેન તથા તેનાં રાણી પ્રવેશ કરે છે.)

ધ્રુમત્સેન–દેવિ! ખરે આપણે હવે માધવીમંડપમાં આવી પહોચ્યાં છિયે. કારણ કે ચારેકોર માધવીનાં પુષ્પોનો મધુર ગંધ આપણને પાસે આવવાથી ઘણોજ આનંદ આપે છે, આ ઝીણી રેતી પણ તેજ મંડપ છે એમ નિશ્ચય કરાવે છે અને ચારેકોરથી પડતાં પુષ્પોવડે તે માધવીમંડપ જાણે કેમ આપણને અર્ઘ્ય આપતો હોય એમ લાગે છે.

शैव्या–પ્રાણનાથ! આપનું બોલવું યથાર્થ છે.

(मधुमाधवी.)

ગુંજારવો મધુકરો મધુરા કરે છે,
કોલાહલો મૃદુલ કોકિલ તો કરે છે;
મોરો મનોહર મલાર મુખે ધરે છે,
માટેજ તે મધુરમંડપ આ ખરે છે.

ब्राह्मणो–પધારો, પધારો, મહારાજ!

द्युमत्सेन–હું આપ સર્વને પ્રણામ કરૂં છું. (પ્રણામ કરે છે).

ब्राह्मणो–દીર્ઘાયુર્ભવ.

शैव्या–ઋષિયો! હું આપને પ્રણામ કરૂં છું.

ब्राह्मणो–અખંડસૌભાગ્યા ભવ.

प्रज्ञावान्–આર્યરાજર્ષિ! આપને આવતાં વિલંબ થયો તેથી ઘણી ચિંતા થતી હતી, પણ આપ પધાર્યા તે સારૂં થયું.

द्युमत्सेन–કોણ એ? પ્રજ્ઞાવાન્ કે? આવ, બેશ. વત્સ! દેવવ્રત ત્યાં પહોચી ગયો હશે કે?

प्रज्ञावान्–આપની આજ્ઞા થઇ કે તરત પલાશદંડ ખભે લેઇ દોડયો ને હું પણ તે કૌતુક જોવા દોડયો ગયો.

ब्राह्मणो-(પરસ્પર) હવે કેવો મોટી મોટી વાતો કરવા મંડી ગયો?

**प्रज्ञावान्**–આપણા બાલકદંબ પાસે જ્યાં તે પહોચ્યો ત્યાં તો અમારા પ્રિયમિત્ર સત્યવાન્ એક હાથીને સુંઢ ઝાલી પાછે પગે હડશેલતા જોવામાં આવ્યા.

**द्युमत्सेन**–એ ઘણું ખોટું કર્યું.

**शैब्या**–અશ્વપતિને ઘણું માઠું લાગશે.

**द्युमत्सेन**–પછી, પછી?

**प्रज्ञावान्**–પછી જેવા તે મેદાનમાં ગયા કે દેવવ્રત તે પછવાડે આપનો સંદેશો કેહેવા ગયો છે, ને હું અહિં આવતો રહ્યો છું.

**द्युमत्सेन**–ઠીક છે ત્યારે તો દેવવ્રત પાસેથી મારો સંદેશો સાંભળી સત્યવાન્ માનપૂર્વક મહારાજા અશ્વપતિને અહિં તેડી લાવશે. (તેટલામાં સત્યવાન્ પ્રવેશ કરે છે.)

**सत्यवान्**–પિતાજી! મહારાજા અશ્વપતિ પોતાના પ્રધાનો સહિત અહિં આવી પહોચ્યાછે ને તે આપને મળવાને ઇચ્છે છે.

**द्युमत्सेन**–જા, જા, જેમ બને તેમ સત્વર તેના સમાગમનો અનુભવ મને કરાવ.

**सत्यवान्**–જેવી પિતાજીની આજ્ઞા. (એમ કહી બહાર નીકળી પાછો રાજા અશ્વપતિ અને પ્રધાનોસહિત પ્રવેશ કરે છે અને પોતાના પિતાજીને અને અશ્વપતિને મેળવે છે.)

**अश्वपति**–(મળીને ગદગદ કંઠે) આર્યરાજર્ષિ! ઘણા દિવસે આપનાં દર્શન થવાથી હું કૃતાર્થ થયો છું.

**द्युमत्सेन**–એ તો પરસ્પર છે.

**अश्वपति**–(શૈબ્યાને) દેવિ! હું અશ્વપતિ આપને પ્રણામ કરૂં છું.

**शैब्या**–પ્રતિદિવસ આપનો પ્રબળ પ્રતાપ વધો.

प्रधानो—આર્યરાજર્ષિ! અમે આપ દંપતિને પ્રણામ કરિયે છિયે.
(એમ કહી પગે પડે છે.)

द्युमत्सेन—કોણ એ?

अश्वपति—એ તો આપણા શત્રુશલ્ય-વીરમિત્રાદિ પ્રધાનો છે.

ब्राह्मणो—(પરસ્પર મનમાં) ધન્ય છે અશ્વપતિને. શું એનું વિવેક સહિત બોલવું છે?

द्युमत्सेन-પ્રિયમિત્ર અશ્વપતિ! (એમ બોલવા જાય છે, એટલામાં.)

अश्वपति—આર્ય, આર્ય! આપનું આ બોલવું યોગ્ય નથી.

द्युमत्सेन—ઠીક છે. મારે જે બોલવાનું છે તે બંધ રાખું છું. પણ પેહેલાં મારૂં બોલવું અયોગ્ય શું છે તે આપની પાસેથીજ સાંભળવા ઇચ્છું છું.

अश्वपति—તે એજ કે, આ માણસ આપની પાસેથી 'વત્સ' એવાં વિશેષણનો લાભ લેવા લોભી છે, તેને આપ 'મિત્ર' એવું વિશેષણ આપો છો એ શું ઘટિત છે?

द्युमत्सेन—ઠીક છે, (કાંઇક હસીને) પ્રિયસખા! શું મિત્રતાનો સંબંધ અવસ્થાના સમાનપણાથી બંધાયછે એમ તમે ગણો છો? નહિ નહિ, કદિ નહિ. એ અલૌકિક સંબંધ બંધાવાનું કારણ તો કોઇ અચિંત્યજ છે. હું આપને અનેક ઇતિહાસોથી સિદ્ધ કરી આપીશ કે અનેક ગુણવાન્ રાજાઓના મિત્રો રાજાઓ કરતાં ઓછામાં ઓછી બમણી અવસ્થાવાળા થઈ ગયા છે. ત્યારે શું તેઓ મિત્રના વિશેષણથી નહિ બોલાવતા હોય? ખરૂં વિચારતાં મનની તુલના ઉપરજ મિત્રતાનો સંબંધ આધાર રાખે છે, અને તેથી જે તમને 'પ્રિયમિત્ર!' એમ કહું છું તે યોગ્યજ છે.

**अश्वपति**—આ સમયે એ વિષયનો વિવાદ કરીને આપની પાસેથી મળતાં વચનાંમૃતોમાં વિઘ્ન થવા ઈચ્છતો નથી, માટે આપનું શું વક્તવ્ય હતું તે આપ હવે અમને જણાવવા કૃપા કરશો.

**द्युमतसेन**—મારે બોલવાનું એજ છે કે, 'આપનું આ સૈન્ય છે' એમ ન જાણવાથી બાલબુદ્ધિ સત્યવાનથી થએલું આપનું અપમાન જોઈ, આ માણસ નિઃસીમ ખેદમાં તથા અત્યંત લજ્જામાં મગ્ન થતાં પોતાના મનને કોઇપણ પ્રકારે આલંબન આપી શકતું નથી. હવે આપને ખરીરીતે ઓળખ્યા પછી પણ અવસ્થાથી થયેલી અપંગતા, આપને સામું આવવા આદિ સત્કારોમાં પૂર્ણ રીતે આડી આવી છે.

**शैब्या**—અને પદભ્રષ્ટપણું એપણ આ સમયે આપ જેવા અલભ્ય અતિથીનો લાભ થયા છતાં તેને યોગ્ય સત્કાર નહિ કરાયાથી કાંઇ ઓછું ખેદકારક થતું નથી.

**अश्वपति**—આર્યરાજર્ષિ અને મહાદેવિ! સત્યવાનથી જે થયું છે તે મુને સંતોષકારક છે કે અસંતોષકારક છે, એ મારો સત્કાર છે કે અસત્કાર છે, તે વિચાર મારા મન ઉપર આધાર રાખે છે. એવિષે આપે નિશ્ચિંત રેહેવું. અવસ્થાથી થયેલી અપંગતા પણ આપની વંધતાને સૂચવે છે, તેથી કાંઇ ઉદાસ થવા જેવું નથી. બાકી પદભ્રષ્ટપણાથી તો મારેજ લાજવાનું અને ખેદ પામવાનું છે, કે મારી લાખો ઘોડાંની સેના તૈયાર છતાં, મારા દ્રવ્યના ભંડારો પૂર્ણ છતાં અને મારી મિત્રસંપત્તિ સબળ છતાં હું આપને આવી દશામાં જોઉં છું.

**वीरमित्र**—ખરે, મહારાજાએ જે સમયથી આપની પદભ્રષ્ટ-

તાની વાત સાંભળી છે, તેજ સમયથી તેઓ આ પ્રકારનો ઉદ્વેગ કર્યા કરે છે.

अश्वपति–હું એટલાથીજ મને મંદભાગ્ય ગણું છું, કે મારા મિત્રો આવી દશામાં આવી પડે ત્યાંસુધી પણ મને ખબર ન આપે. આ કેવી ખેદકારક વાત છે? મિત્રો જ્યારે આપત્તિમાં સહાય ન કરે ત્યારે તેઓ કયા સમયે ઉપયોગી છે તે હું જાણી શકતો નથી. શું પોતે આવાં કષ્ટ ભોગવી મુગે મોઢે બેસી રહી, 'આ માણસ આપનાથી કાંઇ ભિન્ન છે' એવું આપેજ સિદ્ધ નથી કરી આપ્યું? ખરૂં મિત્રતાનું કામ એ છે કે પોતાના મિત્રના સુખ–દુ:ખમાં સરખો ભાગ લેવો. આપની આ દશા સાંભળતાં મને બે વાત ખેદકારક થઇ પડી છે. એકતો આપનું પદભ્રષ્ટપણું અને બીજો મારાવિષે રાખેલો ભિન્નભાવ.

द्युमत्सेन–પ્રિયમિત્ર અશ્વપતિ અને પ્રવીણ પ્રધાનો! આ સમયે મારે ટુંકામાં થોડુંક બોલવાનું છે માટે ઘડીવાર તેઉપર આપ ધ્યાન આપશો. પ્રિયમિત્રો! મિત્ર માત્ર બે અક્ષરનો શબ્દ છે, પણ તેની ગંભીરતા સીમાવગરની છે. જે રસ માતામાં છે તે રસ પિતામાં નથી, જે રસ પિતામાં છે તે રસ માતામાં નથી, જે રસ ભાઇઓમાં છે તે અન્યમાં નથી, તેમ જે રસ સ્ત્રીમાં છે તે ઉપરના ત્રણે કરતાં જુદોજ છે; પણ મિત્ર એ વસ્તુ એવી છે કે તે કોઇ સમયે માતાની પેઠે માયા દેખાડે છે, કોઈ સમયે પિતાની પેઠે હિતોપદેશ દેછે, કોઇ સમયે સોદર (સગા) બંધુઓની પેઠે સહાયતા કરે છે અને કોઇ સમયે તો આપણું મન

હઠથી આગ્રહી થઇ ગયું હોય ત્યારે શું કરવું યોગ્ય છે તે વિષે પતિવ્રતા સ્ત્રીની પેઠે સ્નેહપૂર્વક સરલ અને સરસ રીતિથી પ્રાર્થના કરે છે. આપણાં શાસ્ત્રોમાં ત્રણ પ્રકારના ઉપદેશ લખ્યા છે. રાજોપદેશ, બાંધવોપદેશ, અને કાંતાપદેશ. વેદનો ઉપદેશ એ રાજોપદેશ જેવો છે, મહાભારત રામાયણ અને પુરાણોનો ઉપદેશ એ બાંધવોપદેશ જેવો છે, અને કાવ્યનાટકાદિનો ઉપદેશ અને અભિપ્રાય કાંતાપદેશ જેવો છે. જે અભિપ્રાય વેદ પુરાણ અને ઇતિહાસોમાં હોય છે, તેજ અભિપ્રાય કાવ્યો, કહે છે, પણ તે એવો રસ, એવી મધુરતા અને એવી અલંકારની ચમત્કારિક યુકિતથી કહે છે કે સાંભળનારના મનમાં અલૌકિક અસર થયાવિના રહેજ નહિ. એટલાજમાટે કાવ્યોપદેશને કાંતાપદેશ સરખો ગણ્યો છે. જો કે કાંતાપદેશ બીજાથી થવો અશક્ય છે, તોપણ સન્મિત્રો તેવે પ્રસંગે કાંતાપદેશ દેવા પણ ચૂકતા નથી, એટલુંજ નહિ પણ કાંતાપદેશ એ પોતાનું કામ નહિ છતાં એવો સરસ કરે છે કે કુલીન કાંતાઓથી પણ ભાગ્યેજ થઇ શકે એમ કહિયે તો વધારે પડતું નથી. પ્રાચીન મહાપંડિતોએ જે નિયમ બાંધ્યો છે તે આપણે માન્ય રાખવો જોઈએ, તોપણ મને એવો નિશ્ચય છે કે તેઓએ કાંતાપદેશને ઠેકાણે મિત્રોપદેશ લખ્યો હોત તો વધારે ઘટિત હતું. આ ઉપરથી એમ તો સિદ્ધ થાય છે કે માતા, પિતા, બાંધવ અને સ્ત્રીનો રસ મિત્રમાં આવી શકે છે, પરંતુ મિત્રનો રસ ઉપરના એકમાં આવી શકતો નથી. મિત્રનું કામ નહિ માતાથી, નહિ પિતાથી, નહિ ભાઇઓથી કે નહિ સ્ત્રીથી થઇ શકે. કેટલાક વિચારો એવા હોય છે કે જે માયાળુ

માતાને કહી શકાયજ નહિ, કેટલાક વિચારો એવા હોય છે કે પવિત્ર પિતાજીની સેવામાં મેલાયજ નહિ, કેટલાક વિચારો એવા હોય છે કે સ્નેહી સહોદરને સ્વાધીન કરી શકાયજ નહિ, કેટલાક વિચારો એવા પણ હોય છે કે જે પોતાની પવિત્ર પતિવ્રતા પ્રિયાપાસે પણ પ્રકટ કરી શકાયજ નહિ, પણ એવા કયા વિચારો જગતમાં છે કે પોતાના પવિત્ર મિત્રના નિર્મળહૃદયમાં જેનું યથાસ્થિત ચિત્ર આપતાં આપણું મન ઘડીવારપણ શંકા ખાય? મુને તો નથી લાગતું કે એવો કોઇ પણ વિચાર હોય. હું તો એમજ માનું છું કે માણસોએ પોતાના પવિત્ર સન્મિત્રને પોતાનું હાલતું ચાલતું અને બોલતું મૂર્ત્તિમાન્ હૃદય છે એમ ગણવું. આપણું શું હિત છે અને શું અહિત છે, આપણે શું કરવાનું છે અને શું ન કરવાનું છે, આપણું શું ભૂષણ છે અને આપણું શું દૂષણ છે, શું આ જગતમાં સત્ય છે અને શું અસત્ય છે, આપણે કયો માર્ગ ગ્રહણ કરવાનો છે અને કયો ત્યાગ કરવાનો છે, તેનો અને ટુંકામાં સંસારમાં વર્ત્તવાની સર્વ સારી રીતિની સમજણનો આધાર, સુખને સમયે મદથી ઉચ્છૃંખલ ન થઇ જવાનો આધાર અને કષ્ટને સમયે અત્યંત દુઃખના ઘા વાગવાથી બેભાન અને આકુલવ્યાકુલ ન થઇ જવાનો આધાર, ઉપરના બેજ અક્ષરમાં રહ્યો છે. એટલુંજ નહિ પણ જ્યારે આપણું મનરૂપી મૃગ, વિચિત્ર વિચારરૂપી વગડામાં રખડી થાકી જાય છે ત્યારે તેને વિશ્રામ લેવાનું સ્થળ, વિશ્વાસને રેહેવાનું ઘર, પ્રીતિરસ રાખવાનું પાત્ર, સુખદુઃખમાં સરખો ભાગ લેનાર, અને એકતાનો આરામ સન્મિત્રશિવાય કોણ થઇ શકનાર

છે? કોઇજ નહિ. જુઓ, હવે બે અક્ષરના અર્થમાં કેટલી ગંભીરતા રહી છે!? કોઇ મિત્ર કરવો અને મિત્ર થવું તેમાં કેટલું કામ છે તે સારીપેઠે વિચારવાનું છે. ઘણુંકરીને જેને મિત્ર શબ્દથી બોલાવિયે તેવા મિત્રો ઘણા વિરલા હોય છે. એવા મિત્રની સંપત્તિથીજ પ્રાચીન રાજાઓ પ્રખ્યાત થઇ ગયા છે. એવા મિત્રોની સહાયતાથીજ મહાત્માઓ મહાનૂ ગણાયા છે. ચંદ્રાપીડ જેવા ધીર અને વીર રાજાએ એવાજ મિત્રનેમાટે પોતાના પ્રાણ છોડયા છે. ઋતુધ્વજરાજાએ એવાજ મિત્રની મિત્રતાથી પોતાની મરણ પામેલી પ્રિયા મદાલસા પાછી મેળવી છે. વળી પ્રાચીન લોકો કહી ગયા છે કે 'પશુ ધન એ ધનજ ન ગણાય, દ્રવ્ય એ અરધું ધન ગણાય છે, ધાન્ય એ ખરૂં ધન ગણાય છે, પણ વિદ્યા, પૃથ્વી અને સન્મિત્ર એ ત્રણ તો અતિધનમાં ગણાય છે? માટે આ સમયે મારે ઈશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે જે દયાળુ ઈશ્વરે મહારાજા અશ્વપતિ જેવું પવિત્ર સન્મિત્રરત્ન મને મેળવી આપેલ છે. આમ છે છતાં હું તેઓથી જુદાઇ રાખું તો તે મારીજ મૂર્ખતા ગણાય. એટલું ખરૂં કે મારે પદભ્રષ્ટ થતી વેળાએ સમાચાર દેવા જોઇતા હતા, પણ જ્યાંસુધી પોતાને વનવાસનો અનુભવ લેવો પ્રારબ્ધમાં હોય ત્યાંસુધી તેવું હૃદયમાં આવેજ નહિ.

**શૈબ્યા**—હું ઘણી વેળા એમને એમ કહેતી કે 'આપના મિત્રોને આ સમાચાર દઇએ,' ત્યારે તેઓ કહેતા કે 'મને વનવાસ ઘણો પ્રિય છે. હું રાજ્ય કરતાં પણ અહિં વધારે સુખ ગણું છું. વળી આપણને વનમાં રેહેવું જ્યાંસુધી ઈશ્વરના ઘરથી નિર્મિત હ-

શે, ત્યાંસુધી આપણા મિત્રોથી પણ આપણા શત્રુઓ જીતાશે નહિ. અને દૈવ જ્યારે અનુકૂળ થયો ત્યારે શત્રુઓજ મિત્ર થવા આવશે, માટે આ સમયે મિત્રોને ખબર દઇ દુઃખમાં નાખવા કરતાં, આવાં વનવાસનાં સુખને આપનારાઓનો ઉપકાર માની આનંદથી ઈશ્વરનું આરાધન કરવું એજ ઉત્તમ છે.

अश्वपति—એ મહાત્માને તો એમજ ઉચિત છે, પણ મારા ઉચિતમાં તેઓએ વિઘ્ન કર્યું.

शत्रुशल्य—જે વાત જેમ થવાની હોય છે તેમ થાય છે, માટે ગયેલા સમયવિષે ખેદ મેલી વર્ત્તમાનકાળના કર્ત્તવ્ય ઉપર ધ્યાન આપો.

ब्राह्मणो—આ વૃદ્ધ પ્રધાને ઠીક કહ્યું, બેય રાજાના પરસ્પર સ્નેહના ભાષણમાં ભાન ભૂલી જવાથી મધ્યાન્હ સમય થયો છે તેપણ જાણ્યું નહિ. ચાલો હવે વર્ત્તમાનકાળના કૃત્યમાં ધ્યાન દઇએ. (ઉભા થઇને) મહારાજા ધુમત્સેન તથા મહારાજા અશ્વપતિ! આપ બેયનો જય થજો. (એમ કહી નીકળી જાય છે.)

सत्यवान्—પિતાજી! મધ્યાન્હ સમયનાં શિવપૂજનસારૂ પુષ્પો લેવા હું જાઉં છું. (નીકળી જાય છે.)

द्युमत्सेन—પ્રિયમિત્ર! આ પ્રધાનો સહિત તથા મોટી સેનાસહિત એકાએક અહિં પધાર્યા છો, તેનું કારણ મૃગયા છે, દિગ્વિજય છે, કે તીર્થયાત્રાનો મનોરથ છે, તે હું જાણવા ઇચ્છું છું.

अश्वपति—આપના આશ્રમમાં આવવું એજ કારણ છે.

द्युमत्सेन—આપના વાક્યથી જે મુને આનંદ થાય છે તે કહી શકાય તેમ નથી. આપ જેવા સન્મિત્રોએ પોતાના મિત્રોની સંભાળ લેવી યોગ્ય છે.

**वीरमित्र**–રાજર્ષિ! માત્ર આપની સંભાળ લેવાજ નહિ પણ આપ પાસે કંઇ માગવા આવેલ છે.

**द्युमत्सेन**–(હર્ષથી) જો એમ હોય તો મારાથી આજસુધી જે ઈશ્વરનું આરાધાન થયું છે, જે તપશ્ચર્યા થઇ છે અને મારૂં રાજ્ય મારે સ્વાધીન હતું તે સમયે જે કાંઇ ધર્મનાં કર્મો થયાં છે, તે સર્વનું ફળ આપી તેમનો મનોરથ સિદ્ધ કરવા ચૂકીશ નહિ; એટલુંજ નહિ પણ નવી તપશ્ચર્યા કરીને પણ તેમનો મનોરથ પૂર્ણ કરીશ. પરંતુ એમનો શો મનોરથ છે તે જાણવા મારૂં મન ઉતાવળું થાય છે, માટે જો એ મહાનુભાવ પોતાના મુખથી કેહેતાં કાંઇ લજ્જા પામતા હોય તો તમેજ મને કહો.

**अश्वपति**–(હર્ષથી ઉભા થઇને) આર્યરાજર્ષિ! આ એક સંસારરૂપ ચક્ર એવું છે કે જેનું ભમવું અરધી પળ પણ બંધ રેહેતું નથી. તેની અંદર પ્રત્યેક નર અને નારીઓનાં પૂર્વજન્મનાં કર્મરૂપ ચક્રો ફર્યા કરે છે, કે જેના ફરવાના નિયમથી તથા વિધાતાના વ્યાપારપાસે પરવશપણાંથી પ્રત્યેક માણસ કોઇનો પુત્ર, કોઇનો મિત્ર, કોઇનો કાકો, કોઇનો ભાઈ, કોઇનો ભાણેજ, કોઇનો ભત્રિજો, કોઇનો સગો, કોઇનો સંબંધી, કોઇનો ગુરૂ અને કોઇનો શિષ્ય, એમ અનેક સાથે અનેક પ્રકારના સંબંધો ધરાવનાર થાય છે. કોઇ જુદાજ પ્રકારનાં પૂર્વપુણ્યનેલીધે કેટલાક પુણ્યવાન્ પુરૂષો કોઈપણ જાતિનો લેશ પણ સંબંધ ન છતાં, પરસ્પર સગા ભાઈઓ કરતાં વધારે સ્નેહ ધરાવનાર આપણા ધારવામાં આવે છે; કેટલાએક મહાત્માઓ પોતાનો અપકાર કરનારઉપર પણ અતિ-

ઉપકાર કરનાર આપણા જોવામાં આવે છે; કેટલાએક સ્વાભાવિક ભકિતથી કોઇને પોતાના પિતાતુલ્ય ગણે છે; કેટલાએક પોતાના ઔરસ પુત્રો છતાં, કોઈનેવિષે પુત્ર કરતાં અધિક સ્નેહ રાખે છે અને જન્મથીજ પવિત્ર ચરિત્રવાળા અને નિર્મળ અંતઃકરણવાળા કેટલાક પુરૂષો, પવિત્ર અને પુણ્યવાળી સ્ત્રિયોનેવિષે માતૃપક્ષનો કે પિતૃપક્ષનો લેશ પણ સંબંધ ન છતાં, પોતાની જન્મ આપનારી માતાવિષે કે સગી બેનોવિષે જેવી ભક્તિ રાખે, તેથી પણ અધિક ભકિત રાખનાર જોવામાં આવે છે. આવી રીતે પૂર્વજન્મનો સંબંધ, નથી જ્ઞાતિને જોતો કે નથી જાતિને જોતો, નથી ઉચ્ચ કુલને જોતો કે નથી નીચ કુલને જોતો, નથી ધનને જોતો કે નથી પ્રતિષ્ઠાને જોતો, નથી માનને જોતો કે નથી અપમાનને જોતો, નથી શૌર્યને જોતો કે નથી ધૈર્યને જોતો, નથી સુશીલને જોતો કે નથી કુશીલને જોતો, નથી સરલતાને જોતો કે નથી કુટીલતાને જોતો; માત્ર ચમકમણિ જેમ લોહની માછલીને ખેંચી લે છે, તેમજ માણસની મનોવૃત્તિને કોઇ પૂર્વજન્મનો સંબંધ ખેંચી લેછે. આ પ્રમાણે ઘણા વર્ષોઉપર એક રાજસૂય યજ્ઞમાં આ માણસની મનોવૃત્તિ દર્શનથતાંજ આપનાવિષે બંધાઇ ગઇ છે. કયાં મારો દેશ 'મદ્ર' અને કયાં આપનો દેશ 'શાલ્વ;' પણ એવા મોટા રાજસમુદાયમાં આપની સાથેજ આવી મૈત્રી બંધાણી એજ આપણો કોઇ પૂર્વજન્મનો દ્રઢ સંબંધ છે એમ સૂચવી આપે છે. આવી રીતે કારણવિના જે પ્રેમ બંધાય છે તેને ચક્ષુરાગ અથવા તારામૈત્રી કહે છે. તારામૈત્રી

થોડા પુણ્યાવાળાને થતી નથી. પરમ દયાળુ પરમેશ્વરની કૃપાથી પૂર્વજન્મનો સંબંધ છતાં પણ મારૂં મન કાંઈ અ-હીનો નવો સંબંધ આપનીસાથે બાંધવા ઇચ્છે છે. હવે તે કેવા પ્રકારનો સંબંધ બાંધવાને હું ધારૂં છું તેવિષે આર્ય શત્રુ-શલ્ય આપને જાણીતા કરશે. (એટલું બોલી બેસી જાય છે.)

**શત્રુશલ્ય**–(ઉભા થઇને) આર્યરાજર્ષિ! આ મહારાજા અશ્વપતિને અરધી અવસ્થા વીતી ગઈ તો પણ પુત્રનાં મુખદર્શનનું સુખ દૈવયોગથી પ્રાપ્ત થયું ન હોતું. તેવાં સુખની પ્રાપ્તિ-માટે વેદોક્ત અને શાસ્ત્રોક્ત અનેક ઉપાયો કરવામાં કાં-ઇજ ઓછ રાખી નહતી, પણ તે સર્વ ઉપાયો નિષ્ફળ ગયા ત્યારે દેવી સાવિત્રીની ઉપાસના તે મહારાજાએ આરંભી, જેથી દેવી સાવિત્રીએ દર્શન દઇને કહ્યું કે, 'પુત્ર અશ્વપતિ! આ તા-રી ઉપાસનાથી પ્રસન્ન થઇને કહુ છું કે તને એક સદ્ગુણી પુત્રી આવશે.' આટલું કહી અંતર્ધાન થયાં.

**દ્યુમત્સેન**–હા, હવે હું અભિપ્રાય જાણી ગયો છું કે તેમને પુ-ત્રની ઇચ્છા છે. તો હું પરમ દયાળુ સદાશિવની ઉપાસ-ના કરી એમનેમાટે સો પુત્ર માગું.

**શત્રુશલ્ય**–આર્ય રાજર્ષિ! ભક્તિથી પરમેશ્વરને વશકરનાર આપને એ આશ્ચર્ય નથી, પણ આ વેળા મહારાજાનું આવવું પુત્રપ્રાપ્તિમાટે નથી થયું. તેનું કાંઇ બીજું કારણ છે.

**દ્યુમત્સેન**–ઠીક છે, ત્યારે હું સાંભળું છું.

**શત્રુશલ્ય**–સાવિત્રીની કૃપાથી મળેલી એ પુત્રીનું સાવિત્રી નામ પાડ્યું છે. એ સાવિત્રીમાં સહજ સ્વાભાવિક જે જે ગુણો થયા છે તે મારાથી વર્ણવી શકાય તેમ નથી. તે સાથે વ-

ળી મહારાજાના પ્રયત્નથી વિદ્યાભ્યાસ તો એવો ઉત્તમ કર્યો છે કે સીમા. કોઇ કળા, કોઇ વિદ્યા, કે કોઇ ચતુરાઇ તેનાથી અજાણ્યાં નથી. તે મધુર કવિતા કરી જાણે છે તેથી કેટલાંક કાવ્યો, કથાઓ, અને નાટકો તેણે નવાં રચ્યાં છે, કે જેને જોઇને મોટા મોટા કવિયો પણ અભિમાન મેલીદેછે. એ કુવરીનું સ્વરૂપ પણ એવું છે કે તેને કોઈની ઉપમા આપી શકતો નથી.

દ્યુમત્સેન—મહારાજાની પુત્રી અને સાવિત્રીની કૃપા એટલે એ સઘળું યોગ્ય છે.

શત્રુશલ્ય—એક દિવસ મહારાજા અશ્વપતિએ તેની વિવાહને યોગ્ય અવસ્થા જોઇ આજ્ઞા કરી કે, 'પુત્રી સાવિત્રી! તમે હવે ભણવાનું ભણીચુકાં અને જાણવાનું જાણીચુકાં છો, માટે તમારાયોગ્ય વર શોધવાસારૂ દેશાટન કરવા જાઓ.' મહારાજાની એ આજ્ઞા માથે ચડાવીને સાવિત્રી દેશાટન કરવા નીકળ્યાં હતાં. તેમની સાથે હું પણ હતો તેમજ વીરમિત્ર પણ હતા. પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશાઓના સર્વ રાજાઓ અને રાજકુમારો જોયા, પણ સાવિત્રીને પોતાનાયોગ્ય વર કોઇ પણ જોવામાં આવ્યો નહિ. છેવટ ફરતાં ફરતાં ઉત્તરદિશાના કેટલાક દેશના રાજાઓ જોયા પછી, આ આપના આશ્રમની પાસે અમે આવ્યા તે વેળા માધવીમંડપમાં આપના પવિત્ર પુત્ર સત્યવાન્ કુમારી સાવિત્રીના જોવામાં આવ્યા. અને તેજ વેળાથી તે તેને પોતાને યોગ્ય વર ગણીને તેની સાથે પરણવા ઇચ્છા રાખે છે. તે તેમની ઇચ્છા પૂર્ણકરવા માટેજ મહારાજ અશ્વપતિનું અહિં પધારવું થયું છે. ને આપની પાસે માગવાનું પણ એજ

છે, કે તેમ થવા આપ આજ્ઞા આપશો કે જેથી અહિંનો નિકટનો સંબંધ પણ પરસ્પર બંધાય.

**દ્યુમત્સેન**–પ્રિયમિત્ર અશ્વપતિ, પ્રવીણ શત્રુશલ્ય, અને પવિત્ર વીરમિત્ર! આ વિષયમાં સાવિત્રીની બાલબુદ્ધિ છે. પવિત્ર સાવિત્રીનો સ્વયંવર તો કોઇ કુલવાન્, ગુણવાન્, વિદ્યાવાન્ અને સંપત્તિવાન્ રાજકુમારની સાથે કરાવવો જોઇયે. જો કે સત્યવાન્ ગુણ, રૂપ અને અવસ્થાથી સાવિત્રીને યોગ્ય છે એમ ગણિએ તોપણ પદભ્રષ્ટ થવાથી તે યોગ્ય નજ ગણાય.

**શૈબ્યા**–આર્યપુત્રના અભિપ્રાયને હું પણ મળતીજ આવું છું. પવિત્ર પુત્રી સાવિત્રીનો સ્વયંવર સત્યવાન્ સાથે કરાવીને તેને આ વનવાસનું દુઃખ દેખાડવું એ હું યોગ્ય ગણતી નથી.

**દ્યુમત્સેન**–અરે, આ વનમાં કોઇ કોઇ સમયે કેવાં કેવાં દુઃખો આવી પડે છે તે હું કહી શકતો નથી. અહિનાં ઘાતકી પશુઓનો દેખાવ ઘણો ભયંકર છે. કોઇ કોઇ સમયે રાક્ષસો પણ આ વનમાં આવી ચડે છે, કોઇ સમયે દાવાનળની જ્વાળાથી આ વન આકુલવ્યાકુલ થઇ જાય છે અને કોઇ સમયે નદિયોનાં પૂર ભળી જવાથી આ વન ભયભરેલી સ્થિતિમાં આવી પડે છે. આવી આપત્તિ જોવાને સાવિત્રી સ્વપ્નમાં પણ પાત્ર નથી.

**શૈબ્યા**–વનવાસીઓનો અને નગરના વાસીઓનો ધર્મ સરખો હોય નહીં એ સ્વભાવથીજ સિદ્ધ છે. કારણ કે ક્યાં કેસર કસ્તુરી આદિ સુગંધી અંગરાગનું પાત્ર સાવિત્રીનું ગાત્ર, અને કયાં વનમાં રહી ભસ્મ ચોળવી તે!! ક્યાં મણિ માણેક મોતી અને હીરા તથા લીલમ આદિ રત્નોના અલં-

કારનું ધરવું, અને ક્યાં રૂદ્રાક્ષનું ધરવું!! ક્યાં શાલદુશાલા પિતાંબર આદિ અમૂલ્ય વસ્ત્રોનું ઓઢવું અને ક્યાં વલ્કલ-વસ્ત્ર, ગજચર્મ, મૃગચર્મ કે સિંહચર્મથી અંગનું ઢાંકવું!! ક્યાં મિષ્ટાન્નપાન કરવાં તે અને ક્યાં ફળફૂલનો આહાર કરવો તે!! ક્યાં મોટાં મોટાં ભવનોમાં રેહેવું તે અને ક્યાં પર્ણકુટી-માં પડ્યું રેહેવું તે!!

द्युमत्सेन—ટુંકામાં એજ કે સાવિત્રીને કોઇ પણ પ્રકારથી સમ-જાવી ફરીથી દેશાટણ કરવા મોકલવાં, જેથી ઈશ્વરકૃપાથી તેને યોગ્ય વર મળી રેહેશે.

अश्वपति—એવિષે સર્વ પ્રયાસ નિષ્ફળ છે.

वीरमित्र—આર્યરાજર્ષિ! જો કે સત્યવાનની સાથે સ્વયંવર કર-વાનો સાવિત્રીનો વિચાર મહારાજા અશ્વપતિને તથા તેમનાં પવિત્ર રાણીને સત્યવાન્ ઉપરના પ્રેમનેલીધે અ-તિશય પ્રીતિકારક થઇ પડયો હતો તોપણ અમે બેયજણાએ આપનાં કહેલાં કારણોથીજ ઘણી વિરૂદ્ધતા જણાવી હતી; તેમ છતાં સાવિત્રીએ સદાગ્રહથી પોતાનો નિશ્ચય છો-ડયો નહીં એટલે હવે એવિષે સમજાવવું બાકી રહ્યું નથી.

अश्वपति—એવિષે તો હવે આપની સંમતિ મળવી બાકી છે.

द्युमत्सेन—આ માણસ તો સર્વ કામમાં આપને આધીનજ છે. વળી આવી રીતિનો ઉત્તમ સંબંધ થવામાં શું કરવાજ વિ-રૂદ્ધ હોય? પણ પુત્રી સાવિત્રીનું શરીર પદભ્રષ્ટતા અને વ-નવાસથી થતાં દુઃખો ખમવાને યોગ્ય નથી એમ જાણીનેજ હું વિરૂદ્ધ મત આપું છું; તોપણ જ્યારે સાવિત્રીનેજ એવો આગ્રહ છે ત્યારે નિરૂપાય.

**शत्रुशल्य**—ઠીક છે; ત્યારે કાલે સ્વયંવરનો શુભવિધિ કરીશું. આજે સાંજ પડવા આવેલી છે માટે આપણે આપણી સેનાનો જ્યાં પડાવ છે ત્યાં જઇએ.

**अश्वपति**—આર્યરાજર્ષિ! હું હવે આજ્ઞા લઉં છું.

**द्युमत्सेन**—ભલે, પાછા વેહેલા દર્શન દેજો. અમારે પણ શિવપૂજનની વેળા થઇ છે માટે શિવપર્ણશાળામાં જઇયે છિયે.

(સર્વે નીકળી જાય છે.)

**अंक त्रीजो समाप्त.**

---

## अंक ४ थो. प्रवेश १ लो.

સ્થળ—રાજતંબુનું દિવાનખાનુ.

चंद्रावली, मदनमंजरी, अश्वपति अने मालवी.

**नेपथ्यमां**— (રાગભૈરવી. તાલ દાદરો.)

ધરૂં ધ્યાન ભાવે, ધરૂં ધ્યાન ભાવે,
સદાશિવ સાંબનું, ધરૂં ધ્યાન ભાવે. —ટેક.
વામાંકે ને દક્ષિણ અંકે, ગિરિજા ગણેશ સુહાવે; —ધરૂં.
જેનાં ચરણકમળમાં મસ્તક, મુનિવર મોટા નમાવે; —ધરૂં.
જેની કૃપાકણિકાથી આધિ, વ્યાધિ ઉપાધિ ન આવે; —ધરૂં.
જેનું અગોચર રૂપ અખંડિત, બ્રહ્માદિકને ભમાવે; —ધરૂં.
દીનદયાલ સદા સેવકોના, શોક સમગ્ર સમાવે; —ધરૂં.
જેનું સ્મરણ અને શુભકીર્ત્તન, ઉત્તમ પદને પમાવે; —ધરૂં.
ભાવે ભજે નહિ જે શિવશંકર, તે નિજ જન્મ ગુમાવે; —ધરૂં.
(એટલામાં ચંદ્રાવલી તથા મદનમંજરી અપ્સરા પ્રવેશ કરે છે.)

**चंद्रावली**—સખિ! આજ આપણને કાંઇ વિલંબ થયો છે.

मदनमंजरी–હા, સખિ! હું ધારૂંછું કે મહારાજા શિવપૂજન પણ પોહોચી રહ્યા હશે.

चंद्रावली–ચાલો ત્યારે પ્રભાતવર્ણન કરી લઇએ. (ગાય છે.)

પદ (રાગ ભૈરવ, તાલ ત્રિતાલ.)

થયો આ અરૂણોદય સમજાય.—
અરૂણોદય સમજાય થયો આ, અરૂણોદય સમજાય;-થયો.-ટેક.
બોલે કીર મયૂર કોકિલા, કમળ પ્રફુલ્લિત થાય; – થયો.
ફૂલે ફૂલ પડે ફલ પાકલ, તે મુનિજન લઇ જાય; – થયો.
મધુરે સુગંધ લઈ ગણગણતા, ભ્રમર ભલા હરખાય; – થયો.
મંદ સુગંધ સમિર લઇ આવે, એ પરિમલ પસરાય; – થયો.
રાત્રિવિકાસિ કમળ ઉઘડેલાં, તે ક્રમથી કરમાય; – થયો.
પડે પ્રકાશ ચંદ્ર ને તારા, તેજરહિત થઇજાય; – થયો.
સ્નાન ધ્યાન કરવા સહુ લાગે, ભાવે વેદ ભણાય; – થયો.
ઉદ્યોગી જન સહુ ઉદ્યોગે, ધર્મ કર્મમાં ધાય; – થયો.
સચરાચર નિદ્રાને મેલી, જાગ્રત થતું જણાય; – થયો.

मदनमंजरी–સખિ! મહારાજા મહારાણીસહિત અહીં પધારતા હોય એમ લાગે છે, માટે આપણે નિરંતરના નિયમપ્રમાણે દૂર જઇએ. (એમ કહી જાય છે અને રાજા રાણી વાત કરતાં પ્રવેશ કરે છે.)

मालवी–આર્યપુત્ર! મને પણ એ સ્વયંવરનો વિચાર ગમે છે, પરંતુ મારા અને આપના વિચારમાં થોડો ફેર છે.

अश्वपति–કઇ રીતે ફેર છે?

मालवी–જો આપની આજ્ઞા હોય, તો આ સમયે વિનંતિ કરૂં.

अश्वपति–પ્રિયા! એમાં વળી આજ્ઞા લીધા જેવું શું છે?

તમારા મનના ખરા વિચારો જણાવવાને નિરંતર આજ્ઞા-
જ છે એમ સમજવું.

**માલવી**–પ્રાણનાથ ! એજ આપના પૂર્ણ પ્રેમનું ચિન્હ છે, તોપણ અમારા ધર્મપ્રમાણે પતિની આજ્ઞા લીધા પછીજ અમારે બોલવાનો અધિકાર છે.

**અશ્વપતિ**–પ્રિયા ! તમારા જેવી કુલીન સ્ત્રીઓને તેમ કરવા-માં શોભા છે; પરંતુ હવે મારાથી તમારો વિચાર શી રીતે જુદો છે તે કહો.

**માલવી**–જેવી આપની આજ્ઞા. પ્રાણનાથ ! વત્સ સત્યવાનનું ચિત્ર મેં જોયું અને નારદજી પાસેથી તેના ગુણો સાંભળ્યા ત્યારથીજ તેની સાથે સાવિત્રીનો સ્વયંવર કરવા મારૂં મન પ્રસન્ન હતું; તેમાં વળી આજ મધ્યાન્હ સમયે આ પાસેના નિકુંજમાં પુષ્પ લેતાં તેને જોયા, ત્યારથી તો મારો વિચાર નકી થયો છે કે સત્યવાન્ સાથેજ સાવિત્રીનો સ્વયંવર કરવો.

**અશ્વપતિ**–બહુ સારૂં, ત્યારે તો મારા વિચારને તમે મળતાં આવ્યાં.

**શૈવ્યા**–પ્રાણનાથ ! એમાં મળતી છું પણ ફેર એટલોજ કે આપણા નગરમાં જઇ, શુભ દિવસ નિર્ધારી, સર્વે રાજ્ય-સ્થાનોમાં પત્રો લખી, સર્વે રાજાઓને આમંત્રણ કરી, મોટી ધામધૂમથી શુભવિધિ કરવો. તેમ કરવાનું કારણ એજ કે આપણી આવડી અવસ્થાએ આજ એક પુત્રી સાવિત્રીનો શુભવિવાહ કરી સંસારનો લાવ લેવાનો છે.

**અશ્વપતિ**–પ્રિયા ! તમારૂં બોલવું યથાર્થ છે, પણ મારો મત એવો છે કે વિવાહની ધામધૂમ જમાઇની સમૃદ્ધિ ઉપર શોભે છે. જ્યારે સત્યવાન્ સાથેજ સ્વયંવર કરવો ત્યારે તે

આવી સ્થિતિમાં હોય અને આપણે ધામધૂમ આરંભી બેસિયે એ ખોટું લાગે. માટે મેં તો અહિં અને આજેજ સ્વયંવર કરવા ધારેલ છે.

**मालवी**–આર્યપુત્ર ! જો જમાઇ એવી દુર્બળ દશામાં હોય તો આપનું કહેવું ઘટે છે પણ સત્યવાન્ તેવો નથી. તે તો શાલ્વદેશનો અધિપતિ છે. એ જાતેજ પ્રબળ પરાક્રમી છે ને તેને આપણી સેના સહાયતામાટે આપો એટલે થોડા દિવસમાં તે પોતાનું રાજ્ય સ્વાધીન કરી મોટી ધામધૂમથી આપણે ત્યાં આવશે.

**अश्वपति**–આ સમયે આપણું એ કર્ત્તવ્ય નથી.

**मालवी**–આર્યપુત્ર ! આપજ કહેતા હતા કે 'પદભ્રષ્ટવિષે કાંઇ પણ ચિંતા ન કરવી, કારણ કે હું તેને તેનું રાજ્ય સ્વાધીન કરી આપીશ.' એ વિષે શત્રુશલ્ય અને વીરમિત્ર પણ સાક્ષી છે.

**शत्रुशल्य अने वीरमित्र**–(પ્રવેશ કરીને) જયજય મહારાજ. (રાજા અને રાણીને પ્રણામ કરી બેસે છે.)

**अश्वपति**–(માનસહિત બેસારે છે.)

**मालवी**–આર્ય શત્રુશલ્ય અને વીરમિત્ર! વિચારભવનમાં આપણે સાવિત્રીના સ્વયંવરવિષે વિચાર કરતાં હતાં તેમાં તમોએ પદભ્રષ્ટતાવિષે વિરૂદ્ધતા બતાવી ત્યારે મહારાજાએ તમને શું કહ્યું હતું સ્મરણ છે?

**अश्वपति**–દેવિ! જે વિષયવિષે હું હા કહુંછું તેવિષે સાક્ષીની શી અગત્ય છે? હુંજ કહુંછું કે મેં કહ્યું હતું જે પ્રથમ સત્યવાનને તેનું રાજ્ય અપાવવું અને પછીથી સાવિત્રીનો સ્વયંવર કરાવવો; પણ હવે સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં મારો વિ-

ચાર ફરી ગયો છે, અને તે તમને સંભળાવીશ ત્યારે તમને પણ તે તેમજ કરવું યોગ્ય લાગશે.

**શત્રુશલ્ય**—કયા વિષયમાં આપ બેયનો વિવાદ છે?

**માલવી**—નહિ નહિ, વિવાદ કાંઈજ નથી, માત્ર મતભેદ છે. એમની સાથે વિવાદ કરવાનો શું મારો ધર્મ છે? મહારાજાનો એમ વિચાર છે કે સાવિત્રીનો સ્વયંવર આવતે દિવસે બ્રાહ્મવિવાહના વિધિથી અહિં કરવો. મારો મત એમ છે કે આપણે નગર જઇ અનેક રાજાઓ અને રાજકુમારોને તેડાવી જેમ રાજકન્યાઓના સ્વયંવર થાય છે તેમ કરવો.

**રામિત્ર**—એ વિષે તો અમે પણ આપના મતને મળતા આવિયે છિયે. કારણ કે મહારાજાનાં અનેક પુણ્યસામું જોઇ પરમેશ્વર એમને સત્પુત્ર આપશે તોપણ આ સમયમાં તો પુત્ર પણ સાવિત્રી અને પુત્રી પણ સાવિત્રીજ છે, ત્યારે તેનાં લગ્નનું શુભકાર્ય તો આપણા રાજ્યમાં જઇને કરવું જોઇએ. વળી સત્યવાનને પણ સહાય આપી તેનું રાજ્ય સ્વાધીન કરાવી આપવું એટલે કોઇ પ્રકારની ચિંતા રહે નહિ.

**અશ્વપતિ**—મેં તમારો સર્વનો વિચાર સારી રીતે જાણ્યો, હવે હું મારો વિચાર જણાવું છું. દેવી! હું તમનેજ પ્રથમ પુછું છું કે આર્ય મહારાજ દ્યુમત્સેન પદભ્રષ્ટ થયા ને તે સમયે મને ખબર ન થયા તેથી જે હું ખેદ કરૂં છું તે તમે જાણો છો?

**માલવી**—પ્રાણનાથ! એ કેમ ન જાણું?

**અશ્વપતિ**—મારી એનાઉપર કેવી પ્રીતિ છે તે તમે જાણો છો?

**માલવી**—સારી રીતે જાણું છું.

**अश्वपति**–હવે આવો પ્રેમ છતાં મારાથી આજસુધી કાંઇજ આશ્રય ન અપાયો અને આજે આપું ત્યારે તે મિત્રતાના ધર્મનેમાટે નહિ પણ પોતાની પુત્રીના સુખનેમાટે ગણાય. એમ ગણાવાથી પણ હું અડચણ નથી રાખતો, પણ એમ કરવાથી પવિત્ર પુત્રી સાવિત્રીએ સત્યવાનવિષે નિષ્પ્રતિમ નિઃસીમ ખરો પ્રેમ બાંધ્યો છે તે ઢંકાઇ જાય છે. કદિ તેને પણ આપણે ન ગણીએ તો પણ આપણો આશ્રય લઇ સત્યવાન્ જય મેળવે એમાં આપણા સત્યવાનનીજ શોભા નહિ. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે, જેઓ પોતાના પરાક્રમથી પ્રખ્યાત થાય તેઓ ઉત્તમ પુરૂષોમાં ગણાય છે, જેઓ પિતાના નામથી પ્રખ્યાત થાય તેઓ મધ્યમ પુરૂષમાં ગણાય છે, જેઓ મામાથી પ્રખ્યાત થાય તેઓ અધમમાં ગણાય છે અને જેઓ સસરાથી પ્રખ્યાત થાય તેઓ અધમમાં પણ અધમ ગણાય છે. આમ છે માટે આશ્રય આપી ઉત્તમોત્તમ સત્યવાનને અધમમાં અધમ પુરૂષોની પંકિતમાં નાખવા હું ઇચ્છતો નથી. વળી મુને મારી પવિત્ર પુત્રી સાવિત્રીના અંતઃકરણનો પૂરો ભરોસો છે કે તેનો સત્યવાન્ સાથે સ્વયંવર થયો એટલે આ વન તે એને નંદનવન જેવું, આ નદી તે એને ગંગા જેવી અને આ વૃક્ષો તે એને કલ્પવૃક્ષો જેવાં આનંદકારક થઇ પડશે. આ આશ્રમ તો એને ચક્રવર્ત્તિ રાજ્યના લાભ કરતાં વધારે સુખકારક થશે, એટલુંજ નહિ પણ પુત્રી સાવિત્રી અને પુત્ર સત્યવાનની સુંદર મુખમુદ્રાજ જણાવી આપે છે કે તે કદિ પણ કોઇ દુઃખ ભોગવનાર નથિ; એ

મ છતાં આપણે આ સમયે આશ્રય આપીએ એ અમારી મિત્રાઇને, પવિત્ર પુત્રી સાવિત્રીના સત્યવાન્ ઉપરના નિઃસીમ સ્નેહને અને સત્યવન્‌ના અનુપમ પરાક્રમને કલંક લગાડવા જેવુંજ છે, પછી જેવી તમસર્વેની ઇચ્છા.

**मालवी**—પ્રાણનાથ ! સ્ત્રિયો ગમે તેવી બુદ્ધિવાળી હોય તોપણ પુરૂષોની સૂક્ષ્મબુદ્ધિ જે ચમત્કારિક કામ કરે છે તેનો સહસ્રાંશ પણ તેઓની બુદ્ધિ કરી શકતી નથી. આપનો વિચાર મને ઘણોજ ઉત્તમ લાગે છે ને આપની ઇચ્છાપ્રમાણેજ સાવિત્રીનો સ્વયંવર થવામાં હું હવે પ્રસન્ન છું.

**शत्रुशल्य**—મહારાજ ! અમે પણ આપના મતને પૂર્ણ રીતે મળી ગયા છિયે અને અમારા પ્રથમના વિચારો ઘણાજ નિર્બળ હતા એમ સિદ્ધ થાય છે.

**अश्वपति**—પ્રતીહાર ?

**प्रतीहार**—આજ્ઞા મહારાજ.

**अश्वपति**—સાવિત્રીને વિવાહયોગ્ય આભૂષણો પેહેરાવી દેવીસહિત દ્યુમત્સેનના આશ્રમમાં તેડી આવો.

**प्रतीहार**—જેવી આજ્ઞા.

**अश्वपति**—દેવિ ! મુને નિશ્ચય છે કે આવી રીતે સ્વયંવર થાય તેથી તમારૂં મન દુખાતું નહિંજ હોય; તોપણ હું તમને જણાવું છું કે શાસ્ત્રની રીતિપ્રમાણે આજે આપણે જે વિવાહ કરીશું તે બ્રાહ્મ્યવિવાહ કેહેવાય છે. વિવાહ આઠ પ્રકારના છે તેમાં પ્રથમ અને ઉત્તમોત્તમ આ વિવાહ છે. સાવિત્રીના ગળામાં એક અમૂલ્ય હીરાનો હાર રાખજો કે તે સ્વયંવરના શુભ સમયે સત્યવાનના ગળામાં નાખે.

**साल्वी**–પ્રાણનાથ ! આપ જે કરો તે ઉત્તમોત્તમજ હોય એવો મને નિશ્ચય છે ને હું આપના કૃત્યથી રાજીજ હોઉં એમ આપે નિશ્ચય રાખવો. હવે સાવિત્રી પાસે જવા આજ્ઞા લઉંછું. (નીકળી જાય છે.)

**अश्वपति**–પ્રધાનો ! ચાલો, આપણે પણ આર્યરાજર્ષિ દ્યુમત્સેનને આશ્રમે જઈએ.

**प्रधानो**–જેવી પ્રભુની આજ્ઞા. (એમ કહી સર્વે નીકળી જાય છે-)

---

## प्रवेश २ जो.

સ્થળ –માધવીમંડપ.

**देवव्रत अने प्रज्ञावान्.**

**देवव्रत**–(મનમાં) મુને તો આશ્ચર્ય લાગે છે કે આ તે વૃદ્ધરાજાનો કેવો વિચાર છે ?

**प्रज्ञावान्**–(પ્રવેશ કરીને) પ્રિયમિત્ર દેવવ્રત ! શું વિચારમાં ઉતરી ગયા છો ?

**देवव्रत**–ભાઇ પ્રજ્ઞાવાન્ ! તમારૂં આ સમયનું આવવું મુને આનંદકારક થઇ પડ્યું છે.

**प्रज्ञावान्**–પ્રિય દેવવ્રત ! તમારી મુખમુદ્રાઉપરથીજ જણાય છે કે તમે કાંઇ વિચારમાં છો, પણ તે મને કેહેવા યોગ્ય છે કે નહિ ?

**देवव्रत**–એ શંકાજ તમારી ખોટી છે. એવો કયો વિચાર જગતમાં છે કે તે મિત્રને ન કેહેવાય ? પણ માત્ર આપણા બેનાજ મનમાં રાખવાનો છે.

**प्रज्ञावान्**–ભાઇ દેવવ્રત ! ત્યારે તો તમારા વિચાર સંભળાવવા

બંધ કરો. મારાથી પ્રિયમિત્ર સત્યવાનને તો કહ્યાવગર રેહે-
વાશે નહિ, માટે તમારે તેનાથી તે વિચાર છાનો રાખવો
હોય તો મુને પણ ન કેહેવો.

૫વ્રત–પ્રિયમિત્ર! એને કેહેવો ન કેહેવો એ તો તમે તે વિચાર
સાંભળશો એટલે તમને નિશ્ચય થઈ જશે.

प्रज्ञावान्–ઠીક છે ત્યારે, હું સાંભળવા આતુર છું.

देवव्रत–આપણા મિત્ર સત્યવાન્ માતાપિતાની જે ભક્તિ કરે
છે તે કોઇથી વર્ણવી શકાય તેમ નથી. રાતદિવસ તેની ને
તેનીજ સેવા કર્યા કરે છે. નથી રાત્રિ ગણતા કે નથી દિ-
વસ ગણતા, નથી ટાઢ ગણતા કે નથી તડકો ગણતા, ન-
થી વાયુ ગણતા કે નથી વરસાદ ગણતા, જે જે સમયે પો-
તાનાં માતાજી કે પોતાના પિતાજી આજ્ઞા કરે છે તે તે સ-
મયે હાથ જોડીને ઉભાજ હોય છે; એટલુંજ નહિ પણ
કોઇ ટાણે એના મુખમાં ઉદાસીનો લેશ પણ જણાયો ન-
થી. આપણને આભ્યંતર મિત્ર ગણે છે, તોપણ કોઇ દિ-
વસ તેણે એવો અભિપ્રાય નથી જણાવ્યો, કે તેને તેમની
સેવામાં લેશ માત્ર પણ અરૂચિ હોય. પોતે રાજકુમાર છ-
તાં અંધારી ઘોર વર્ષાઋતુની રાત્રિમાં પણ, પિતાની આ-
જ્ઞાથી દૂર વનમાં જઇને સૂર્યોદય થયા પેહેલાંજ ફળફૂલ
અને બીલી વિગેરે જથાબંધ તેમની સેવામાં લઇ આવી મેલેછે.

प्रज्ञावान्–આ વાત કાંઇ મારી અજાણી નથી. એથી આપણે
સંતોષ પામવા જેવું છે. ઘણુંકરી રાજકુમારો સત્યવાન્ જે-
વા પિતૃભકત થવા વિરલ છે. પણ ભાઇ! એ કલ્યાણકાર-
ક વાતમાં તમારે ઉદાસ થવાજેવું શું છે?

**देवव्रत**–ઉદાસ થવાનું એજ, કે સત્યવાનની આવી ભકિત છ-તાં તેમનાં માબાપ તેનાજ કલ્યાણથી વિરૂદ્ધ વિચાર કરે છે.

**प्रज्ञावान्**–એમ હોય નહીં.

**देवव्रत**–હું પણ એથીજ આશ્ચર્ય પામું છું, કે એ બેયનો સત્યવાન્ ઉપર એવો પ્રેમ છે કે તે પોતાના પ્રાણથી પણ તેને વાધારે પ્રિય ગણે છે, તોપણ આ વિચારમાં કેમ વિરૂદ્ધ થતાં હશે?

**प्रज्ञावान्**–કયા વિચારમાં?

**देवव्रत**–તેજ કહું છું. આજે આપણા પિતાજીએ મધ્યરાત્રિએ આજ્ઞા કરી કે 'સૂર્યોદયની વેળાએ પ્રિયમિત્ર અશ્વપતિ આ-વવાના છે, માટે પુષ્પો લેઇ આવો એટલે હું સૂર્યોદ-યની પેહેલાં શિવપૂજન કરી લઉં.

**प्रज्ञावान्**–એ ઠીક વિચાર કર્યો.

**देवव्रत**–આ આજ્ઞા સાંભળી સત્યવાન્ તો ઉઠીને તરત પુષ્પો લેવા ગયા અને મને તો ટાઢનેલીધે તેની સાથે જતાં આ-ળસ થયું, તેથી પર્ણશાળામાં પડયો રહ્યો.

**प्रज्ञावान्**–પછી?

**देवव्रत**–એટલામાં પિતાજી બોલ્યા કે, 'દેવિ! રાજા અશ્વપતિ કોઇ પણ પ્રકારે પોતાની પુત્રી સાવિત્રીને સમજાવે, ને તે સત્યવાન્ સાથે સ્વયંવર કરવાનો વિચાર માંડી વાળે તે, સારૂં.' તેના પ્રત્યુત્તરમાં માતાજીએ કહ્યું કે, 'પ્રાણનાથ! હું પણ તેમજ વિચાર કરૂં છું. એ કમળ જેવાં કોમળ અંગ-વાળી સાવિત્રી કેવીરીતે આ દુઃખને સહન કરી શકશે?'

**प्रज्ञावान्**–પછી?

**देवव्रत**–પછી પિતાજીએ કહ્યું કે, 'મેં તો તમે સાંભળો તેમ અ-

શ્વપતિને સત્યવાન્ સાથે સાવિત્રીનો સ્વયંવર કરવાની ના પાડી, પણ તેણે માન્યું નહિ. તોપણ મારા મનમાં એવો વિચાર છે કે ફરીથી પણ તેને સમજાવીને વિચાર બંધ રાખવો.' માતાજીએ કહ્યું કે, 'તેમ થાય તો સારૂં છે.' ઇત્યાદિ વિચાર ચાલતો હતો ત્યાં સત્યવાન્ આવી ગયા એટલે બંધ રહ્યો, ને હું ઉદાસ થઇ માધવીમંડપમાં આવી વિચાર કરૂં છું. સાવિત્રીનો સ્વયંવર સત્યવાન્ સાથે થવાથી ઘણોજ લાભ છે. આ પદભ્રષ્ટદશામાં અશ્વપતિ જેવા પ્રખ્યાત રાજાની પુત્રી સ્વયંવર કરવા આવે ને ના પાડવી એ લક્ષ્મી ચાંદલો કરવા આવે એટલે મુખ ધોવા જવા જેવું છે. આપણે ક્યાં એને કેહેવા ગયા હતા? પોતાના સ્વભાવથી એ વરવા આવે છે તો ના ન કેહેવી જોઇએ, પણ તેઓ કોણ જાણે શું વિચાર કરતાં હશે? ગમે તેમ હોય પણ પ્રિયમિત્ર સત્યવાનનું તો તેઓ આ સમયે અહિતજ કરે છે.

**જ્ઞાવાન્**–ભાઇ દેવવ્રત! આપનું નામજ દેવવ્રત છે એટલે દેવની આરાધનાનીજ તમને ખબર પડે, પણ આવા સૂક્ષ્મ વિષયમાં તો પ્રજ્ઞાવાનનુંજ કામ છે.

**देवव्रत**–(રીસથી) હવે તમે પ્રજ્ઞાવાન્ છો તે મને સમજાવો જોઇએ, કે તેઓનો વિચાર સત્યવાનના હિતમાં કેમ ઘટાવો છો?

**प्रज्ञावान्**–(હસીને) મારા પ્રિયમિત્ર! તમે રીશ નહિ કરો. આપ જાણો છો કે રસશાસ્ત્રમાં શૃંગારઆદિ નવ અથવા વધારે રસો લખ્યા છે. તેમ સૌહૃદ રસ તથા વત્સલ રસ પણ કહ્યા છે.

**देवव्रत**–હા, તેથી શું થયું?

प्रज्ञावान्–કાંઇક ધીરજ રાખો હું કહું છું. પ્રત્યેક માણસને પોતાના મિત્રોપ્રત્યે અને સગા ભાઇઓપ્રત્યે જે અદ્દભુત પ્રેમ હોય છે તે 'સૌહૃદ' રસ કહેવાય છે, અને પોતાના બાલકોપ્રત્યે જે વિચિત્ર પ્રેમ હોય છે તે 'વત્સલ' રસ ગણાય છે. જો કે જેમ શૃંગાર અને વીર, પરસ્પર વિરોધી છે તેવા આ વિરોધી નથી, તોપણ એતો સહજજ છે કે જે રસની જે સમયે વૃદ્ધિ હોય, તે સમયે તે રસ બીજા રસનો વિરોધી હોય તોપણ તેને દબાવી દે છે ખરો. એપ્રમાણે આપણા પ્રિયમિત્ર સત્યવાન્ ઉપર એ વૃદ્ધ પવિત્ર માતાપિતાનો જે પ્રેમ છે તે નિઃસીમ છે, પરંતુ આ સમયે પોતાના પ્રિયમિત્ર અશ્વપતિપ્રત્યે ઉછળતા સૌહૃદ રસના સમુદ્રમાં તે દબાઇ ગયો છે એમ સમજવું જોઇએ.

देवव्रत–તમે ઠીક લંબાણથી કહ્યું. હું તો ઉતાવળો એટલે તરત કહી નાખ્યું જે તેઓ સત્યવાનના હિતમાં વિરૂદ્ધ વિચાર કરે છે. અને તમે ધીરજથી પ્રેમ દબાઇ ગયો છે એમ કહ્યું. એ બેયનો અભિપ્રાય શું નોખો થયો ? એથી શું સત્યવાનના ગળામાં સ્વયંવરની માળા પડી ?

प्रज्ञावान्–(હસીને) હા, પડી નથી પણ અવશ્ય પડવાની.

देवव्रत–શું આપત્તિ કે ?

प्रज्ञावान्–નહિ નહિ, સ્વયંવરની માળા.

देवव्रत–ખરે તમે આગ્રહી જણાઓ છો. માતાપિતાજ કહે કે, 'મારા પુત્ર સાથે સ્વયંવર કરો નહીં,' ત્યારે બીજો તે એ વિષયમાં કોણ અભિપ્રાય આપે ?

**प्रज्ञावान्**–પ્રિયસખા દેવવ્રત ! તે વૃદ્ધો સ્વયંવરની ના પાડે છે તેનું કારણ તમે કાંઇ જાણ્યું છે?

**देवव्रत**–નહિ. તમે જાણ્યું હોય તો કહો.

**प्रज्ञावान्**–તેનું કારણ અશ્વપતિનું સૌહૃદજ. જ્યારે મહારાજા દ્યુમત્સેન તથા તેમનાં રાણી, 'અશ્વપતિની પુત્રી તે આપણીજ પુત્રી, જેમ બને તેમ તે સુખી થાય તો સારૂં,' એવો વિચાર એકાંતમાં પણ કર્યા કરે છે, ત્યારે શું અશ્વપતિને 'દ્યુમત્સેનનો પુત્ર તે મારોજ પુત્ર; જેમ બને તેમ સત્યવાનને સુખી કરવો,' એવો વિચાર નહિ આવતો હોય?

**देवव्रत**–(કાંઇક વિચારમાં પડીને) જરૂર આવવો તો જોઈએજ. ત્યારે તમારૂં અનુમાન એમ છે, કે પિતાજી ના પાડશે તો પણ સ્વયંવર બંધ રેહેશે નહિ?

**प्रज्ञावान्**–મારૂં અનુમાન એમ નહિ પણ મારો નિશ્ચય એમ છે. હું તો, સ્વયંવરનો સઘળો વેશ ધારણ કરી, ગુરૂજનોની આજ્ઞા લઇ, સ્વયંવરની માળા હાથમાં ધારણ કરી, પવિત્ર સાવિત્રી સત્યવાનને વરવા આ સ્થળમાં પ્રવેશ કરતાં હોય એમ દેખું છું.

**नेपथ्यमां**–મુનિજનો ! હું આપને પ્રણામપૂર્વક વિનંતિ કરૂં છું, કે આપ આ સમયે આ મંડપમાંથી જરા દૂર થાઓ, કારણ કે કુમારી સાવિત્રી સત્યવાનને વરવાસારૂ પોતાનાં માતા માલવી સાથે અહિં પ્રવેશ કરે છે.

**देवव्रत**–ખરે પ્રજ્ઞાવાન્ ! તમારૂં બોલવું ઈશ્વરે સત્ય કર્યું ખરૂં. ચાલો આપણે માતાજીને સમાચાર આપિયે કે, રાણી માલવી તથા સાવિત્રી આપણા માધવીમંડપમાં આવ્યાં છે.

प्रज्ञावान्–તમારૂં કેહેવું યથાર્થ છે. આ શબ્દ મહારાજ અશ્વપતિના પ્રતીહારના જેવો છે. તેઓ હમણાંજ આ મંડપમાં આવશે તેની પેહેલાં આપણે નીકળી જઇએ. (જાયછે.)

---

## प्रवेश ३ जो.

સ્થળ–દ્યુમત્સેનની પર્ણશાળા.

**द्युमत्सेन, शैब्या, सत्यवान्, प्रज्ञावान्, देवव्रत आदि.**

द्युमत्सेन–દેવિ! તમે શિવપૂજન કરી રહ્યાં કે નહિ?

शैब्या–પ્રાણનાથ! મારે સ્તુતિપાઠ અને પુષ્પાંજલિ બાકી છે.

द्युमत्सेन–સત્યવાન્!

सत्यवान्–આજ્ઞા મહારાજ.

द्युमत्सेन–તમારૂં નિત્યકર્મ સમાપ્ત થયું?

सत्यवान्–જી, હા, શી આજ્ઞા છે?

द्युमत्सेन–ત્યારે તમે મહારાજા અશ્વપતિને સામા જાઓ. એ હમણા અહિં પધારતા હશે.

सत्यवान्–જેવી પિતાજીની આજ્ઞા. (એમ કહી નીકળી જાય છે.)

द्युमत्सेन–દેવિ! સત્યવાનનું સૌજન્ય તો કોઇ અલૌકિક છે.

शैब्या–એ આપના પુણ્યનો પ્રતાપ છે.

द्युमत्सेन–એમાં સૌજન્ય છે એ તો આશ્ચર્ય નહિ પણ એના મિત્ર દેવવ્રત અને પ્રજ્ઞાવાનમાં પણ કાંઈ વિચિત્ર પ્રકારનું સૌજન્ય છે.

शैब्या–આર્યપુત્ર! આપનું બોલવું યથાર્થ છે. એ બેય જણ તો પોતાનાં માતાપિતાની ભક્તિ કરે તેવીજ આપણી કરે છે.

देवव्रत–(મનમાં) એટલાથીજ કૃતાર્થ છિયે.

**દ્યુમસેન**–દેવિ! એ બેયની ઉપર મુને એટલો પ્રેમ છે, કે મારે સત્યવાન્ એક પુત્ર નથી પણ એ સહિત ત્રણ પુત્ર છે એમ ગણું છું.

**પ્રજ્ઞાવાન્**–દેવવ્રત! જોયું એ મહાત્માનું મહત્વ?

**દેવવ્રત**–ખરે એમનું મહત્વ એમનામાંજ છે.

**શૈબ્યા**–આર્યપુત્ર! આપ, જેવો તેવિષે પ્રેમ ધરાવો છો તેવોજ મારો પ્રેમ તેઓ બેયપ્રત્યે છે. જ્યારે જ્યારે હું તેને નથી દેખતી ત્યારે ત્યારે મને પવિત્ર સત્યવાનના વિયોગથી જેટલું દુઃખ થાય છે તેટલુંજ થાય છે. આજે તો સવારના તેઓ બેય દેખાયા પણ નથી.

**પ્રજ્ઞાવાન્ અને દેવવ્રત**–(પ્રવેશ કરીને) માતાપિતા! અમે પ્રણામ કરિયે છિયે.

**દ્યુમત્સેન**– પુત્રો! તમારૂં કલ્યાણ થજો. આટલી વાર ક્યાં હતા?

**પ્રજ્ઞાવાન્**–અમે બેયજણા સુંદર માધવીમંડપમાં બેશી અમારી બાલબુદ્ધિના વિચાર કરતા હતા, એટલામાં મહારાજ અશ્વપતિનાં રાણી માલવી અને તેમનાં પુત્રી સાવિત્રી તે મંડપમાં પધાર્યાં તેથી એ સમાચાર આપવાજ અમે ઉતાવળથી અહીં આવ્યા છિયે.

**દ્યુમત્સેન**–પુત્ર દેવવ્રત અને પ્રજ્ઞાવાન્! તમે તરત (શૈબ્યા સામી આંગળી ચીંધીને) એમને એ મંડપમાં તેડી જાઓ.

**બેયજણા**–જેવી પિતાજીની આજ્ઞા.

**શૈબ્યા**–હું સ્તુતિપાઠ કરી લઉં. (સ્તુતિ કરે છે.)

(વૈતાલિય.)

કરૂણાકર દેવ પાપ ને, કરજો દૂર અમાપ તાપને;<br>
સચરાચર વિશ્વતાતને, વધતું શું વદવુંજ આપને. ૧

શિવ ભક્તિ કદી નથી કરી, નથિ વિશ્વેશ વિરક્તિ મેં ધરી;
પરદુઃખ નથી હર્યાં હરિ, પરઆશા મુજથી નથી સરી. ૨
બહુ પુણ્ય કશાં કર્યાં નથી, પરનાં કષ્ટ કદી હર્યાં નથી;
પણ પૂજન આપનું થતાં, સહુ સત્કર્મ ગણું કર્યાં હતાં. ૩
નથિ પૂજનરીતિ જાણિ મેં, નથિ તેવી સ્તુતિઓ કરાણિ મેં;
શરણાગત એમ જાણિને, કરૂણાદૃષ્ટિ કરો સદા તમે. ૪
જપ કે તપ જાણતી નથી, વ્રતવાર્તા શ્રવણે ધરી નથી;
કરશે નહિ મુક્ત તાપથી, કદિ બીજો સુર કોય આપથી. ૫
શ્રુતિ શાસ્ત્ર અને નહીં સ્મૃતિ, ન ભણાણિ શુભ ધર્મપદ્ધતિ;
સમજું પણ સર્વ તાપની, હરનારી કરૂણાજ આપની. ૬
કરૂણા ન કરો કરો ગમે, કરૂણાસાગર આ સમે તમે;
પણ કોય ન અન્ય આપથી, કરશે મુક્ત અમાપ તાપથી. ૭
પદપૂજનથીજ આપનાં, સહુ સૂકાય સમુદ્ર પાપના;
શ્રવણે ન પડે વિલાપના, કદિ શબ્દો કરનાર તાપના. ૮
બહુ રંક થયા નરેશ્વરો, સહસા કૈક થયા સુરેશ્વરો;
બહુ પાપ અપાપ થૈ ગયા, અતિ મૂર્ખો કવિરાજ થૈ ગયા. ૯
જન નિત્ય નિરાશ જે હતા, સુત ને મિત્ર વિના રહી જતાં;
પ્રભુ તેપણ પુત્ર-પૌત્રનું, સુખ પામ્યાજ પવિત્ર મિત્રનું. ૧૦
દશ પાંચ છ સાત વર્ષનું, વળિ આયુષ્ય પ્રમાણ જેમનું;
અજરામર તે બધા થયા, અતિમૃત્યુ પદને તરી ગયા. ૧૧
સુખ લેશ થવોજ જેમને, ન ઘટે દેવ કદાપિ તેમને;
અતિસૌખ્યસમુદ્ર ઊછળ્યા, સુતસંપત્સુખના નિધિ મળ્યા. ૧૨

(માલિની.)

અસુર સુર મનુષ્યો યક્ષ કે રાક્ષસોમાં,

સુરમુનિ મુનિયોમાં સિદ્ધ કે તાપસોમાં;
પ્રબલબલ પ્રતાપી થૈ ગયા દેવ જે જે,
પદકમલ તમારૂં સેવવાથીજ તે તે. ૧૩

(સ્તુતિપાઠ થઇ રહ્યા પછી) પ્રાણનાથ! ત્યારે હું માધવી-મંડપમાં જવા રજા લઉં છું.

**द्युमत्सेन**–હા, ભલે. પુત્ર દેવવ્રત! પ્રજ્ઞાવાન્! તમે જાઓ એ-મની સાથે. (પ્રજ્ઞાવાન્ તથા દેવવ્રત તેને દોરી લઇ જાય છે.) (મનમાં) સૂર્યોદય થઇ ચૂકયો છે. મારા પ્રિયમિત્ર અશ્વ-પતિને આવતાં વિલંબ થયો ખરો. પુત્ર સત્યવાનને ગયે પણ ઘડી એક થવા આવી તોપણ તેઓ આવ્યા નહિ એ શું? (એટલામાં સત્યવાન્, રાજા અશ્વપતિ તથા પ્રધાનો પ્રવેશ કરે છે.)

**सत्यवान्**–પિતાજી! મહારાજા અશ્વપતિ પધાર્યા છે.

**द्युमत्सेन**–પધારો પ્રિયમિત્ર, (એમ કહીને ઉભા થવા જાય છે.)

**अश्वपति**–નહિ નહિ, ઘણો શ્રમ ન લેવો. (એમ કહી હાથ ઝાલી તેને બેસારે છે અને પોતે પણ બેસે છે. પ્રધાનો પણ પ્રણામ કરી બેસી જાય છે.)

**द्युमत्सेन**–આપને આવતાં કેમ આટલો વિલંબ થયો?

**अश्वपति**–આશ્રમનું મનોહરપણું નીરખતાં વિલંબ થયો તે જાણવામાં આવ્યો નહીં.

**द्युमत्सेन**–વત્સ અશ્વપતિ! આપને કાંઇ વિનંતિ કરવી છે.

**अश्वपति**–આજ્ઞા કરવી છે એમ કહેવું ઘટે છે.

**द्युमत्सेन**–જ્યારે હું તેમ કહીશ ત્યારે તમારે તે પાળવીજ પડશે.

अश्वपति—આપની યોગ્ય આજ્ઞા પાળવામાં કદિ આ માણસ પ્રમાદ કરે એમ આપને સંદેહ છે?

द्युमत्सेन—નહિ નહિ.

अश्वपति—ત્યારે સુખેથી આજ્ઞા કરો.

द्युमत्सेन—હું આપને એમ કહું છું, કે જે રાજહંસીએ માનસ સરોવરમાં જન્મ લીધો હોય, જે રાજહંસી નંદનવનના નંદનવૃક્ષમાં મોટી થઇ હોય, અને જે રાજહંસીએ નિર્મળ મુક્તામણિના આહારથી ક્ષુધાની અને દેવગંગાના અમૃત-સરખા જલથી તૃષાની શાંતિ કરી હોય, તે રાજહંસીને એક નિર્જનવનમાં આવી પડવું એ કાંઇ ઉચિત ગણાશે?

अश्वपति—જો તેનોજ પ્રાણપતિ રાજહંસ, દૈવના યોગથી, શાપના યોગથી, પાપના યોગથી, કે પોતાના અદૃષ્ટના યોગથી તે નિર્જનવનમાં આવી પડયો હોય, તો તે સાથે રેહેવા કોઇ પણ અયોગ્ય ગણે એમ હું કહી શકતો નથી. એટલુંજ નહિ પણ એની સાથે અરણ્યમાં જઇને નહિ વસવાની સંમતિ આપનાર સારી સંમતિ આપનાર ગણાય એમ પણ હું કહી શકતો નથી.

द्युमत्सेन—ઠીક ત્યારે, નિરૂપાય.

शत्रुशल्य—દેવ! આપણે માર્ગમાં આવતાં વિલંબ ઘણો થયો છે, માટે અહિં ઘણું ન રોકાતાં માધવીમંડપમાં જંવાય તો સારૂં.

अश्वपति—આર્ય શત્રુશલ્યનું બોલવું ખરૂં છે, ચાલો ત્યારે જઇએ

द्युमत्सेन—જેવી સર્વની ઇચ્છા.

**અશ્વપતિ**–(ધુમત્સેનનો હાથ ઝાલીને) (પધારો એમ કહી દોરી જતાં પ્રધાનોસહિત જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—માધવીમંડપ.

**માલવી, સાવિત્રી, માલતી અને માધવી.**

**સાવિત્રી**–(મનમાં) અહિં આ૦યે બે ઘડી થવા આવી પણ કોઈ આશ્રમનું મનુષ્ય આવતું નથી એ શું?

**માલવી**–પુત્રિ! આ મંડપમાં જ્યારે આપણે આવ્યાં ત્યારેજ બે ઋષિકુમારો અહિંથી નીકળી ગયા છે તેણે સમાચાર તો દીધા હશે, પણ આશ્રમવાસી લોકોને તો પોતાનું નિત્યકર્મ પોચતાં વિલંબ બહુ થાય. (એમ કહી દ્વાર સામી દૃષ્ટિ કરે છે ત્યાં.)

**પ્રતીહાર**–(પ્રવેશ કરીને) દેવિ! બારણે મહારાજ ધુમત્સેનનાં રાણી આવેલાં છે, ને તેની સાથે બે ઋષિકુમારો છે.

**માલવી**–(ઉભાં થઇ સામાં જતાં પગમાં પડી) દેવિ! હું માલવી આપને પ્રણામ કરૂં છું.

**શૈબ્યા**–સખિ માલવિ! સ્નેહમાં અતિ વિનય કરવો તે ન ઘટે. (એમ કહી તેને ઉભાં કરીને મળે છે અને માલવી તેને હાથે દોરી લાવી માધવીમંડપમાં આસન ઉપર બેસારે છે.)

**સાવિત્રી**–માતા! હું પ્રણામ કરૂં છું. (એમ કહી પગમાં પડે છે.)

**શૈબ્યા**–પુત્રિ! અખંડસૌભાગ્યા ભવ. (એમ કહી પોતાના ખોળામાં બેસારે છે.)

**સાવિત્રી**–માતા! મુને આ અનુગ્રહ કરી કૃતાર્થ કરી છે.

શૈબ્યા—પુત્રિ! જ્યાંથી તમે પ્રિયસખી માલવીને ત્યાં જન્મ લીધો છે ત્યાંથીજ એ અનુગ્રહને તમે પાત્રજ છો.

માલવી—દેવિ! મુને આજે આપનાં દર્શન થયાં તેથી હું આ દિવસ ઉત્તમમાં ઉત્તમ ગણું છું.

શૈબ્યા—પ્રિયસખિ! એ તો આપણ બેયને પરસ્પર છે. પરમદયાળુ પરમેશ્વર માણસનું ધારેલું કોઇ સમયે પણ સિદ્ધ કરેછે.

માલવી—દેવિ! આપના મળવાથી મને ઘણો સંતોષ થયો પણ તે સાથે અસંતોષ એ છે કે આપની આ દશા હું જોઉં છું.

શૈબ્યા—એમાં અસંતોષ શો છે? બુદ્ધિમાન્ માણસે જ્યારે વિપત્તિ આવે ત્યારે રાજી રહેવું, કેમકે તે પૂર્વના પાપનો ક્ષય કરે છે; અને સંપત્તિ આવે ત્યારે ઉદાસી રહેવું, કેમકે તે પૂર્વજન્મનાં પુણ્યનો ક્ષય કરે છે. માટે કાંઇજ અસંતોષ ન રાખવો. નિરંતર હર્ષ—શોકમાં સરખું મન રાખવું, એ તો આપણું કુલીન સ્ત્રિયોનું કામ છે.

માલવી—દેવિ! આપના સમાગમથી જે જે આનંદ થાય છે તેની સીમા નથી, તે સાથે વળી આવાં ઉપદેશવાળાં આપનાં વચન સાંભળી હું મારા આત્માને કૃતાર્થ માનું છું. (એટલામાં રાજા અશ્વપતિ, દ્યુમત્સેન, સત્યવાન્ અને પ્રધાનો આવી પહોચે છે.)

પ્રતીહાર—(ઉભો થઇ નમન કરીને માધવીમંડપમાં ખબર દેવા જવાની ઇચ્છા કરે છે તેટલામાં.)

અશ્વપતિ—પ્રતીહાર! રાજ્યરીતિ સર્વ આપણા રાજ્યસાથે રાખી છે. આ તો સર્વે અભ્યંતર મંડળ છે, માટે તમે સર્વને

કહો કે અમે સઘળા આવિયે છિયે અને તમારે પણ માધ-
વીમંડપમાં રહેવું.

**प्रतीहार**—જેવી આજ્ઞા. (એમ કહી માધવીમંડપમાં જઇ પાછો આવે છે અને સર્વે માધવીમંડપમાં પ્રવેશ કરે છે. સ્ત્રીઓ સર્વ ઉભાં થઇ માન આપે છે.)

**सत्यवान्**—(માલવીને) માતા! આપને નમન કરૂં છું.

**मालवी**—દીર્ઘાયુર્ભવ. (એમ કહી ખોળામાં બેસારવા જાય છે.)

**सत्यवान्**—નહિ માતા! હું આપની પાસેજ બેસીશ. (એમ કહી નીચે બેસે છે.)

**अश्वपति**—રાજ્યલક્ષ્મીથી પણ વધારે શોભતો આ માધવીમંડપ પદભ્રષ્ટદશામાં મહારાજાને રાજ્યનું સુખ આપવાને થયો હોય એમ લાગે છે.

**मालवी**—આર્યપુત્ર! આપ કહો છો તેમજ છે. વનમાં પણ મહાત્માનો મહિમા ઓછો થતો નથી. સઘળી બેઠકો સોનાના સિંહાસનોને પણ ઝાખાં પાડે એવી શોભે છે.

**अश्वपति**—(ઉભા થઇને દ્યુમત્સેનને) આર્યરાજર્ષિ! '**बहुरत्नावसुंधरा**' એ વાકય સર્વ સ્થળે પ્રસિદ્ધ છે, ને તેનો અર્થ યથાર્થ છે કે, પૃથ્વી બહુ રત્નવાળી છે. કેટલાંક રત્નો સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે, કેટલાંક પર્વતોમાંથી પેદા થાય છે અને કેટલાંક ખાણોમાંથી નીકળે છે. તેથી પણ દૂર વિચાર કરિયે તો ક્ષીરસાગરનું મથન કરવાથી કેટલાંક રત્નો નીપજેલાં છે. તેવિના બીજાં પણ રત્નો ઉત્પન્ન થવાનાં સ્થાનકો હશે, પરંતુ વિદ્વાન્લોકો તે રત્નોને રત્ન ગણતા નથી, તે રત્નોમાં લોભ પામતા નથી, અને તે રત્નોના અલંકારોને માન પણ આપ-

તા નથી. તેઓ જે રત્નને રત્ન ગણી માથે ચડાવવા ઇચ્છે છે, તેઓ જેને રત્ન ગણી ગળે બાંધવા ઇચ્છે છે, અને તેઓ જેને રત્ન ગણી હૃદયમાં રાખે છે, તે રત્ન કોઇ વિચિત્ર પ્રકારનું હોય છે. તે રત્નની આગળ તો હીરાઓ હલકા લાગે છે, લીલમ નિર્માલ્ય લાગે છે, માણિક્ય માલવગરનાં લાગે છે, અને મુક્તાફળ નિષ્ફળ લાગેછે. નથી તે રત્નને સરાણે ચડવું પડતું, નથી તે રત્નને સારડી સહન કરવી પડતી, અને નથી તે રત્નને ઘણોના ઘા ખમવા પડતા. તે રત્નને ઉત્પન્ન થવાનું સ્થાનક વિધાતાના વ્યાપારરૂપ સંસાર છે. તે રત્ન એક પોતાના સ્થાનનેજ નહિ પણ આખા દેશને પ્રકાશિત કરે છે. તે રત્નની પરીક્ષા કરનારા વિદ્વાનો હોય છે. વૃદ્ધ ઝવેરીઓ કે જેઓએ હીરા, લીલમ, માણિક્ય અને મોતી વિગેરે કાંકરાઓને ઓળખવામાં આખું આયુષ્ય કાઢ્યું હોય છે, તેઓ ચાર ચાર ચશ્માં ચડાવી જુવે તો પણ તે રત્નની ખરી પરીક્ષા કરવા સમર્થ થતા નથી. આવું અદ્ભુત રત્ન તે એજ કે જે 'માનવરત્ન' એવા નામથી ઓળખાય છે. હું માનું છું કે વિચિત્ર વસ્તુની રચના કરવામાં નિપુણ વિધાતા જ્યારે માનવરત્નની રચના કરવા ઇચ્છે છે, ત્યારે પુરાતન સર્વ રત્નોના કેટલાક અદ્ભુત ગુણો તેમાં નિર્માણ કરે છે, તેથીજ કલ્પવૃક્ષ અને કામદુઘાનું ઇચ્છિત અર્થ આપવાપણું, મદિરાનું મદજનકપણું, અને અમૃતની અનુપમ મધુરતા એ માનવરત્નના પ્રત્યેક વાક્યોમાં રહે છે, ઉચ્ચૈઃશ્રવા નામના અશ્વની ચંચળતા તેની બુદ્ધિમાં પ્રવેશ કરે છે, ઐરાવત નામના હાથિની ઉ-

જ્વળતા અને ધીરતા તેના મનમાં પ્રવેશ કરે છે, ચંદ્રમાની આલ્હાદકારક શક્તિ તેના શીલમાં પ્રવેશ કરે છે, અપ્સરાની સભારંજકતા અને કૌસ્તુભમણિની કઠોરતા આપત્તિના સમયમાં તેના હૃદયમાં પ્રસિદ્ધ જણાય છે તેમજ ધન્વંતરીની વૈદ્યવિદ્યાની સ્વાભાવિક પરદુઃખભંજનતા તેના અંતઃકરણમાં ઝળકી ઉઠે છે. આવાં અદ્ભુત જંગમરત્નો નીપજવાં બહુ દુર્લભ છે. તેની ખરી પરિપક્વતાનો ચમત્કાર તેનાઉપર અનેક આપત્તિયો આવી પડવાથીજ જાણવામાં આવે છે. તેને શુદ્ધ કરવાની સરાણ સદ્ગુરૂના સદુપદેશોજ હોય છે. તે રત્ન દૃષ્ટિએ પડતાંજ મનુષ્યોનાં નેત્રને તથા અંતઃકરણને આનન્દ આપે છે.

હું એમ ધારૂં છું કે વિધાતાને સર્વ પદાર્થની જોડી કરવાનોજ સ્વભાવ છે, તેથી જ્યારે તેવા નરરત્નનું તે પરમ કૃપાળુ પરમેશ્વર નિર્માણ કરતા હશે, ત્યારે તેની જોડી માટે નારીરત્નનું પણ નિર્માણ કરતા હશે. જુઓ કે, પુણ્યશ્લોક નળરૂપ રાજરત્ન જ્યારે વીરસેનના દરબારમાં પ્રકટ થયું, ત્યારે દમયંતીરૂપ નારીરત્ન ભીમકરાજાના દરબારમાં થયું હતું; શ્રીરામચંદ્રજીરૂપ માનવરત્ને જ્યારે અયોધ્યાને આનંદમગ્ન કરી, ત્યારે સીતારૂપ નારીરત્ને મિથિલાનગરી શોભાવી હતી; જ્યારે દુષ્યંતરૂપ નરરત્ને જગતમાં જન્મ લીધો હતો, ત્યારે શકુંતલારૂપ નારીરત્ને તેની યોગ્ય જોડી થવા જન્મ લીધો હતો; ઇત્યાદિ અનેક નરરત્નો અને નારીરત્નોની જોડી થઇ ગયેલ છે, તે વિચિત્ર વિધાતાની ઇચ્છાથીજ, એમાં કાંઇ સંદેહ નથી. વિધાતા

પોતાનાં શ્રમપૂર્વક રચેલાં ને દૂર દેશમાં નાંખેલાં રત્નો જ્યારે જોડાયેલાં જુવે છે ત્યારે તેને ઘણોજ આનન્દ થાય છે. આવાં નરરત્ન અને નારીરત્નની જે જોડીછે તેજ દંપતી કેહેવાય છે. દંપતીનો ખરો ધર્મ શો છે? તે નળ-દમયંતી, સીતા-રામચંદ્ર, ઋતધ્વજ-મદાલસા, અત્રિ-અનસૂયા, અને અગસ્ત્ય-લોપામુદ્રા, ઇત્યાદિ પવિત્ર દંપતીનાં ચરિત્રઉપરથીજ જણાઇ આવે છે. પરમકૃપાળુ પરમેશ્વરે એક નિરૂપમ સત્યવાનરૂપ પુત્રરત્ન તમને અર્પણ કર્યું છે, અને તેની યોગ્ય જોડી મેળવવા સાવિત્રીરૂપ કન્યારત્ન મુને અર્પણ કરેલ છે, માટે તે બેય રત્નોની એક જોડી થવા હું ઈશ્વર પાસે પ્રાર્થના કરૂં છું ને તે બેયને પવિત્ર સીતા-રામચંદ્રઆદિ દંપતીની પ્રમાણે પોતપોતાના ધર્મમાં વર્त्तवा અહિં હું ભલામણ કરૂં છું.

मालवी–(ઉભાં થઇને) આર્યપુત્રની આજ્ઞાપ્રમાણે પુત્રી સાવિત્રીને વત્સ સત્યવાનજ યોગ્ય છે, માટે તેનો સ્વયંવર જોવા મારૂં અંતઃકરણ આતુર છે.

वीरमित्र–મહારાજાના મતને શુદ્ધ મનથી અમે મળતા આવિયે છિયે.

द्युमत्सेन–પ્રિયમિત્ર અશ્વપતિના સ્નેહને વર્ણવવા કોઇ રીતે હું શક્તિમાન્ નથી.

शैव्या–આવા મિત્રો પૃથ્વીમાં દુર્લભ છે.

अश्वपति–જ્યારે સર્વના વિચારો મારા મતને મળતા છે, ત્યારે આ પવિત્ર અને કલ્યાણી વેળામાં પુત્રી સાવિત્રીભણીથી સ્વયંવરમાળા સત્યવાનના કંઠમાં પડેલી જોવા ઇચ્છું છું.

**सावित्री**–(ઉભાં થઇ પોતાના ગળામાંનો હીરાનો હાર હાથમાં લઈ લાજથી.) જો કે મારો મનરૂપ મુક્તાહાર અર્પણ કરીને હું આ આર્યપુત્રને મારા પ્રથમ દેશાટનની વેળાએ વરેલી છું, તોપણ આ પવિત્ર ચાર માતાપિતા અને સૂર્યદેવ આદિની સાક્ષીએ આ હાર અર્પણ કરી યાવજ્જીવિત ધર્મ, અર્થ, કામ અને સુખદુઃખમાં આ આર્યપુત્રની સહચરી થવા બંધાઉં છું, એટલુંજ નહિ પણ મન–વચન-કર્મથી એમને ઇશ્વરતુલ્ય ભજવા, તેમનાં માતાપિતાને તીર્થરૂપ ગણવા, પોતાના પ્રાણ અર્પણ કરતાં સુધી પણ તેમનું હિત કરવા તથા મારા પવિત્ર પિતાજીની આજ્ઞાપ્રમાણે અને દંપતીના ધર્મપ્રમાણે વર્ત્તવા હું બંધાણી છું. (એમ કહી હીરાનો હાર સત્યવાનના કંઠમાં નાંખે છે.)

**माधवी अने मालवी**–(પુષ્પવૃષ્ટિ કરે છે.)

**सत्यवान्**–(ઉભા થઇ લાજથી) આ હીરાના હારરૂપે આવેલી આર્ય મહારાજા અશ્વપતિની આજ્ઞાને હું માથે ચડાવું છું, ને એમના ઉપદેશપ્રમાણે યાવજ્જીવિત વર્ત્તવા હું બંધાણી છું. (એમ કહી બેસી જાય છે.)

**सर्व**–(જયજય શબ્દ બોલે છે.)

**अश्वपति**–(હર્ષથી) આર્ય રાજર્ષિ! સ્વયંવરનું શુભકર્મ પરમેશ્વરની કૃપાથી સમાપ્ત થયુંછે. હવે આશ્રમના બ્રાહ્મણોને બોલાવીને બાકીનું શુભકર્મ સ્ત્રીઓ કરાવશે માટે આપણે સર્વ સર્વને સ્થાનકે જઇએ.

**द्युमत्सेन**–જેવી પ્રિયમિત્રની ઇચ્છા.

**अश्वपति**–પધારો ત્યારે. (દોરી લઇજાય છે.)

માલવી–(શૈબ્યાને) ચાલો ચાલો, દેવિ! આપણે ચંપકવનમાં લાજાહોમ કરાવિયે. (એમ કહી શૈબ્યાને દોરી લઇજતાં સાવિત્રી-સત્યવાન્‌સહિત નીકળી જાય છે.)

### अंक चोथो समाप्त.

---

## अंक ५ मो. प्रवेश १ लो.

સ્થળ—રાજતંબુનું શયનગૃહ.

### राजा अश्वपति तथा तेनी राणी मालवी.

અશ્વપતિ–દેવિ! આજે સ્વયંવરના કામનો શુભ વિધિ સંપૂર્ણ થવાથી મને ઘણોજ આનંદ થાય છે.

માલવી–આર્યપુત્ર! મુને પણ વત્સ સત્યવાનના ગુણોવિષે તથા રાજર્ષિ દ્યુમત્સેનના અને રાણી શૈબ્યાના સ્નેહવિષે વિચાર કરતાં સંતોષની સીમા રહેતી નથી, પણ પુત્રી સાવિત્રીને આ વનમાં ગમશે કે નહિ, એ વિષેની ચિંતા મારા મનમાંથી મટતી નથી. જો કે એને કોઇપ્રકારે શીખામણ દીધા જેવું નથી, તોપણ આપણે તેનાથી અળગાં પડયાની પેહેલાં કાંઇ બોધ આપવો એમ મારો વિચાર થાય છે જેથી તેમને શીખામણ મળે.

અશ્વપતિ–તે વિચક્ષણ છે તેથી જાણી જશે કે 'મારાં અંતઃકરણનો એમને ભરોસો નથી થતો.' ને તેમ જાણી 'ઓછું લગાડશે.

**मालवी**–આર્યપુત્ર! હું એવી રીતે નહિ બોધ આપું કે તેને ઓછું લાગે. એવિષે નિશ્ચિંત રહો.

**अश्वपति**– એમ હોય તો ભલે.

**मालवी**– ત્યારે એવિષે હું કાંઇ વિચાર કરી આવું. (જાય છે.)

**अश्वपति**– હું પણ આ તપોવનનાં વૃક્ષો જોઇ મારી દૃષ્ટિને કૃતાર્થ કરૂં. (એમ કહી નીકળી જાય છે.)

---

## प्रवेश २ जो.

સ્થળ–દ્યુમત્સેનની પર્ણકુટી.

**राजा द्युमत्सेन अने राणी शैब्या.**

**द्युमत्सेन**–દેવિ શૈબ્યા! પુત્રી સાવિત્રી અને પુત્ર સત્યવાનના વિવાહરૂપ શુભકર્મ નિર્વિઘ્ન સમાપ્ત થયું?

**शैब्या**–આપ માધવીમંડપમાંથી આપના મિત્રસહિત પધાર્યા પછી આપની આજ્ઞાપ્રમાણે તરતજ ચંપકવનમાં બ્રાહ્મણોને તેડાવી તેમના કહેવાપ્રમાણે કર્યું. અગ્નિસાક્ષિક દેવી માલવીએ સાવિત્રીનો હાથ સત્યવાનના હાથમાં સોપ્યા પછી બ્રાહ્મણોએ કહ્યું કે, 'આ સમયે શાળ હોમાવવામાં સાવિત્રીના ભાઇની જરૂર છે, માટે તેને બોલાવો.'

**द्युमत्सेन**–ખરે, આ સમયે સહુનાં અંતઃકરણમાં બહુ ઓછું આવ્યું હશે. પછી?

**शैब्या**–પછી દેવી માલવીએ કહ્યું કે 'ઋષિઓ! આ માણસ દૈવયોગથી એ લાભ મેળવવામાં મંદભાગ્યવાળું રહેલ છે.'

**द्युमत्सेन**–દેવિ! મહારાણી માલવીનાં આ વાક્યથી તો સર્વના હૃદયમાં કોઇ નોખાજ પ્રકારના ખેદનો આવેશ આવ્યો હશે.

શૈબ્યા–હા પ્રાણનાથ ! એ સમયે કોઈ પણ એવી સ્ત્રી ન હતી કે જેના મુખમાંથી નિઃશ્વાસ અને નેત્રમાંથી આંસુ નહિ પડયાં હોય.

દ્યુમત્સેન–સજ્જનોનો એ સ્વભાવજ છે. પછી!

શૈબ્યા–પછી મહારાણી માલવીએજ કહ્યું કે 'આ દેવવ્રત અને પ્રજ્ઞાવાન્ એ બેય સાવિત્રીના ભાઇ છે એમ હું ગણું છું, માટે તેઓ પાસેજ કાંઇ ભાઇનું કામ હોય તે કરાવો.

દ્યુમત્સેન–(હર્ષ પામીને) ધન્ય છે દેવી માલવીને. મારા પ્રિયમિત્ર અશ્વપતિની ધર્મપત્નીની બુદ્ધિ એવીજ હોવી જોઇએ.

શૈબ્યા–માલવીના આ વાક્યથી સર્વને આનંદ થયો ને દેવવ્રત તથા પ્રજ્ઞાવાને મળી શાળ હોમાવી.

દ્યુમત્સેન–ઘણુંજ સંતોષકારક કામ થયું. હવે સાવિત્રી ને સત્યવાન્ ક્યાં છે?

શૈબ્યા–આ પાસે શિવાલય છે તેને પ્રણામ કરી તથા આશ્રમવાસી ઋષિયોને વંદન કરી, અહિં આપને નમન કરવા આવશે.

સત્યવાન્ અને સાવિત્રી–(પ્રવેશ કરે છે.)

સત્યવાન્–માતાપિતા! હું પ્રણામ કરૂં છું.

દ્યુમત્સેન તથા શૈબ્યા–પુત્ર! દીર્ધાયુ થાઓ.

સાવિત્રી–માતાપિતા! હું સાવિત્રી પ્રણામ કરૂં છું.

દ્યુમત્સેન તથા શૈબ્યા–(મસ્તક ઉપર હાથ મેલીને) અ સૌભાગ્યવાળાં થજો.

સાવિત્રી–(પોતાનાં સાસુસામા હાથ જોડીને.) માતા!

(માલિની)

પરિચય નથિ મારે છેક છું હું અજાણી,
ચરણ કમળ દાસી આપની એમ જાણી;
વનફળ સમિધો ને ફૂલ કે મૂલ લેવા,
અવર પણ ખુશીથી સોંપજો સર્વ સેવા.

**शैव्या**–પુત્રિ સાવિત્રિ! તમારો વિનય અને વિવેક તમારીજ પાસે છે. તમારા યોગ્ય જે કાંઇ સેવા હશે તે હું તમને કહીશ, પણ ફળ–મૂળ વિગેરે લેઇ આવવાનું કામ કાંઇ તમારે કરવાનું નથી.

**सावित्री**–માતા! હું તો એમજ ગણું છું કે જે કાંઇ કામ આપની સેવાનું હોય તે ગમે તેવું કઠણ હોય તોપણ મારેજ કરવા યોગ્ય છે.

**शैव्या**–પ્રિયપુત્રિ સાવિત્રિ! તમારા જેવી કુલીન સ્ત્રિયોને તમે જે બોલો છો તે યોગ્ય છે. પણ મારૂં મન તમને તેવાં કામમાં જોડવા ઇચ્છતું નથી.

**सावित्री**–માયાળુ માતાજી! એ સર્વ આપની નિઃસીમ કૃપાનોજ મહિમા છે, તોપણ આપ તરફથી આપની સેવા સંબંધી પવિત્ર આજ્ઞા થવાથીજ આ માણસ પોતાને કૃતાર્થ ગણશે.

**शैव्या**–પુત્રિ! જો તમને એટલોબધો આગ્રહ છે તો હું તમને તમારા યોગ્ય સેવા કહુંછું તે સાંભળો.

**सावित्री**–હું તે આજ્ઞા માથે ચડાવવા હાજરજ ઉભી છું.

**शैव्या**–પુત્રિ! નિરંતર શિવપૂજનનાં પાત્રો બેવાર માંજવાં, શિવપૂજનમાટે બાલલતામાંથી ફૂલ વીણી લાવવાં અને શિવ-

પૂજનમાટે આ પાસેના બ્રહ્મકુંડમાંથી પવિત્ર જળનાં કમંડલુ ભરી લાવવાં, તે હું તમારે યોગ્ય કામ ગણું છું.

**સાવિત્રી**–માતા! આપની આજ્ઞાપ્રમાણે એ સર્વ કામ સાવધાન રહીને કરીશ. બીજી પણ કાંઇ આજ્ઞા હોય તો કહો.

**શૈબ્યા**–પુત્રિ ! ત્યારપછી બાલલતા અને નાનાં વૃક્ષોને કમંડળથી પાણી પાવું.

**સાવિત્રી**–માતા ! આપની આજ્ઞાપ્રમાણે કરવા હું ચુકીશ નહિ. (આજ્ઞા પ્રમાણે અનુક્રમે સઘળું કરીને ફૂલઝાડને પાણી સીંચે છે. એટલામાં માલતી–માધવી પ્રવેશ કરે છે.)

**માલતી**–અરે આપણી પ્રિયસખી તો અહીંજ છે. કેવા ઉત્સાહથી તે કોમળ હાથમાં કમંડલુ લઇને પુષ્પનાં વૃક્ષોને સીંચે છે ! આપણે જોઇએ તો ખરાં.

**સાવિત્રી**–(વિસામો લેવા નીચે બેશીને) ગુરૂજનની આજ્ઞાપ્રમાણે-

(**શાર્દૂલવિક્રીડિત.**)

સીંચ્યો બાલકદંબ ચંપક અને સીંચ્યો અહીં આમ્રને,
સીંચી જંબુલતા ચમેલિ ચપલા જાઈ અને જૂઇને;
સીંચી બોરસલી બિલી તુલસિને પુષ્પાળ પુન્નાગને,
માધ્વીમાલતિની હજી પણ રહી સંભાળ લેવી મને.

(એમ કહી ઉઠીને જ્યાં માધવી અને માલતીના ક્યારામાં પાણી નાંખે છે ત્યાં.)

**માધવી અને માલતી**–(પ્રસિદ્ધ થઇને તેમાંની એક) પ્રિયસખિ! ખરે હવે અમારી બેની સંભાળ લેવી બાકી છે.

**સાવિત્રી**–(આશ્ચર્યાનંદથી) અરે, શું પ્રિયસખી માધવી અને માલતી ! આવો પ્રિય બેહેનો ! મારાં માયાળુ માતાજીએ

મારા વિનોદનેમાટે જેમ તમબેયને ત્યાં રાખેલ છે, તેમ અહિંપણ મારાં માયાળુ માતાજી શૈબ્યાએ આ બે પ્રિયસખિયો મુને સોપેલ છે. (એમ કહી તે લતા બતાવે છે.)

**માધવી**–પ્રિયસખિ! જ્યારે તમે રાણી શૈબ્યાને માતા એવું વિશેષણ આપ્યું, ત્યારે તેણે માધવી અને માલતીલતારૂપ સખિયો સોપી માતા માલવીની બરોબરી કરવી તે યોગ્યછે.

**સાવિત્રી**– હા, તમારૂં કેહેવું યોગ્ય છે. પણ આ વેળા તમારૂં અહિં પધારવું શામાટે થયું છે?

**માલતી**–સખિ! માતાજીએ અમને આજ્ઞા કરી છે, કે 'દેવી શૈબ્યાની આજ્ઞા લઈ પુત્રી સાવિત્રીને અહિં તેડી લાવો.'

**સાવિત્રી**–ત્યારે તમે ત્યાં પર્ણશાળામાં જઈ તેમની આજ્ઞા લ્યો. એટલામાં હું પણ કમંડલુથી આ ગુલાબને પાણી સીચીને આવું છું.

**માધવી**–અમે તમારા કેહેવાપ્રમાણેજ કરીશું. (એમ કહી બેય પર્ણકુટીમાં જઇ શૈબ્યાને પ્રણામ કરીને) મહાદેવિ! આપનાં પ્રિયસખી મહારાણી માલવી આ સમયે સાવિત્રીને મળવા ઇચ્છે છે.

**શૈબ્યા**–કોણ એ? પુત્રી સાવિત્રીની સખિયો કે શું?

**માલતી**–હા, માતાજી! કૃપા કરીને અમારી સખીને આજ્ઞા આપો.

**શૈબ્યા**–સાવિત્રિ! એ સાવિત્રિ!

**સાવિત્રી**–(પુષ્પનાં વૃક્ષને પાણી પાઈ રહે છે ત્યાં શબ્દ સાંભળતાં જરા દૂરથી દોડી જઇને પ્રણામ કરી,) આજ્ઞા માતાજી!

**શૈબ્યા**– તમે આ તમારી સખિયો તેડવા આવ્યાં છે તેની

સાથે દેવી માલવી પાસે જાઓ. મારા પ્રણામ કહીને કેહે-
જો કે તમને મળવાનું મુને બહુ મન રહ્યા કરેછે.

**सावित्री**–બહુ સારૂં માતાજી! (એમ કહી બેય સખિયો સાથે
નીકળી જાય છે.)

---

## प्रवेश ३ जो.

સ્થળ—રાજતંબુનું દિવાનખાનું.

**राजा अश्वपति तथा राणी मालवी.**

**अश्वपति**–પ્રતીહાર! પ્રધાનોને બોલાવ.

**प्रतीहार**–આજ્ઞા મહારાજ. (એમ કહી નીકળી જાય છે અને
પ્રધાનોને તેડી લાવી પાછો પ્રવેશ કરે છે.)

**शत्रुशल्य तथा वीरमित्र**– જય જય મહારાજા. (એમ કહી
રાજા તથા રાણીને પ્રણામ કરે છે.)

**अश्वपति**–પ્રિયમિત્રો! આજ દેવીએ પોતાના રચેલ એક
નાટકનો ખેલ કરાવવા વિચાર્યું છે, માટે તે જોવા
તમને તેડાવ્યા છે.

**शत्रुशल्य तथा वीरमित्र**–મોટો અનુગ્રહ કર્યો.

**मालवी**–માલતી અને માધવીને મેં પુત્રી સાવિત્રીને તેડવા
મોકલેલાં છે તે હજીસુધી ન આવ્યાં એ શું?

(એટલામાં બે સખિયોસહિત પ્રવેશ કરીને.)

**सावित्री**–માયાળુ માતાપિતા! હું આપને પ્રણામ કરૂં છું.

**अश्वपति अने मालवी**–પુત્રિ! નિરંતર સુખી રેહે.

**सावित्री**–માતા! માયાળુ સાસુજી શૈબ્યાએ આપને પ્રણામ
કહ્યા છે, અને તેઓ ફરીથી મળવામાટે બહુ ઇચ્છા રાખે છે.

**માલવી**–પુત્રિ ! હું પણ તેમને મળવા તેટલીજ આતુર છું.

**સાવિત્રી**–માતા ! આ સમયે આપે મને શાસારૂ બોલાવી છે? જો આપના નિઃસીમ સ્નેહનેલીધે માત્ર મારૂં મુખ્ય જોવાજ બોલાવી હોય, તો મુને આપનાં દર્શન થયાં, હવે આજ્ઞા હોય તો હું મારાં અપંગ સાસુસસરાની સેવામાં પહોચી જાઉં.

**માલવી**–પુત્રિ ! શું જુનાં માવતરની માયા તમે ઉતારી નાંખી ?

**સાવિત્રી**–નહિ માતાજી ! એવી શંકા આપ કેમ કરો છો. જણે આપના ઉદરમાં નવ માસ નિવાસ કર્યો છે અને જણે બાર વર્ષ સુધી આપ પાસેજ કેળવણી લીધી છે, તે માણસ આપ કહો છો તેમ પોતાનાં અતિ દયાળુ માતાપિતાનાં માયાળુપણાનું વિસ્મરણ કરે?! કદિ નહિ; તોપણ હું હમણાં આપ પાસે ન રેહેતાં ત્યાં જવા જે વધારે ઉત્સાહ રાખું છું, તે આપે મને જે ધર્મ બાતાવ્યો છે તેમાં પ્રમાદ ન થવાને માટેજ.

**માલવી**–પવિત્ર પુત્રિ ! તેમ વર્ત્તવાથી અમે વધારે રાજી થઇએ છિએ, પણ આજે અહીં એક નાટકનો ખેલ થવાનો છે તે જોવાનેમાટે તમને તેડાવ્યાં છે, તે જોઇને સવારે ત્યાં જજો.

**સાવિત્રી**–માતાજી ! આપ કહો તેમ કરવાને હું આધીન છું પણ કોઇ માણસ સાથે ત્યાં કેહેવરાવશો કે જેથી મારી ચિંતા ન કરે. (એમ કહી માતાની પાસે બેસે છે.)

**માલવી**–પ્રતીહાર ! આર્યરાજર્ષિ ધુમત્સેનના આશ્રમમાં જઇ મહારાણીને મારા પ્રણામ કહીને કેહેજે કે, સાવિત્રી આજની રાત્રિ અહિં રેહેશે.

**પ્રતીહાર**–જેવી દેવીની આજ્ઞા. (એમ કહી નીકળી જાય છે.)

## गर्भांक १ लो.

**सूत्रधार**–(પ્રવેશ કરીને) (માલિની.)

જય જય જય થાજો પાર્વતીના પતિનો,
જય જય જય થાજો સર્વદા સૌ સતીનો;
જય જય જય થાજો સત્કવિની મતિનો,
જય જય જય થાજો સદ્ગુણી ભૂપતિનો;

**शत्रुशल्य**–(બે હાથ જોડીને) જો આપ અન્નદાતા એક અવિવેકને ક્ષમા કરો તો આ સેવક કાંઇ પ્રાર્થના કરવા ધારે છે.

**अश्वपति**–જે કેહેવાનું હોય તે કહો.

**शत्रुशल्य**–આપણી રાજ્યરીતિપ્રમાણે આવી રીતે ચક આડી પડયાવિના સૂત્રધારે દાખલ થવું એ ઘટિત નથી.

**अश्वपति**–(જરા હસીને) પ્રિય શત્રુશલ્ય! આપનું કેહેવું યથાર્થ છે. આપનો ધર્મજ છે કે જ્યારે જ્યારે કાંઇ અમારાથી રાજ્યનીતિમાં ચૂક થાય, ત્યારે ત્યારે, સ્મરણ આપવું જોઇએ, પરંતુ આ સમયે તેમ નથી. આપ પુત્રી સાવિત્રીસાથે પ્રવાસમાં ગયા પછી પુત્રી સાવિત્રીના વિયોગનેલીધે દેવી માલવીને કોઇરીતે ગમતું નહિ, ત્યારે તેના મનને પ્રસન્ન રાખવા નિરંતર નાટક કરાવવાની અગત્ય પડતી, એટલામાટે નાટકકળામાં કુશળતા પામેલા પુરૂષો પાસેથી અપ્સરાઓને અભ્યાસ કરાવી, નાટકકળામાં કુશળ કરેલ છે, તેમાંની એક આ સૂત્રધાર થઇ આવી છે. હવે પછી પણ જે પ્રવેશ આવે તેવિષે અપ્સરાઓજ છે એવો આપે નિશ્ચય રાખવો.

**शत्रुशल्य**—મહારાજ! શું આ અપ્સરા છે? કોણ જાણે કે આ પુરૂષ નથી? મારૂં અંતઃકરણ બે પ્રકારથી આ વેળા પ્રસન્ન થાય છે. એક તો આપેં આવી ગોઠવણ કરી છે તેથી, અને બીજી અપ્સરાઓએ એટલેસુધી કુશળતા મેળવી છે કે આ સ્ત્રી છે કે પુરૂષ એમ કોઇથકી કલ્પના થઇ શકે નહિ તેથી.

**वीरमित्र**—મહારાજ! શત્રુશલ્ય ખરૂં કહે છે. પ્રથમ મને પણ એના જેવી શંકા થઇ હતી એજ આ ખેલનું કુશળપણું જણાવી આપે છે.

**अश्वपति**—એમ થાય ત્યારેજ નાટકની કળાનો ચમત્કાર કેહેવાય.

**सूत्रधार**—(પડદા સામું જોઇને) પ્રિયે! અહિં આવ.

**नटी**—(પ્રવેશ કરીને) આર્ય! આ હું આવી, આપની શી આજ્ઞા છે?

**सूत्रधार**—આ સર્વ સમાજ નવીન નાટક જોવાને મળેલ છે, માટે તે નવીન નાટકનાં મુખ્ય પાત્રને ઉદ્દેશીને કાંઇ બોલો કે, જેથી શ્રોતાજનોનાં શ્રવણ ઇંદ્રિયો પ્રસન્ન થાય.

**नटी**—જેવી આપની આજ્ઞા. (બોલે છે.)

(शिखरिणी.)

પતિ ક્રોધી અંધો કદિ અતિ જરાજીર્ણ તનમાં,
મળે તો જે તેને પરમ શિવ માનીજ મનમાં;
સદા સેવી શાણી ઉભય કુળને ઉજ્વળ કરે,
સુકન્યા એવી આ અવનિતલમાં દુર્લભ ખરે.

**नेपथ्यमां**—ખરે અમારાં મંદભાગ્યથી એમજ છે. જો તેમ ન હોય તો ચારેકોર શોધીશોધીને થાકી ગયાં તોપણ તે સુકન્યા હજી સુધી કેમ ન મળે?

**સૂત્રધાર**–પ્રિયા! આ શબ્દો કોઇ રાજકન્યાની સખિયોના લાગે છે. જ્યાં રાજકીય માણસ હોય ત્યાં આપણું કામ નહિ, માટે ચાલો આપણે બીજીકોર જઇએ. (જાય છે.)

## પ્રવેશ ૧ લો.

સ્થળ – ચ્યવનઋષિનો આશ્રમ.

**લલિતા અને લીલાવતી પ્રવેશ કરે છે.**

**લલિતા**–(પ્રવેશ કરીને) ખરે અમારાં મંદભાગ્યથી એમજ છે. જો તેમ ન હોય તો ચારેકોર શોધીશોધીને થાકી ગયાં તો પણ તે સુકન્યા હજી સુધી કેમ ન મળે?

**સાવિત્રી**–આ બેય સખિયો પોતાની કોઇ પ્રિયસખીના વિયોગથી અતિ વિહ્વળ જણાય છે.

**માલવી**–હા, બેન.

**શત્રુશલ્ય**–વીરમિત્ર! કહો જોઇએ આ આશ્રમ કોનો હશે?

**વીરમિત્ર**–મારા અનુમાનપ્રમાણે ચ્યવનમુનિનો લાગે છે.

**લીલાવતી**–બેન લલિતા! તમે પિતાજીને પુછ્યું, કે સુકન્યા ક્યાં પધાર્યાં છે?

**લલિતા**–હું શું પુછીશ? માતાજીએજ આવીને તરત પુછ્યું હતું.

**લીલાવતી**–પછી પિતાજીએ શું કહ્યું?

**લલિતા**–પિતાજીએ કહ્યું કે 'આશ્રમ જોવા જાણ છું.' એમ કહીને ગયાં છે.

**લીલાવતી**–હું ચંપકવનમાં, આમ્રવનમાં અને કદલીવનમાં જોઇ આવી પણ પ્રિયસખી જોવામાં ન આવ્યાં.

**લલિતા**–હું આ તરફ નદીના કાંઠા ઉપરનાં સઘળાં વન જોઇ આવી પણ ક્યાંઇ પણ પ્રિયસખી જોવામાં ન આવ્યાં.

**લીલાવતી**–સખિ! દૂરથી જે આકાશ જેવો ઘો આપણા જે-વામાં આવે છે. ત્યાં આપણે ગયાં નથી માટે જઇએ. (નીકળી જાય છે.)

**સુકન્યા**–(પ્રવેશ કરી) ચારેકોર જોઇ નિસાસો નાંખીને, ખરે, મારા મનમાં વગરકારણે જે ત્રાસ, જે કંપ અને જે ખેદ થાય છે, તેથી હું કોઇ પણ મહાત્માના અપાર અપરાધમાં આવી છું એમ નિશ્ચય જણાય છે. માણસ ગમે તેવો વિદ્યાભ્યાસ કરે, ગમે તેવા ગુરૂઓ પાસે રહે, અને ગમે તેટલું જ્ઞાન મેળવે, તોપણ અવસ્થાથી થતું જ્ઞાન અવસ્થા થયાવિના પ્રાપ્ત થતુંજ નથી. મારી મૂર્ખતા જોઇ મનેજ મારીઉપર ધિક્કાર આવે છે. પ્રથમ તો માતાના રથમાંથી ઉતરી પિતાજીના ઘોડા સાથે ઘોડેસ્વાર થઇ દોડવાનું શું કારણ હતું? તેમ કર્યા પછી આશ્રમમાં આવી પવિત્ર પિતાજીની સેવામાં ન રેહેતાં, માતાજીનો રથ આવ્યા પેહેલાં આ આશ્રમ જોવાની શી ઉતાવળ હતી? આ ધાટો આશ્રમ જોતાં જોતાં અનેક મંડપો, અનેક નિકુંજો, અને અનેક છાયાવૃક્ષો ઉલ્લંઘન કરી, આટલે દૂર આવવાનું શું કારણ હતું? આટલે દૂર આવ્યા સુધી પણ મારા મનમાં એમ ન આવ્યું કે 'હું એકલી છું, મારા પિતાનો પડાવ દૂર રહ્યો છે, મને પાછો આ અજાણ્યો માર્ગ જડશે નહિ, મારી માતા મારી બહુ ચિંતા કરશે, મારા પિતાને મુને શોધવામાટે બહુ શ્રમ થઇ પડશે અને કોઇ ઘાતકી પશુ મારી સામું આવી ચડશે તો હું વગર હથિયારે અને વગર કવચે શું કરીશ?' આ સર્વ ઓછી બાલબુદ્ધિ નથી. તેમાં પણ અહિં આવી આ રાફડાનાં

**सूत्रधार**–પ્રિયા! આ શબ્દો કોઇ રાજકન્યાની સખિયોના લાગે છે. જ્યાં રાજકીય માણસ હોય ત્યાં આપણું કામ નહિ, માટે ચાલો આપણે બીજીકોર જઇએ. (જાય છે.)

## प्रवेश १ लो.

સ્થળ – ચ્યવનઋષિનો આશ્રમ.

**ललिता अने लीलावती प्रवेश करे छे.**

**ललिता**–(પ્રવેશ કરીને) ખરે અમારાં મંદભાગ્યથી એમજ છે. જો તેમ ન હોય તો ચારેકોર શોધીશોધીને થાકી ગયાં તો પણ તે સુકન્યા હજી સુધી કેમ ન મળે?

**सावित्री**–આ બેય સખિયો પોતાની કોઇ પ્રિયસખીના વિયોગથી અતિ વિહ્વળ જણાય છે.

**मालवी**–હા, બેન.

**शत्रुशल्य**–વીરમિત્ર! કહો જોઇએ આ આશ્રમ કોનો હશે?

**वीरमित्र**–મારા અનુમાનપ્રમાણે ચ્યવનમુનિનો લાગે છે.

**लीलावती**–બેન લલિતા! તમે પિતાજીને પુછ્યું, કે સુકન્યા ક્યાં પધાર્યાં છે?

**ललिता**–હું શું પુછીશ? માતાજીએજ આવીને તરત પુછ્યું હતું.

**लीलावती**–પછી પિતાજીએ શું કહ્યું?

**ललिता**–પિતાજીએ કહ્યું કે 'આશ્રમ જોવા જાઉં છું.' એમ કહીને ગયાં છે.

**लीलावती**–હું ચંપકવનમાં, આમ્રવનમાં અને કદલીવનમાં જોઇ આવી પણ પ્રિયસખી જોવામાં ન આવ્યાં.

**ललिता**–હું આ તરફ નદીના કાંઠા ઉપરનાં સઘળાં વન જોઇ આવી પણ ક્યાંઇ પણ પ્રિયસખી જોવામાં ન આવ્યાં.

**લીલાવતી**—સખિ! દૂરથી જે આકાશ જેવો ઘેરો આપણા જોવામાં આવે છે. ત્યાં આપણે ગયાં નથી માટે જઇએ. (નીકળી જાય છે.)

**સુકન્યા**—(પ્રવેશ કરી) ચારેકોર જોઇ નિસાસો નાંખીને, ખરે, મારા મનમાં વગરકારણે જે ત્રાસ, જે કંપ અને જે ખેદ થાય છે, તેથી હું કોઇ પણ મહાત્માના અપાર અપરાધમાં આવી છું એમ નિશ્ચય જણાય છે. માણસ ગમે તેવો વિદ્યાભ્યાસ કરે, ગમે તેવા ગુરૂઓ પાસે રહે, અને ગમે તેટલું જ્ઞાન મેળવે, તોપણ અવસ્થાથી થતું જ્ઞાન અવસ્થા થયાવિના પ્રાપ્ત થતુંજ નથી. મારી મૂર્ખતા જોઇ મનેજ મારીઉપર ધિક્કાર આવે છે. પ્રથમ તો માતાના રથમાંથી ઉતરી પિતાજીના ઘોડા સાથે ઘોડેસ્વાર થઇ દોડવાનું શું કારણ હતું? તેમ કર્યા પછી આશ્રમમાં આવી પવિત્ર પિતાજીની સેવામાં ન રેહેતાં, માતાજીનો રથ આવ્યા પેહેલાં આ આશ્રમ જોવાની શી ઉતાવળ હતી? આ ઘાટો આશ્રમ જોતાં જોતાં અનેક મંડપો, અનેક નિકુંજો, અને અનેક છાયાવૃક્ષો ઉલ્લંઘન કરી, આટલે દૂર આવવાનું શું કારણ હતું? આટલે દૂર આવ્યા સુધી પણ મારા મનમાં એમ ન આવ્યું કે 'હું એકલી છું, મારા પિતાનો પડાવ દૂર રહ્યો છે, મને પાછો આ અજાણ્યો માર્ગ જડશે નહિ, મારી માતા મારી બહુ ચિંતા કરશે, મારા પિતાને મુને શોધવામાટે બહુ શ્રમ થઇ પડશે અને કોઇ ઘાતકી પશુ મારી સામું આવી ચડશે તો હું વગર હથિયારે અને વગર કવચે શું કરીશ?' આ સર્વ ઓછી બાલબુદ્ધિ નથી. તેમાં પણ અહિં આવી આ રાફડાનાં

ચકળતાં છિદ્રો જોઇને તેમાં શુળો ખોસવાથી મારી મૂર્ખતાનો, મારી બાલબુદ્ધિનો અને મારાં અવિચારીપણાંનો તો કાંઇ પારજ રહ્યો નથી.

**अश्वपति**–પ્રિયા ! રચના ઘણી ઉત્તમ કરી છે.

**मालवी**–પ્રાણનાથ ! સર્વ આપનો પ્રતાપ છે.

**सावित्री**–માતા ! આ રચના નવીજ મારા જોવામાં આવે છે.

**प्रधानो**–(પરસ્પર) આ જોતાં કોઇ જુદાજ રસનો આવિર્ભાવ થાય છે.

**सुकन्या**– (वसंततिलका.)

હા હાય હાય શુભ કર્મ કર્યું ન આ મેં,<br>
થાશે વિનાશ સહુનો પણ આજ ઠામે;<br>
લીલાવતી ન લલિતા પણ પાસ મારી,<br>
કોને કહું અરર હાય દશા નઠારી.

(એમ બોલતાં બોલતી મૂર્છિત થઇને પડે છે એટલામાં લીલાવતી તથા લલિતા સંભ્રમથી પ્રવેશ કરે છે.)

**लीलावती**–અરે, આ શું સુકન્યાજ !! પ્રિયસખિ સુકન્યા, સુકન્યા ! (એમ કહી જાગૃત કરે છે.)

**ललिता**–ખરે ! આ તો મૂર્છા આવી ગઇ છે.

**लीलावती**–ત્યારે હવે શું કરશું ?

**ललिता**–આ પાસેના પાણીના ઝરામાંથી પાણીનો પડિયો ભરી લાવ. (એમ કહી સુકન્યાને ખોળામાં લેછે.)

**लीलावती**–(ઉતાવળથી પાણીનો પડિયો ભરી લાવી લલિતાને આપે છે.)

**ललीता**–(સુકન્યાના કપાળઉપર પાણી છાંટે છે.)

**લીલાવતી**–(કમળનાં પાનનો સુકન્યા ઉપર પંખો કરે છે.)

**સુકન્યા**–(જાગૃત થતાં થતાં ફરીને.)

(**વસંતતિલકા.**)

રે હાય હાય શુભ કર્મ કર્યું ન આ મેં,
થાશે વિનાશ સહુનો પણ આજ ઠામે;
લીલાવતી ન લલિતા પણ પાસ મારી,
કોને કહું અરરર હાય દશા નઠારી.

**લલીતા**–બેન સુકન્યા! હું લલિતા અને લીલાવતી તમારી પાસેજ છિયે.

**સુકન્યા**–(સારી પેઠે જાગૃત થઇને) પ્રિયબેનો! શું તમે અહિં આવ્યાં છો?

**લીલાવતી**–હા, પણ બેન! તમારી આ દશા થવાનું શું કારણ છે?

**સુકન્યા**–બેનો! મારા કર્મથી મારી આવી દશા થઈ છે.

**લલિતા**–તમારાં કર્મ તો સારાંજ છે.

**સુકન્યા**–નહિ નહિ, હું આ જન્મના કર્મવિષે કહું છું.

**લીલાવતી**–અમારાથી તમારૂં ગંભીર બોલવું સમજાતું નથી.

**સુકન્યા**–પ્રિયબેનો! હું આ આશ્રમમાં પિતાજીની સાથે આવીને, તરત નોખાંનોખાં સ્થળો જોવા લાગી. કેટલાંક મનોહર સ્થળો જોયા પછી હું અહિં આવી પોહોચી, ને આ (રાફડા તરફ આંગળી બતાવીને) રાફડાનાં ચળકતાં છિદ્રો જોઇ મારી મૂર્ખાઇનેલીધે તેમાં કાંટા ખોસ્યા. તેમાંથી મારા હીનભાગ્યને જણાવનારો આ લોહિનો પ્રવાહ પડે છે તે તેથીજ.

**લીલાવતી**–તેથી તમને શું પરાભવ છે.?

**સુકન્યા**–મુને એકને નહિ પણ મારાં આખાં કુટુંબને તેથી પરાભવ થશે એવો મુને ત્રાસ થાય છે.

**લલિતા**–તે કાંટા ખોસવાથી કોઇ કાંઇ બોલ્યું?

**સુકન્યા**–ના સખિ.

**લીલાવતી**–ત્યારે ચાલો આપણે પિતાજીપાસે જઇને આ વાત કરિયે. તે સર્વ ચિંતા કરતાં હશે.

**સુકન્યા**–ના, આવિષે નકી કર્યાવિના હું પિતાજી પાસે આવિશ નહિ.

**લલિતા**–ત્યારે શું કરશું?

**સુકન્યા**–આપણે ત્રણેય મળીને રાફડો દૂર કરી તેમાં કોણ છે, તે જોઇએ.

**લીલાવતી**– ત્યારે બહુ સારૂં, ચાલો તેમ કરિયે.

**સર્વે**–(રાફડો દૂર કરવા લાગતાં હાડપિંજર નજરે પડે છે, તેથી.)

**લલિતા**–પ્રિયસખિ! કાંઇ ભય પામશો નહિ. આ તો આપણે વૈધવિધાનો અભ્યાસ કરતાં હતાં તે સમયે શરીરના વિભાગો બતાવવા જેવું હાડપિંજર રાખ્યું હતું, તેવુંજ આ એક હાડપિંજર છે.

**લીલાવતી**–જો એમ હોય તો તો કાંઇજ ભય નથી.

**સુકન્યા**–(સૂક્ષ્મદૃષ્ટિથી નિરખીને મનમાં.)

**(વસંતતિલકા.)**

ધોળી જટા ભમર પાંપણ સાવ ધોળી,<br>
છે મૂછ દાઢી પણ તેમ બધીય ધોળી;<br>
આવ્યું તપોવનવિષે તપકાજ જાણે,<br>
વૃદ્ધત્વ, મૂર્ત્તિ ધરિને ઋષિની પ્રમાણે!!

(પ્રકાશમાં) બેનો! નકી આ કોઇ મહામુનિ છે. તપશ્ચર્યામાં તેનું માંસ અને લોહિ કીડિયો ચૂસી ગઇ છે, તેથી માત્ર પ્રાણ હાડપિંજરમાં રહેલ છે, એવું આ શ્વાસોશ્વાસ ઉપરથી જણાય છે. ખરેખર એને આંખમાં વાગવાથીજ મૂર્છા આવી ગઇ હશે.

**લલિતા**–(હાડપિંજરને નિહાળતાં) આપનું કેહેવું ખરૂં છે. શ્વાસ છે એમ મુને પણ હવે લાગે છે.

**સાવિત્રી**–માતા! સુકન્યા તો સર્વે વિષયમાં કુશળ જણાય છે.

**માલવી**–પુત્રિ! પૂર્વે તમ જેવી રાજકન્યાઓ સર્વ વિદ્યાનો અભ્યાસ કરતી.

**સુકન્યા**– બેન લલિતા! તું અહિંથી જા, ને આપણા પિતાજી પાસે જે વૈદ્ય છે તેને ઉતાવળે અહીં બોલાવી લાવ.

**લલિતા**– જેવી આજ્ઞા. (ઉતાવળથી નીકળી જાય છે.)

**સુકન્યા**– બેન લીલાવતિ! તમે આ પાસેના દ્રોમાંથી કમળો લઇ આવો, એટલે આપણે તેની શય્યા કરીને તેમાં આ મહાત્માને શયન કરાવિયે, અને હું પણ તેને મૂર્છામાંથી જાગૃત કરવામાટે ચંદનનાં પલ્લવો લઇ આવું. (જાય છે.)

---

## प्रवेश. २ जो.

સ્થળ—રાજતંબુ.

**राजा शर्याति अने तेनी राणी सुशीला.**

**शर्याति**–પ્રિયા! હું નથી ધારતો કે હવે મારા પ્રાણ રહે.

**सुशीला**–પ્રાણનાથ! મુને પણ આપના કહેવાપ્રમાણેજ વ્યથા થાય છે. આપણા વૈદ્યને પણ તેડતું માણસ આવ્યું હતું,

તેથી તે આપણને ઓસડ જમાડીને પ્રધાન પાસે ગયેલછે.

**શર્યાતિ**– તે હજી કેમ ન આવ્યા? તેનાં આપેલાં ઔષધનો કાંઇ ગુણ દેખાતો નથી. (એટલામાં વૈદ્ય પ્રવેશ કરે છે.)

**વૈદ્ય**–મહારાજનો જય થાઓ.

**શર્યાતિ**– વૈદ્યરાજ! આવ્યા કે? પ્રધાનને કેમ છે?

**વૈદ્ય**–મહારાજ! પ્રધાનને નહિ પણ આખી સેનાને કેમ છે, એમ પુછો.

**શર્યાતિ**–શું આખી સેના આ પીડાથી પીડાય છે?

**વૈદ્ય**–હા, મહારાજ! મને પણ એજ વ્યથા છે.

**શર્યાતિ**– એવિષે કાંઇ ઉપાય નથી?

**વૈદ્ય**–મહારાજ! ઉપાય તો ઘણાછે પણ દૈવનો કોપ હોય ત્યાં શું થાય?

(**શાર્દૂલવિક્રીડિત.**)

પાઈ ચંદ્રપ્રભા અનેક જનને પિત્તારિ પાયો બહુ,<br>
પાઈ ચંદ્રકળા સુશીતલ અને લીધા ઉપાયો સહુ;<br>
આખાં સૈન્યવિષે ન કોઇ જનને દેખાય શાંતિ થતી,<br>
તેથી થૈ નિરૂપાય હાય ગણવી દુર્લંધ્ય દૈવી ગતિ.

**શર્યાતિ**–ખરૂં છે. પ્રત્યેક માણસને એકજ દિવસે, એકજ સમયે, અને એકજ જાતિની પીડા પ્રાપ્ત થઇ, એ કોઇ દૈવી કોપજ; તેમાં વળી આપ જેવા આયુર્વેદના પારંગત વૈદ્યનો ઉપાય ન ચાલે, ત્યારે તો પછી જીવવાની પણ, આશા શાની? હવે તો સુકન્યા આવે તો માત્ર તેનું મુખ જોવાની આશા છે.

**સુશીલા**–મેં લીલાવતી તથા લલિતાને તરત તેડવા મોકલ્યાં છે, પણ એ તો હજી ન આવ્યાં.

अश्वपति– પ્રિય પ્રધાનો! પુરાતન રાજાઓને અકસ્માત્ કેવાં કેવાં દુઃખો આવી પડતાં તેનો આ એક દાખલો છે.

प्रधानो– મહારાજ! એવાઓનાં ચરિત્રોજ દુઃખના વખતમાં લોકોને ધારણા આપનારાં થઇ પડે છે.

सावित्री–માતા! સુકન્યાને હાડપિંજરનેમાટે પણ અત્યંત ખેદ થાય છે, ત્યારે આ આપત્તિને સાંભળીને તો તેના દુઃ-ખનો પારજ નહિ રહે.

मालवी– હોય છે, માણસઉપર આપત્તિ આવે છે. માણસનું એજ કામ છે કે આપત્તિને સામું થવું.

लीलावती–(પ્રવેશ કરીને મનમાં) જો કે હું વૈદ્યરાજને તેડ-વા તો આવી છું, પણ અહિં વૈદ્યવિના એક ઘડી પણ ચાલે તેમ નથી, માટે મારે એવિષે કાંઇ ન બોલવું એજ ઘટિત છે. (પ્રકાશ) માતાપિતા! હું હાજર છું. સુકન્યા, અહિંથી દૂર એક વડનું ઝાડ છે ત્યાં વનનો થાક ઉતાર-વામાટે લલીતા સાથે બેઠાં છે, તેવિષે સમાચાર આપવા આવી છું.

सुशीला– ભલે આવી બેન! ઉતાવળી ત્યાં જઇને તેને બોલાવી આવ. અહિં મહારાજા, હું અને આખું સૈન્ય, ઘડી બે ઘ-ડીનાં મેમાન છિયે.

लीलावती– આજ્ઞા માતાજી. (એમ કહી દોડી જાય છે.)

वैद्य–હું પણ બીજા ગ્રંથોમાં કોઇ ઉપાય હોય તે શોધી લાવું. (ઉઠે છે.)

शर्याति– હા ભલે, પધારો. (સુશીલાને) દેવિ! ચાલો આપણે એકાંતમાં બેશી આપત્તિને મટાડવા પરમેશ્વરની પ્રાર્થના કરિયે. (રાણી સહિત નીકળી જાય છે.)

## प्रवेश ३ जो.

સ્થળ—પર્ણકુટી.

**सुकन्या, च्यवनमुनि अने ललिता.**

**सुकन्या**–(ચ્યવનમુનિનાં હાડપિંજરનીઉપર ચંદનનાં પાનનો રસ સીંચતી અને કેળના પાનથી પંખો કરતી ઈશ્વરપ્રાર્થના કરે છે.)

(સીતાજીના મહીનાનો રાગ.)

જય કાળના કાળ કૃપાળ, મહેશ મૃત્યુંજય !
વૃદ્ધ આ મુનિરાજનો આજ, ભાંગો સઘળો ભય
મેંથી બાળપણે અપરાધ, થયો દીનનાથ આ;
ક્ષમા કરજો કૃપાળુ મહેશ, અંતરમાં ધરી દયા.
છોકરૂં તો કછોકરૂં થાય, કદાપિ કૃપાનિધિ!
પણ માતા કુમાતા ન થાય, એવી ન્યાયની વિધિ.
કદી ઉદરવિષે રહી બાળ, પ્રહાર પગે કરે;
પણ શું જનનીતણાં મનમાંહિ, જરા વાંક તે ઠરે?
નથી આપવિના આ વાર, આધાર ઉમાપતિ!
નથી આપવિના આ વાર, અમારી અવર ગતિ.
મારાં કર્મતણું ફળ આપ, મને આપજો ભલે;
પણ આ મુનિરાજની આજ, રૂડી કરજો વલે.
હું છું બાળક બુદ્ધિવિહીન, ઉમાનાથ ઈશ્વર,
માગું આ મુનિરાજનું આજ, કુશળ કરજો હર.
કૈંક પામ્યા પરમસુખ ઈશ, તમારા પ્રતાપથી;
તેમ શાંત થયા છે સહસ્ર, સંસારના તાપથી.
કૈંક રંક થયા મહારાજ, તમારા પ્રભાવથી;

ભવસાગરમાંથી તેમ, તર્યા કૈક ભાવથી.
કૈક પામ્યા આયુષ્ય અપાર, આશુતોષ આપથી;
કૈક મુક્ત થયા છે મહેશ! મોટા મોટા શાપથી.
થયા કૈક પરમ બળવાન, કૃપા આપની થતાં;
હીનભાગ્ય અભણ અડબોથ, અર્તિદીન જે હતા.
થયા અમર જનો પણ કૈક, ભજી ભાવે આપને;
આધિ વ્યાધિ ઉપાધિના તેમ, તજી સહુ તાપને.
થયા રૂપ અને વયવાન, ઘણા જન જીવતાં;
નીલકંઠ પ્રણતપ્રતિપાળ! કૃપા આપની થતાં.
તેમ આ વાર રાખશો લાજ, આશા એમ છે મને;
વિશ્વનાથ વદું શું વિશેષ, અંતરયામિ આપને.
હુમાં વિનય વિવેક વિચાર, ગુણો જ્ઞાન છે નહીં;
પણ દીનદયાળ ઉદાર, કૃપા કરજો અહીં.
નહિ તો જીવિતનોરે સંદેહ, જરૂર ઈશ જાણશો;
એજ વાતવિષે અંદેશ, અવર નહિ માનશો.

(હૃદય ભરાઇ આવવાથી આંસુ આવી જાય છે તેને વસ્ત્રના છેડાથી લુવે છે.)

**સાવિત્રી**–માતાજી! હું જાણું છું કે સુકન્યાની આ કરૂણાજનક પ્રાર્થના પરમેશ્વર નિષ્ફળ નહિ કરે.

**માલવી**–ખરૂં, તમારી કલ્પના ખોટી નથી.

**લલિતા**–(આશ્ચર્ય અને આનંદથી) બેન સુકન્યા! જરા નીરખીને જુવો તો ખરાં. આ મુનિરાજને સંજ્ઞા આવતી હોય એમ જણાય છે.

**સુકન્યા**–(ઈશ્વરનો આભાર માનતી અત્યાનંદથી જુવે છે.)

**च्यवन**–(સંજ્ઞા આવવાથી ધીરેધીરે કમળની પથારીમાં બેઠા થઇને થોડીવારે) મુને મહાવ્યથા કરી, આ અંધાપો આપનાર કોણ હતું? ને આ અતિશીતલ ઉપચારો કરી, મારી મહાવ્યથા શાંત થવા તથા મારૂં રક્ષણ કરવા, મધુર સ્વરે પરમેશ્વરની પ્રાર્થના કરનાર કોણ છે?

**सुकन्या**–મુનિરાજ! આપનું અજાણ્યું નથી, કે વિવસ્વાન્ મનુના પુત્ર રાજા શર્યાતિ હાલમાં ચક્રવર્તિ છે.

**च्यवन**– હા, તે હું જાણું છું.

**सुकन्या**– તેમને આજસુધી પુત્રપ્રાપ્તિ તો થઇ નથી, પણ આ મંદભાગ્યવાળી પુત્રીએ તેથી જન્મ લીધો છે, અને એ દયાળુ માતાપિતાએ તેને પુત્ર કરતાં અધિક લાલન-પાલન કરી મોટી કરી છે.

**च्यवन**–હા, તે પણ મારૂં અજાણ્યું નથી.

**सुकन्या**–'પુત્રીને અતિ લાડ લડાવ્યેથી સારો પરિણામ નથી.' એવી લોકોક્તિ શું ખોટી છે? તેજપ્રમાણે તેજ હું જે દયાળુ માતાપિતાએ પુત્રતુલ્ય પાલનપોષણ કરી મોટી કરી તેજ પોતાનાં પવિત્ર માતાપિતાને, મોટી આપત્તિમાં ઉતારનાર સુકન્યા આપને અંધાપો આપી મહાવ્યથા ઉપજાવનાર છું.

**च्यवन**–(મનમાં) રાજકન્યા બાળક છતાં ઘણી ચતુર છે, (પ્રકાશમાં) તેમ કરવાનું તમારે કાંઇ કારણ હતું?

**सुकन्या**– નહિ મુનિરાજ! મેં માત્ર રાફડામાં ચળકાટ જોઇ બાળબુદ્ધિથી કાંટા ખોશ્યા. હું એમ પણ નોતી જાણતી

કે આમાં કોઇ પ્રાણી હશે. જ્યારે તેમાંથી લોહી પડવા માંડયું ત્યારે મુને પશ્ચાત્તાપ થયો.

**च्यवन**–(મનમાં) આ નિર્દોષ માણસને શું શાપ આપવો? (પ્રકાશમાં) ત્યારે આ સર્વ શાંતિના ઉપાયો તમેજ કર્યા કે શું?

**सुकन्या**–(કાંઇ પણ બોલ્યાવગર પૃથ્વી ખોતરતાં બેસી રહે છે.)

**सावित्री**–માતા! કેવી સુકન્યાની સુજનતા? પોતાથી થયેલો અપરાધ નિઃશંકપણે કહી આપ્યો, પરંતુ સુખશાંતિનો ઉપચાર પોતે કરેલો છે છતાં નમ્રતાથી કેહેતાં નથી. ધન્ય છે!

**ललिता**–હા મુનિરાજ! એ અમારી પ્રિયસખિયેજ સર્વે શાંતિના ઉપાયો કર્યા છે.

**च्यवन**–પ્રથમના અપરાધને માટે હું મારા પ્રારબ્ધને દોષ દઉં છું, અને પછવાડેથી કરેલા શાંતિના ઉપાયોથી તો હું પ્રસન્ન થયો છું, માટે જે વરદાન માગવું હોય તે માગો.

**सुकन्या**–મુનિરાજ! હું એજ વરદાન માગું છું, કે મારાથી થયેલાં દુષ્ટ કૃત્યવડે મારાં માતાપિતા અને કુટુંબ પરિવાર આદિ કોઇને કોઇ પણ પ્રકારનો પરાભવ ન થતાં, માત્ર મુનેજ જે થવાનું હોય તે થાય તેવો આપની ઇચ્છામાં આવે તે શાપ આપો. એ અમાપ પાપથી થતા તાપની શાંતિ આપના શાપરૂપ અમૃતના ઝરામાં પડયાવિના નહિ થાય.

**अश्वपति**–(મનમાં) હે સુકન્યા પોતાના રક્ષણની વાત પડતી મેલી માતાપિતાનું રક્ષણ કરવાને ઇચ્છે છે માટે બાળક અવસ્થા છતાં આ તારી મતિને ધન્ય છે.

**सावित्री**–ખરે, સુકન્યાએ પોતાની દીનતા અને સરલતાથી મુનિનો અનુગ્રહ મેળવ્યો.

**च्यवन**– સુકન્યા! કોમળ માલતીને કોઈ જેમ અગ્નિથી બાળવા ઇચ્છે નહીં તેમ તમને શાપ દેવાને ઇચ્છતો નથી. પણ તેની સાથે વિશેષ એટલું કહું છું, કે મને કરેલી વ્યથાનેલીધે તમારાં કુટુંબને જે દુ:ખ થયું છે, તેથી વધારે દુ:ખ કે પરાભવ હવે પછી થશે નહિ.

**लीलावती**–(ઉતાવળથી પ્રવેશ કરીને) સખિ સુકન્યા, સુકન્યા! તરત ચાલો, આપણાં માતાપિતા તમને બોલાવે છે.

**सुकन्या**– તમને વૈદ્યરાજને બોલાવવા મોકલ્યાં હતાં, ને એકલાં કેમ આવ્યા?

**लीलावती**– વૈદ્યરાજથી અહીં અવાય તેમ નથી.

**सुकन्या**–કેમ?

**लीलावती**–(સુકન્યાના કાનમાં કાંઇ કહે છે.)

**सुकन्या**–(મનમાં) મારા કરેલ કર્મનું ઝેરી ઝાડ ફળી ચુકું ધિ:કાર છે હું દુષ્ટ કર્મ કરનારીને કે જે હું પરિવાર સહિત માતાપિના પ્રાણ જવાના કારણરૂપ થઇ પડી.

**च्यवन**– એ શું કહે છે?

**सुकन्या**–(પશ્ચાત્તાપસહિત આંસુ પાડતાં) મુનિરાજ! એ કહે છે, કે મારાં માતાપિતા અને આખી સેના ઘડી બે ઘડીનાં મેમાન છે. આપ શાપ ન આપો તો પણ આવા ઉગ્ર પાપનું ફળ મળ્યાવગર કેમ રહે? ધિ:કાર છે આ જન્મને અને જીવિતને, કે જેનાં કૃત્યથી પવિત્ર માતાપિતાને પ્રાણત્યાગ કરવાનો સમય આવ્યો. (આંસુ પાડે છે.)

**च्यवन**–રાજપુત્રિ! એ સર્વ વાત મારા વરદાનની અગાઉની

છે, હવે તેને કાંઇજ નથી. જો તમને સંશય રેહેતો હોય તો નજરે જોઇ નિશ્ચય કરો.

**सुकन्या**–કૃપાળુ મુનિરાજ! આપનાં વચનથી મુને વિશ્વાસ છે. (લીલાવતીને) જા બેન! મહામુનિના અનુગ્રહથી ત્યાં સર્વ ઉત્પાત હવે શાંત થયો હશે, માટે વૈદ્યને બોલાવી લાવ.

**च्यवन**–અહિં વૈદ્યને શું કરવા બોલાવો છો?

**सुकन्या**–આપની આંખોના ઉપાય માટે.

**च्यवन**–રાજકન્યા! એ આશા તમારી ખોટી છે. આંખમાં કાંઇ પણ રોગ થયો હોય તો વૈદ્યના ઉપાયો ચાલે, પણ જે આંખ ફૂટી ગઇ તેનો ઉપાય શો? પૃથ્વીમાં તો એવો વૈદ્ય હોયજ નહિ, બાકી દેવવૈદ્યની તો વાતજ નહિ.

**सुकन्या**–મુનિરાજ! જો મારા દેહમાં પ્રાણ છે, તો દેવવૈદ્યની ઉપર તપ કરી, આપને મારાથી થયેલી વ્યથાને શાંત કરાવીશ.

**च्यवन**–એવા તમારા ઉત્તમ વિચારનેલીધે તમે સર્વ કરી ચૂકાં એમ હું માનું છું. તમારા જેવી ઉદાર વિચારની રાજકન્યાઓ ઘણી વિરલ છે, ઈશ્વર આવા તમારા દયાળુ સ્વભાવ સામું જોઇ તમારૂં કલ્યાણ કરો.

**सुकन्या**– મુનિરાજ! આપ એમ ગણો છો, કે જે હું બોલું છું તે માત્ર બોલવાનોજ વિવેક છે?

**च्यवन**– નહિ નહિ, રાજપુત્રિ! તમે જે કહો છો તે ખરા અંતઃકરણથી કહો છો. પણ જેને તમેજ માત્ર સંતાન છો, એવાં તમારાં માતાપિતા, આવી અવસ્થામાં આ સમયે તમને રજા આપે, ને તમે આવાં કોમળ અંગથી તપ કરી શકો, ને તેથી દેવવૈદ્યો પ્રસન્ન થાય, એ ઘણું અસંભવિત છે.

**सुकन्या**–મુનિરાજ! જે સમયે આ રાફડામાંથી લોહી વેહેવા માંડયું, તેજ સમયે મેં સંકલ્પ કર્યો હતો કે, જો એમાં કોઇ પ્રાણી હોય તો બને તેટલું યત્ન કરી તેની વ્યથા શાંત કરવી; પણ રાફડો દૂર કરતાં આપનાં દર્શન થયાં, ત્યારથી તો આપની યાવજ્જીવિત સેવા કરવી એમ મેં સિદ્ધાંત કરેલ છે. આ મારા જે હાથથી આપની સેવા બની છે, તે હાથ બીજાની સેવા કરનાર નથી. મેં આપને જે મહાવ્યથા કરી છે તેનો પરિતાપ તો મને શાંત થવાનોજ નથી; પણ માત્ર આપની સેવામાંજ જીવિત નિર્ગમન કરી પાપનો ક્ષય કરવા ઇચ્છું છું.

**च्यवन**–રાજપુત્રિ! એ તમારો વિચાર ઘણીજ ટુંકી નજરનો છે. જે સમયથી મેં તમારાં મધુર વચન સાંભળ્યાં, તે સમયથીજ મારો રોષ શાંત થઇ ગયો છે. જેમાં મારે રોષ નહિ, તેમાં તમારે પાપ પણ શાનું? માટે તે વિચાર દૂર કરી તમે તમારાં માતાપિતા પાસે જાઓ.

**सुकन्या**–મુનિરાજ! આપે એવિષે કાંઇ પણ મુને કેહેવું નહિ. હું આપની સેવાને છોડી ક્યાંઇ જવાની નથી. મેં આપને દૃષ્ટિવિનાના કર્યા છે, તો હું આપની દૃષ્ટિરૂપ થઇ અહિં રહીશ. એટલુંજ નહિ પણ હવે ફરીથી એવિષે આપનું વિરૂદ્ધ વચન ન સાંભળવા, આ લોકસાક્ષી સૂર્યદેવની સાક્ષીએ આપને હું મન-વચન-કર્મથી પ્રાણપતિ કરૂં છું. (એમ કહી પોતાનો હાર મુનિને પેહેરાવે છે.)

**सावित्री**–(મનમાં) ખરે, સુકન્યા તો એક રાજકન્યામાં શિરોમણિ.

**अश्वपति**–(મનમાં) દેવી માલવીની રચના ઘણી ચમત્કારિક છે.

**च्यवन**–(મનમાં) અરે, રાજકન્યાએ ઘણું કઠણ કામ કર્યું! (પ્રકાશ.) રાજપુત્રી! તમારા આગ્રહ આગળ હું નિરૂપાય છું. આ ઉત્તમ ગુણથી હું પ્રસન્ન થયો છું, માટે હવે કાંઇ વરદાન માગો.

**सुकन्या**– પ્રાણનાથ! આપની વ્યથા દૂર કર્યાવગર હું બીજું વરદાન ઇચ્છતી નથી. મારાં માતા અને પિતાને જીવતાં રાખ્યાં એ કાંઇ ઓછું વરદાન નથી..

**सुकन्या**–(લીલાવતી અને લલિતા સામું જોઇને) પ્રિય સખિયો! તમે ત્યાં જઇને માતાપિતાને આ સારા સમાચાર કહો.

**लीलावती तथा ललिता**– જેવી આજ્ઞા. (નીકળી જાય છે.)

**च्यवन**– રાજપુત્રિ! તમે એક મારીઉપર ઉપકારનો ભાર મેલી દીધો છે.

**सुकन्या**–પ્રાણનાથ! ઉપકારનો ભાર તો આપેં મારીઉપર મેલી દીધો છે, કે આવી અપરાધીને પણ શાપ ન દેતાં પોતાની જીવિત સુધીની દાસી થવાનું અંગીકાર કર્યું. પ્રાણનાથ! વારંવાર શું કહું? પણ મારા તરફથી આવી મહાવ્યથા આપને થઇ તેનો પશ્ચાત્તાપ મારા મનમાંથી ખસતો નથી.

**च्यवन**– હવે તે પશ્ચાત્તાપ તમે મેલી દો.

**सुकन्या**– તે મારે સ્વાધીન નથી.

**च्यवन**–રાજપુત્રિ! તમારૂં અજાણ્યું નથી, કે માણસને સુખદુઃખ મળવાનો આધાર પૂર્વજન્મનાં કર્મઉપર છે.

**सुकन्या**–હા, તે વાત ખરી.
**च्यवन**– સાંભળો ત્યારે,–આ માણસ પૂર્વજન્મમાં શીખી દેશના રાજા રાજસિંહનો પરમ મિત્ર હતો.
**सुकन्या**–પછી?
**च्यवन**–એ રાજા આ માણસને પ્રાણતુલ્ય ગણતો, તેમજ તેની ધર્મપત્ની ચંદ્રકળા પણ તેને પોતાનો ધર્મનો ભાઈ ગણતી. એ સમયે આપણાં શાસ્ત્રમાં લખેલાં ઉત્તમ કૃત્યો કરવામાં કાંઇ ઓછ રાખી ન હતી. આ ઉત્તમ મુનિકુલમાં જન્મ થયો તે તેથીજ.
**सुकन्या**–થોડા પુણ્યથી કાંઇ સારા કુળમાં જન્મ આવતો નથી.
**च्यवन**–એક દિવસ કોઇ પાપના કે શાપના યોગથી તેની પવિત્ર ચંદ્રકળા તરફ આ માણસે નઠારી નજરે જોવાયું હતું, ને તેવિષે તે રાજા કે રાજપત્ની કાંઇ જાણતાં ન હતાં, માત્ર એક મનજ સાક્ષી હતું. રાજપુત્રિ! માણસ દુષ્ટ કામ કરવા ટાણે એમ જાણે છે કે, આ એકાંતમાં જે થાય છે તે કોણ જાણે છે? પણ તે તેની ભૂલ છે. પૃથ્વી, જળ, આકાશ, વાયુ, સૂર્ય, ચંદ્ર, રાત્રિ, દિવસ અને સંધ્યાઓ, એ સહુએ માણસોનાં સારાં-નરતાં કર્મ જોયા કરે છે. પરમ વિશ્વાસી રાજા રાજસિંહ અને પરમ પવિત્ર ચરિત્રવાળી તેની રાણી ચંદ્રકળાનો નિઃસીમ સ્નેહ, અત્યંત વિશ્વાસ અને પવિત્ર પ્રેમનીઉપર નજર ન કરતાં એ બેયનો વિશ્વાસઘાત કરી, જે આ પાપી નેત્રોએ પોતાની પાપી ચાલ એકવાર પણ ચલાવી હતી, તે ઓછું પાપ ન હતું. એ પાપની મહત્તાવિષે શું કહું? આ માણસે તરત તે જન્મ-

માં પસ્તાવો કરી અનેક દેવાલયોનાં, અનેક દેવોનાં અને અનેક પવિત્ર તીર્થોનાં દર્શન કર્યાં હતાં, અને ત્યારપછી મુનિકુલમાં જન્મ લઇ માત્ર ગુરૂકુલમાં વિદ્યાભ્યાસ કર્યા પછી તરતજ આ તપોવનમાં તપનો આરંભ કર્યો તે તપની સ્થિતિવિષે તો તમે પણ અજાણ્યાં નથી.

**सुकन्या**–હા, પ્રાણનાથ! માથે રાફડો ચડયો અને ઝાડ ઉગી ગયાં, એટલેસુધી સ્થિતિ મારી નજરે મેં જોઇ છે.

**च्यवन**–રાજપુત્રિ! આ તપ કરતાં બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્રનાં સાક્ષાત્ દર્શન પણ એકવાર આ નેત્રોએ કર્યાં હતાં, તો પણ તેને છેવટ તેનાં કર્મનો દંડ થયાવગર છુટકો નહોતો, જે તમારા હાથથી થયો.

**सावित्री**–માતા! આ નાટકમાં તો આપે નીતિ અને જ્ઞાનનો ભંડાર ભર્યો છે.

**अश्वपति**–દેવિ! પવિત્ર પુત્રી સાવિત્રીનું બોલાવું યથાર્થ છે.

**मालवी**–એ સર્વ આપની કૃપાનો પ્રભાવ છે.

**शत्रुशल्य**–મહારાજ! આપના ઉપકાર તો અપાર છે, પરંતુ આ નાટક દેખાડવાનો ઉપકાર તો જૂદીજ રીતિનો થયો છે.

**च्यवन**–રાજપુત્રિ! વિચારો, કે જેણે જે કર્મ કર્યું હતું, તેને તેનું ફળ ઈશ્વર તરફથી મળ્યું, તેમાં તમારે પરિતાપ કરવાનું શું છે?

**सुकन्या**–પ્રાણનાથ! આપનું કહેવું ખરૂં છે, પણ મારા હાથથી જે કામ થયું તેવિષેનો પરિતાપ શાંત થવો એ તો આ આપની વ્યથા શાંત થાય ત્યારેજ થાય. આનેમાટે ઉત્ત-

મ ઉપાય એજ છે, કે આપ રજા આપો તો હું દેવવૈદ્ય-ઉપર તપ કરૂં.

**च्यवन**– જ્યારે તમારે એમજ છે ત્યારે તેમ થવામાં હું રાજી છું. પણ લલિતા અને લીલાવતીને ગયે ઘણી વાર થઇ, તો પણ તમારાં માતાપિતાના કેમ કાંઇ સમાચાર ન આવ્યા?

**सुकन्या**–(પાછુ વાળી જોઇને) પ્રાણનાથ! મારાં માતા અને પિતા પોતાના પરિવારસહિત પગપાળાં આપની પાસે આવેછે. આજ્ઞા હોય તો હું થોડેક સામી જાઉં?

**च्यवन**– હા, સુખેથી જાઓ.

**सुकन्या**–(સામાં જાય છે તેટલામાં રાજા શર્યાતિ તથા તેની રાણી સુશીલા, લીલાવતી અને લલિતાસહિત પ્રવેશ કરે છે.)

**शर्याति**–મુનિરાજ! હું રાજા શર્યાતિ આપને પ્રણામ કરૂં છું.

**सुशीला**–મુનિરાજ! હું એ મહારાજાધિરાજની ધર્મપત્ની આપને પ્રણામ કરૂં છું.

**च्यवन**– આપ બેયનો જય થાઓ.

**सुकन्या**–માયાળુ માતાજી અને પવિત્ર પિતાજી! હું આપને પ્રણામ કરૂં છું.

**शर्याति तथा सुशीला** –પવિત્ર પુત્રિ! ઈશ્વર તમારાં પવિત્ર ચરિત્ર સામુ જોઇ તમારા સર્વ મનોરથ સિદ્ધ કરે. આ સમયે અમારાં જીવિતનું રક્ષણ કરનાર પણ તમારૂં ચરિત્રજ છે.

**सुकन्या**–માતાપિતા! આપની પુણ્યાઇ એજ આપનું રક્ષણ કરનાર છે.

**सुशीला**–પુત્રિ! તમારી સખિયોના કેહેવાથી સર્વ વૃત્તાન્ત સાંભળી અમે અતિ આનન્દ પામ્યાં છિયે.

**सुकन्या**–માતા! હું આપનાં આવાં વચન સાંભળી ઈશ્વરની આભારી થઇ છું.

**सुशीला**–પુત્રિ! હવે તમને કાંઇપણ શીખામણ દેવી પડે તેમ નથી, તોપણ મારા ધર્મપ્રમાણે મારે થોડાં વચન સંભળાવવાનો વિચાર છે.

**सुकन्या**–માતા! હું એથી આપનો મોટો ઉપકાર માનીશ.

**सुशीला**–(લલિતા તથા લીલાવતીને)પુત્રિઓ! આ સદુપદેશ-ની થોડીએક કડીઓ સુકન્યામાટે લખેલી છે, તે તમેજ તેને સંભળાવો.

**ललिता तथा लीलावती**–જેવી માતાજીની આજ્ઞા. (ગાય છે.)

(ઓધવજીના મહીનાનો ઢાળ.)

પુત્રી! પુણ્યતણો મારગ એ માનવો,
જેથી વિશ્વવિષે યશ શ્રેષ્ઠ પમાય જો;
ઐહિક આમુષ્મિક કલ્યાણ વધે વળી,
સંસારવિષે સર્વોત્તમ સુખ થાય જો. પુત્રી૦
સ્વામીને સુખ સર્વ પ્રકારે આપવું,
ચાલી ચોંપે સદાચરણને પંથ જો;
ડરવું દુર્ગુણથી નિશદિન ડાહ્યાં થઇ,
જેથી ક્રોધ કરે નહિ કદિયે કંથ જો. પુત્રી૦
પત્નીએ પતિનાં વચનોને પાળવાં,
હોય હજાર ભલે ભારે શુભ કામ જો;

કરવી સેવા ઈશ્વરના સરખી સદા,
તન, મન ને વાણીથી આઠે યામ જો. પુત્રી૦
નારીના ઈશ્વર તો નિશ્ચે નાથ છે,
નિશદિન એ સઘળાં સુખના કરનાર જો;
એ નિગમાગમથી મનમાં જાણી લઇ,
રાજી કરવા યોજી સર્વ પ્રકાર જો. પુત્રી૦
જપ-તપ આદિ વ્રત કરવાની ના નથી,
ઈશ્વરપૂજન પણ કરવાની છૂટ જો;
પણ તે સર્વ પતિના પ્રેમવડે ફળે,
માટે મેળવવો એ પ્રેમ અખૂટ જો. પુત્રી૦
શોભા સૌભાગ્યવિના અન્ય ન ઇચ્છવી,
શીલતણું શુભ ભૂષણ ધરવું અંગ જો;
પ્રૌઢપણાંનાં અનુપમ વસ્ત્રો પેરવાં,
સદ્ગુણનો કરવો સાચો સત્સંગ જો. પુત્રી૦
ક્રોધ, કામ, મદ, મોહ, લોભને જીતવા,
નહિ તો તે પીડે છે નિત્ય અપાર જો;
શમદમની સાંકળથી મનને બાંધવું,
કરવો સફળ સદાચરણે સંસાર જો. પુત્રી૦
લાજ અને મર્યાદા સખિયો લેખવી,
અવર જનોનું નારીને નહિ કામ જો;
વિનય-વિવેકવડે વાણી શણગારવી,
વૃથા વાદનું લેવું ન કદી નામ જો. પુત્રી૦
પોતાનું ડાપણ પણ નહિ પરખાવવું,
કરવું નહિ કુલજાતિતણું અભિમાન જો;

ધૈર્ય ધરી સુખદુઃખે સમતા સાચવી,
પ્રેમે પતિપદકેરૂં ધરવું ધ્યાન જો. પુત્રી૦
સુજ્ઞજનો આપણને જેમ હસે નહિ,
દુર્જન પણ નિંદે નહિ જનમાં જેમ જો;
નિજનું નામ અમર નર-નારીમાં રહે,
ઉદય થાય આપણનો કરવું એમ જો. પુત્રી૦
શ્રીહરિમાં ને પતિમાં ફેર કશો નથી,
અંતરમાં અનુભવથી સમજી એમ જો;
પ્રેમ વધે નિર્મળ પોતાના નાથનો,
પ્રતિદિન કરવા કોડ ઉપાયો તેમ જો. પુત્રી૦

**सुकन्या**–(મનમાં) માતાવિના આવો ઉપદેશ કોણ આપે. (પ્રકાશ) માતા! આપે આમાં જે જે હિતોપદેશ મુને કર્યા છે, તેજપ્રમાણે વર્તવા હું ચૂકીશ નહિ, માટે તેવિષે ચિંતા કરશો નહિ.

**सुशीला** પુત્રિ! તમારાં જેવાંને તેમજ ઘટે છે.

**शर्याति**–પુત્રિ! જો કે તમારો વિયોગ થવો મુને ગમતો નથી, તોપણ તમારા સરખો સ્નેહ જે મેં પ્રજાપ્રત્યે રાખ્યો છે તેજ સ્નેહ મને તેનીકોર ખેંચે છે.

**सुकन्या**–પિતાજી! આપ આનંદથી પુત્રતુલ્ય પ્રજાની સંભાળ લેવા સિધાવો, અને મારાવિષે આપ કશી ચિંતા ન કરો.

**शर्याति**–પુત્રિ!આ મહામુનિના પ્રભાવથી તમારાવિષે કાંઇ ચિંતાજ નથી. (મુનિને) મુનિરાજ! (એટલું કેહેતાં આસું આવી જવાથી અને કંઠ ગદગદ થઇ જવાથી બોલી શકતા નથી).

**अश्वपति**–(મનમાં) ગમે તેવું ધીર માણસ હોય, તોપણ પોતાની પ્રિય પ્રજાથી જૂદાં પડતાં તેની ધિરજ રેહેતી નથી

**सावित्री**–(મનમાં) પવિત્ર માતાપિતાનો સ્નેહ પોતાનાં સંતાન ઉપર કાંઇ અલૌકિકજ હોય છે.

**सुशीला**–મુનિરાજ! એમનું વક્તવ્ય એજ છે, કે આ પુત્રી સુકન્યા હવે આપને ભળે છે. તેનાં બાળપણાનેલીધે જ કાંઇ અપરાધ થાય તે આપ આપની દયાળુતાથી ક્ષમા કરશો.

**च्यवन**–દેવી! એવિષે તમારે તથા મહારાજાએ કાંઇજ ચિંતા રાખવી નહિ.

**शर्याति**–મહાનુભાવ મુનિરાજ! આપ સર્વજ્ઞ છો એટલે આપને કાંઇ કેહેવું પડે તેમ નથી, તોપણ ટુંકામાં એટલુંજ કહું છું, કે અમારા બહારના પ્રાણને આપની સેવામાં રાખી હું હવે છેલ્લા પ્રણામ કરૂં છું.

**च्यवन**–મહારાજ! તે સર્વ મારૂં અજાણ્યું નથી. તમે આનંદથી પધારો અને તમારો માર્ગ કલ્યાણરૂપ થાઓ.

**शर्याति तथा सुशीला**–(પ્રણામ કરી ચાલવા માંડે છે.)

**सुकन्या**–(વિનયથી તેને વળાવા જાય છે.)

**लीलावती**–પ્રિયસખિ! આવો મળી લહિએ. (મળે છે.)

**ललिता**–(મળતાં) પાછાં તો હવે ઈશ્વર મેળવશે ત્યારે મળશું. (મળે છે)

**सुकन्या**–મારી પ્રિયસખિઓ! તમે-મારી સેવા કર્યામાં કાંઇ ન્યૂનતા રાખી નથી, તેવિષે હું તમારો ઉપકાર ભુલનાર નથી.

**लीलावती**–પ્રિયસખિ! એ તો અમારો ધર્મ છે, એમાં ઉપકાર શાનો?

**सुकन्या**–પ્રિય બેનો! મારાં માતાપિતાને જેમ મારાથી નોખ

થવાનું દુઃખ હૃદયમાં ન આવે, તેમ કરવા તમે યત્ન કરજો.

**લલિતા**–એવિષે કાંઇ ચિંતા ન કરવી.

**સુકન્યા**–(પાસે જઇને) માયાળુ માતાપિતા ! આ મારી બેય સખિયો હવે આપને ભળે છે.

**સુશીલા**–(પાછાં ફરીને) બેન ! તમે હજી શામાટે ચાલ્યાં આવો છો ? આશ્રમથી છેટું પડે છે માટે ઉભાં રહો.

**સુકન્યા**–માતા ! મારી સખિયોની ભળામણ (એમ અરધું બોલતાં આંસુ આવી જાય છે.)

**શર્યાતિ**–એ બેય તારાથી કાંઇ ઓછાં નથી.

**સુશીલા**–પુત્રિ ! એવિષે કાંઇ ચિંતા કરીશ નહિ.

**સુકન્યા**–માતાજી ! એ બેયના યોગ્ય ગુણવાન્ કુલીન પતિસાથે વિવાહ કરી, એ આનંદના સમાચાર મુને કેહેવરાવજો.

**સુશીલા**–એ ઉત્સવ કાંઇ તમારાવિના નહીં થાય.

**શર્યાતિ**–(આંસુ લાવતાં) પુત્રિ ! તમે બહુ દૂર આવ્યાં છો, મુનિરાજ અપંગ છે, માટે રોકાઇ જાઓ.

**સુકન્યા**–(આજ્ઞા માની વૃક્ષની છાયામાં ઉભાં રહે છે.)

**સુશીલા**–(આસું લાવતાં) પુત્રિ ! છેલ્લી શીખામણ એ છે, કે એ મુનિને ઈશ્વર ગણી મન-વચન-કર્મથી તેની સેવા કરવી.

**સુકન્યા**–એ આપની અમૂલ્ય આજ્ઞા કદી ભુલીશ નહિ.

**શર્યાતિ**–પુત્રિ ! ઘણે દૂર આવ્યાં છો, માટે પાછાં વળો એટલે અમે અહીંથી ચાલિયે.

**સુકન્યા**–હવે હું છેલ્લા પ્રણામ કરૂં છું. (પ્રણામ કરીને જાય છે.)

**લીલાવતી તથા લલિતા**–(સુકન્યાની કોર જોઇ ઉભાં થઇ રહે છે.)

**શર્યાતિ**–પુત્રિ લીલાવતિ, પુત્રિ લલિતા ! સુકન્યા પોતાને આશ્રમે ગયાં માટે ચાલો હવે આપણે પણ જઇએ.

**લીલાવતી તથા લલિતા**–(આંખમાં આંસુ આવવાથી બોલી શકતાં નથી.)

**માલતી અને માધવી**–(મનમાં આંસુસહિત) સાવિત્રીથી જૂદાં થતાં આપણે પણ આવુંજ દુઃખ થવાનું છે.

**સુશીલા**–(લલિતાની તથા લીલાવતીની આંખમાંથી આંસુ લુતાં) પુત્રિયો ! શું આ ખેદ કરવાનો સમય છે ?

**લીલાવતી**–(હીબકાં ભરતાં) શું કરિયે માતા ! સુકન્યાને મુકી અમારા પગ ઉપડતા નથી. જો આપ આજ્ઞા આપો તો અમે પણ એની સાથે આ આશ્રમમાં રહિયે.

**શર્યાતિ**–(આંસુલાવી ધીરજથી) એમ થાય નહિ; હમણાં આપણે શુભ પ્રસંગે સુકન્યાને તેના પતિસહિત આપણે નગર તેડાવશું માટે ચાલો.

**લીલાવતી તથા લલિતા**–(નિસાસો મૂકીને) ઠીક ત્યારે નિરૂપાય. (એમ કહી ચાલવા માંડે છે, ને રાજા રાણિસહિત નીકળી જાય છે.)

પાછળ છે તે કરી લઉં, એટલામાં દેવ પણ આવશે. મારા પ્રાણનાથનું વાક્ય ખોટું ન હોય. (એમ કહી હોમ કરી પ્રદક્ષિણા કરી અને પોતાના પ્રાણનાથને પ્રણામ કરીને) પ્રાણનાથ! પ્રાણનાથ! (એમ કહી બોલાવે છે અને મુનિ બોલતા નથી, તેથી મનમાં) મને બેચાર દિવસઉપર કહેતા હતા, કે 'મારે સમાધિ કરવી છે,' માટે આ સમાધિ કરી હોય એમ લાગે છે. ઠીક, ત્યારે સમાધિમાંથી ઉઠશે ત્યારે વાત. (એમ કહી અગ્નિકુંડ પાસે બેસે છે, એટલામાં આ-કાશમાંથી માયાના દેવવૈદ્યો ઉતરી આવે છે.)

**પેહેલો**—રાજપુત્રિ!

**સુકન્યા**—(વાંસો વાળીને મનમાં) અરે આ કોણ હશે!? આકા-શમાંથી ઉતર્યા છે તેથી દેવ હશે, પણ મને રાજપુત્રી શું કરવા કહે? મારૂં અંતઃકરણ તે પ્રત્યે કાંઇ ભાવ નથી કરતું.

**બીજો**—રાજપુત્રિ! અમે તમને વરદાન દેવાને આવ્યા છિયે ને તમે કેમ અમારો અનાદર કરો છો?

**સુકન્યા**—(મનમાં) તેઓ કોણછે તે જાણ્યાવગર તેઓની સામું જોવું નહિ. (પ્રકાશમાં) આપ કોણ દેવ છો?

**પેહેલો**—તમે વર્ષ એકથી કોની ઉપાસના કરો છો?

**સુકન્યા**—હું તો દેવતાના વૈદ્ય અશ્વિનીકુમારની ઉપાસના કરૂંછું.

**બીજો**—ત્યારે તેજ અમે છિયે.

**સુકન્યા**—(મનમાં) જો દેવવૈદ્ય હશે તો મારા પ્રાણનાથે જે જે લક્ષણો તેમાં કહ્યાં છે તે હશેજ. (દેવવૈદ્ય સામું જોઇને) સર્વે લક્ષણો તો દેવનાંજ છે. (પ્રકાશમાં) દેવવૈદ્યો! હું તમને પ્રણામ કરૂં છું.

પેહેલો–રાજપુત્રિ! સુખી થજો. તમારે જે વરદાન માગવું હોય તે માગો.

સુકન્યા–વરદાન એજ, કે આ મારા પ્રાણનાથને નેત્ર નથી તે તેને પ્રાપ્ત થાય.

બીજો–(મુનિ સામું જોઇ ખડખડ હસીને) રાજપુત્રિ! એ જરાજીર્ણ હાડપિંજરને નેત્રો આવે તો પણ શું અને ન આવે તો પણ શું? આવી ઉપાસનાથી અમને પ્રસન્ન કરીને તે માગવાનું નથી.

સુકન્યા–(તિરસ્કારથી) ત્યારે મારે બીજું કાંઇ પણ માગવાનું નથી, આપ જ્યાંથી પધાર્યા હો ત્યાં તરત પાછા જાઓ.

પેહેલો–કોમલાંગિ! તમને કાંઇ રીસ ચડી હોય એવું લાગે છે, પણ અમે દેવ છતાં તમારા દાસ થવા ઇચ્છા રાખિયે છિયે. માત્ર અમારા બેમાંથી એકને વરો કે તમારા દુઃખનો અંત છે. આ તમારૂં અંગ આવા વનમાં રેહેવા યોગ્ય નથી, પણ સ્વર્ગમાં દેવાંગનાઓને પૂજવા યોગ્ય છે.

સુકન્યા–(ક્રોધાવેશમાં) જાઓ, જાઓ, પાપિષ્ટ દુષ્ટો! ધિઃકાર છે તમારાં દેવપણાને, ધિઃકાર છે તમારી બુદ્ધિને અને ધિઃકાર છે તમારી વૈદ્યવિદ્યાને. (સૂર્ય સામા હાથ જોડીને) હે લોકસાક્ષી સૂર્યદેવ! જો હું મારા પ્રાણપતિ ભગવાન્ ચ્યવનનેજ પરમેશ્વર ગણતી હોઉં, તો આ બેય પાપીઓને પૃથ્વીમાતા ગળી જજો. (એમ બોલતાં મૂર્છાથી પડી જાય છે.)

બેયસાથે–(ચીસ નાખતા પૃથ્વીમાં પેસી જાય છે.)

શર્યાતિ–(પ્રવેશ કરીને) અહો, ઘણે દૂર આવી પહોંચ્યો છું. રથોના શબ્દ પણ સંભળાતા નથી. જે મૃગ પછવાડે હું

આવ્યો, તે તો આશ્રમનો લાગે છે, માટે મારવો નહિ. (એમ કહી બાણ ઉતારી નાખી અને આશ્રમના વિભાગો જોઇ સ્મરણ આવતાં) અરે! આ તો ચ્યવન મુનિનો આશ્રમ લાગે છે. ભાઇ હરણ, તારૂં ભલું થજો, કે તારે લીધે મારી પ્રિયપુત્રી સુકન્યાનું મુખ જોવાશે. (એમ ક-કહી પર્ણકુટીતરફ જાય છે.)

सुकन्या–(જાગૃત થઇને) હા દૈવ, આ શું આવી પડયું? આતે શું સ્વપ્ન કે ખરી વાત? આવાં મેં શાં પાપ કર્યાં હશે જે આ દુષ્ટોના નઠારા શબ્દો મારે કાને પડયા. તેને જોનારાં મારાં નેત્રને ધિઃકાર છે, તેના શબ્દ સાંભળનારા મારા કાનને ધિઃકાર છે, અને આ મારી જીભને ધિઃકાર છે કે જેનાથી આની-સાથે બોલવું પડયું. અરે શું દેવો પણ આવા દુષ્ટ હશે? અ-થવા મારામાંજ સત્ય હોય તો તેઓની જીભ ઉપડેજ કેમ? ધિક્કાર છે આ જીવવામાં. મારા પ્રાણનાથ હજી સમાધિ-માં છે ત્યાં એ દુષ્ટોસાથે બોલવું પડયું, તે પાપની શુદ્ધિ-માટે આ અગ્નિકુંડમાં બળી મરવું એજ સારૂં છે. (એમ કહી અગ્નિકુંડને પ્રદક્ષિણા કરી આકાશ સામું જોઇને) અ-હો લોકબંધુ જગત્સાક્ષી સૂર્યદેવ! આ માણસે જન્મ લ-ઇ, નથી માતાનો, નથી પિતાનો કે નથી પ્રાણનાથનો મ-નોરથ સિદ્ધ કર્યો; કેવળ સર્વને ક્લેશ આપનારજ થઇ પડે-લ છે; પણ હવે જો મારા કર્મયોગથી ચોરાશી લાખ જાતિ-માં ફરતાં ફરતાં ફરી મનુષ્યજાતિમાં જન્મ આવે, તો તેજ માતાપિતાને પેટ આવે, અને આજ મહામુનિ ચ્ય-વનની ધર્મપત્ની થાઉં તેવું કરજો. ઓ પવિત્ર પિતાજી!

ઓ માયાળુ માતાજી! આ વાત તમને કોણ કેહેશે કે હું. હવે તમને છેલ્લા પ્રણામ કરી આ અસાર સંસારમાંથી દૂર થાઊં છું. (એમ કહિ કુંડમાં પડવા જાય છે તેટલામાં.)

**શર્યાતિ**–(પ્રવેશ કરતાં સુકન્યાને જોઈને આશ્ચર્યથી) હાં-હાં-હાં, પુત્રિ, સુકન્યા! આ શું સાહસ!

**સુકન્યા**–કોણ પિતાજી! આપને હવે હું છેલ્લા પ્રણામ કરૂં છું.

**શર્યાતિ**–પુત્રિ! આ તે તારો કેવો મોહ, આ તે તારૂં કેવું અજ્ઞાન. આમ કરવાનું પ્રયોજન શું? હજારો પ્રાયશ્ચિત્તથી ન મટે એવું, હજારો દાન-ધ્યાન કરવાથી ન ટળે એવું, અને અનેક જપ તપ કે ઉપવાસથી ન જાય એવું આત્મહત્યાનું પાપ છે એ તારૂં અજાણ્યું નથી. તારા જેવી કુલીન કન્યાએ આ નિંદિત કામને લેશ પણ આશ્રય ન આપવો જોઇએ.

**સુકન્યા**–પિતાજી! હવે હું એ નિંદિત કામનેજ ઉત્તમ ગણુંછું. આ અસાર સંસારમાં હવે હું રેહેવાને યોગ્ય નથી.

**શર્યાતિ**–બેન! એવો કોણે તારો અપરાધ કર્યો છે કે જેથી આટલો બધો રોષ આવ્યો છે?

**સુકન્યા**–જેને આપણે પૂજવા અને માનવા યોગ્ય ગણીએ તેઓજ જ્યારે આપણો અપરાધ કરે ત્યારે કોને કેહેવું?

**શર્યાતિ**–પુત્રિ! શું કોઈ દેવે અપરાધ કર્યો છે? જો એમ હોય તો ઈશ્વરકૃપાથી મારામાં એટલી શક્તિ છે, કે તેને પણ દંડ દઇ શકું.

**સુકન્યા**–પિતાજી! જો એમ હોય તો આપથી એ દુષ્ટોને દંડ થયેલો જોઇ સંતોષપૂર્વક દેહત્યાગ કરીશ.

**શર્યાતિ**–પુત્રિ! કયે દેવે અપરાધ કર્યો છે? ઈંદ્રે, વરૂણે, કે કુબેરે?

**सुकन्या**–પિતાજી! એ સર્વ નિર્દોષ છે.

**शर्याति**–ત્યારે કયે દેવે અપરાધ કર્યો છે?

**सुकन्या**–પિતાજી! એ દુષ્ટોનું નામ મારી જીભથી લેવું ઉચિત ગણતી નથી. (એટલામાં આકાશમાર્ગેથી અશ્વિનીકુમારને ઉતરતા જોઇ વેગથી) પિતાજી, પિતાજી! જુઓ, જુઓ, મારો અપરાધ કરનારા આ દુષ્ટો પાછા આવ્યા.

**शर्याति**–(હાથમાં ખડ્ગ લઇ મારવા જતાં નિહાળી જોઇ આંચકો ખાઇને સુકન્યાને) પુત્રિ! આતો દેવવૈદ્ય છે. એ તો કોઇનો પણ અપરાધ કરેજ નહિ, કેમકે બીજાનું ભલું કરવું એજ તેઓનો ધર્મ છે.

**सुकन्या**–પિતાજી! મેં મારી નજરે એ દુષ્ટોને જોયા છે, અને એના દુઃખદશબ્દો કાને સાંભળ્યા છે,

**शर्याति**–પુત્રિ! સાધારણ મનુષ્યલોકના વૈદ્યનો પણ એવો ધર્મ છે, કે સર્વ મનુષ્યોને પોતાની પ્રજારૂપ ગણવાં; ત્યારે આ દેવવૈદ્યો તો પોતાના ધર્મથી કેમ ચૂકે? મારા મનમાં એ વિષે સંદેહ રહે છે માટે હું ધારૂં છું કે તને સ્વપ્ન થયું હશે.

**सुकन्या**–પિતાજી! આ માણસનાં મંદભાગ્યથીજ આપને પણ એમ લાગે છે. પણ શું હું સ્વપ્નને પણ ન સમજું એવી મૂર્ખ છું?

**शर्याति**–(મનમાં) સુકન્યા એવી અણસમજુ નથી, પણ આ વૈદ્યો ઉપર મારૂં મન દ્વેષ ધરાવતું નથી એ શું?

**देववैद्यो**–રાજા! આપનો વિચાર ખોટો નથી, તેમ પવિત્ર પુત્રી સુકન્યાનું કહેવું પણ ખોટું નથી.

**सुकन्या**–(મનમાં) અરે આ સમયે તેનાં વચનથીજ જણાય છે કે પ્રથમ જે દુષ્ટો આવ્યા હતા તે આ નથી.

શર્યાતિ–દયાળુ દેવવૈદ્યો! ત્યારે આમ થવાનું શું કારણ છે, એ આપ જણાવો તો મોટો આભાર.

દેવવૈદ્યો–આર્ય મહારાજ! પવિત્ર પુત્રિ સુકન્યા! એવિષે એવું કારણ છે, કે સર્વ લોકનાં શુભાશુભ કર્મ જોઇ તેનાં ફળને આપનારા અમારા આર્યભાઇ ધર્મરાજે અમને આજે આજ્ઞા કરી કે 'ચ્યવનાશ્રમમાં મહામુનિ ચ્યવનની પતિવ્રતા સ્ત્રી, પોતાના પ્રાણનાથની આરોગ્યતામાટે તમારી ઉપાસના કરે છે,'—

સુકન્યા–માટે 'તેને વરદાન આપો,' એમ?

દેવવૈદ્યો–નહિ, નહિ.

શર્યાતિ–ત્યારે, 'તેના અંતઃકરણની પરીક્ષા કરો,' એમ?

દેવવૈદ્યો–નહિ, નહિ.

શર્યાતિ–ત્યારે શું કહ્યું?

દેવવૈદ્યો–'એનાઉપર તમારી દુષ્ટદૃષ્ટિ થવી જોઇએ' એમ.

શર્યાતિ–અરે સાક્ષાત્ ધર્મરાજે એવી આજ્ઞા કરી તેનું શું કારણ હશે?

દેવવૈદ્યો–તેનું કારણ પુછતાં તેણે જણાવ્યું કે 'ચ્યવનમુનિ પૂર્વજન્મમાં બ્રાહ્મણ હતા. અને તે રાજા રાજસિંહના પરમ પ્રિય મિત્ર હતા. રાજા રાજસિંહ તેને માત્ર પોતાના મિત્ર નહિ પણ એક દૈવતતુલ્ય ગણતા, તેમ તે રાજસિંહની પરમ પવિત્ર પતિવ્રતા સ્ત્રી પણ પોતાના પતિના સ્નેહથી તેને સગા ભાઇ સમાન ગણતી. એ રાજસિંહની સ્ત્રીઉપર એણે એક દિવસ દુષ્ટદૃષ્ટિ કરી હતી, તેથી તેને અહિં અંધતા પ્રાપ્ત થઇ છે; હવે તેની અર્ધાંગનારૂપ સુકન્યા છે, તેને

પણ તેના સંગનું ફળ પ્રાપ્ત થવું જોઇએ, માટે તમારી તેનાઉપર દુષ્ટદૃષ્ટિ જાય, કે તરત તેનાં કર્ત્તવ્યનો બદલો તેને મળી ચૂકે. પછી તમારે જે વરદાન આપવું હોય તે આપજો.' અમારા આર્યભાઇનાં આવાં વચન સાંભળી અમે હાથ જોડી વિનંતિ કરી કે 'આર્યભાઇ! આપેં જે લોકપ્રત્યે વર્ત્તવાનો અમને સત્ય ધર્મ બતાવ્યો છે, તે ધર્મ પ્રમાણે ચાલતાં અમારાથી કદી પણ તેવું દુષ્ટકામ નહિ થઇ શકે.'

**शर्याति**–(મનમાં) મારૂં મન જેમ માનતું હતું તેમજ છે.

**सुकन्या**–(મનમાં) મારા પ્રાણનાથે પોતાના પૂર્વજન્મસંબંધી આ વાત મુને કહી હતી ખરી.

**शर्याति**–(પ્રકાશમાં) ખરૂં છે, જેનો લોકપ્રત્યે પિતાતુલ્ય ધર્મ છે તેનાથી એમ થાયજ કેમ? પછી?

**देववैद्यो**–જ્યારે અમે તેમ કરવા હા ન પાડી, ત્યારે તેણે માયાના દેવવૈદ્યો કરી આ આશ્રમમાં મોકલ્યા, જેનાથી આ પવિત્ર પુત્રી સુકન્યાને દુઃખદ શબ્દો સાંભળવા પડયા અને જેઓ પવિત્ર પુત્રી સુકન્યાના શાપથી ભૂદેવીના ભોગ થઇ પડયા. ત્યાર પછી ધર્મરાજની- આજ્ઞાથી વરદાન દેવાને અમે આવ્યા છિયે.

**सुकन्या**–(હાથ જોડીને) જ્યારે એમ છે ત્યારે મારાથી આપને જે અપશબ્દો કેવાણા છે તેવિષે હું ક્ષમા માગું છું. (એમ કહી પગમાં પડે છે.)

**देववैद्यो**–પુત્રિ! તમને ક્ષમાજછે.જે વરદાન માગવું હોય તે માગો.

**सुकन्या**–જો આપ પ્રસન્ન થયા છો તો હું એજ માગું છું; કે

મારી મૂર્ખાઇથીજ ગયેલાં આ મારા પ્રાણનાથનાં નેત્ર પાછાં પ્રાપ્ત થાય.

**देववैद्यो**–પુત્રિ! તમારી તમારા પ્રાણનાથઉપર અપ્રતિમ પ્રીતિ જોઇ નિર્મળ નેત્ર અને તે સાથે યુવાવસ્થા પણ અર્પણ કરિયે છિયે (એમ કહી મુનિને હાથે ઝાલી એક પાણીના ધ્રોમાં નહાવા લઇ જાય છે.)

**शर्याति**–પુત્રિ! જુઓ, દેવવૈદ્યોની કેવી ક્ષમા છે? આવી ક્ષમાથીજ તેઓ દેવ કેવાણા છે. તમે કેટલા કઠોર શબ્દો કહ્યા, પણ તેને લેશ પણ ક્રોધ ચડ્યો?

**सुकन्या**–ના પિતાજી! મુને પણ હવે એવિષે ઘણો પસ્તાવો થાય છે, પણ જ્યાં અજ્ઞાનથી થયું ત્યાં શો ઉપાય? મારી માયાળુ માતાજીની શીખામણ મને ક્ષણેક્ષણે યાદ આવેછે. તેઓ વારંવાર કહેતાં કે 'પુત્રિ! કાંઇ પણ વગર વિચાર્યું કરીશ નહિ, કેમકે તેથી ઘણો તાપ થાય છે) તો પણ મારી બાલબુદ્ધિથી થઇ જાય છે.

**शर्याति**–બેન! કાંઇ ચિંતા ન કરવી. મહાત્માઓ બાળકોનો અપરાધ ગણતા નથી.

**सुकन्या**–પિતાજી! મારાં માતા કુશળ છે?

**शर्याति**–હા, કુશળ છે. હમણાં અહીં આવશે.

**सुशीला**–(પ્રવેશ કરીને આનંદથી) બેન સુકન્યા! સારીપેઠે છો?

**सुकन्या**–આનંદથી આવે પ્રસંગે આપનું અચાનક આવવું થવાથી વધારે. (એમ કેહેતાં ઉભાં થઇ માતાને મળે છે.)

**शर्याति**–પ્રિયા! તમે આહીં ક્યાંથી આવ્યાં?

**सुशीला**–આર્યપુત્ર! આપ મૃગની પાછળ દોડ્યા પછી અમે

ધીરે ધીરે ઘોડાનાં પગલાંના સગડઉપર ચાલ્યાં આવ્યાં.

**शर्याति**–ઘણું સારૂં થયું.

**सावित्री**–માતા! આપની રચના એકબીજાથી ચડતી અને અતિ આનંદ આપનારી છે.

**मालवी**–પુત્રિ! મેં તો ઉતાવળમાં ગોઠવેલી છે.

**अश्वपति**–તેથીજ વધારે વખાણવાને પાત્ર છે.

**शत्रुशल्य**–પ્રત્યેક પ્રવેશમાં ઉપદેશની સીમાજ રાખી નથી.

**सुशीला**–મુનિરાજ ક્યાં પધાર્યા છે?

**शर्याति**–તેઓ સ્નાન કરવા પધાર્યા છે.

**सुशीला**–પુત્રિ! ત્યારે તમે સાથે શીદ નથી ગયાં?

**शर्याति**–તે સાથે દેવવૈદ્યો છે માટે. (એટલામાં.)

**च्यवन**–(દેવવૈદ્યોસહિત પ્રવેશ કરે છે.)

**शर्याति**–(સુશીલા અને સુકન્યાસહિત ઉભા થઇ આનંદ અને આશ્ચર્યસહિત તેઓને પ્રણામ કરે છે.)

**च्यवन**–મહારાજ! તમારા મનોરથ પૂર્ણ થશે. (સુકન્યાને) પ્રિયે! તમે જે પ્રતિજ્ઞા કરી હતી તે સર્વ પુર્ણ થઇ છે, હવે વરદાન માગો.

**सावित्री**–(મનમાં) હવે તેણે કાંઇ પોતાના માતા–પિતામાટે માગવું જોઇએ.

**सुकन्या**–મારાં માયાળુ માતાપિતાને માત્ર હુંજ એક પુત્રી છું, માટે તેને સત્પુત્રની પ્રાપ્તિ થાય.

**देववैद्यो तथा च्यवन**–તમારા પિતાને અમારા ત્રણેયના વચનથી ત્રણ પુત્રો થશે.

**शर्याति**–દેવવૈદ્યો! આપની સમક્ષ મારાં રાજ્યચિન્હો હવે હું આ મુનિરાજને સોપુંછું. (એમ કહી ખડ્ગ આદિ આપેછે.)

**च्यवन**–(ગ્રહણકરીને) આપના ત્રણે પુત્રો રાજ્યયોગ્ય થતાંસુધી, આપને નિવૃત્તિ આપવી એ હું માન્ય કરૂં છું, માટે ત્યાં આપે પુત્રતુલ્ય પાળેલી પ્રજાની કાંઇ પણ ચિંતા ન કરવી.

**शर्याति**–એવિષે તમારાથી હું પૂર્ણ નિશ્ચિંત છું.

**च्यवन**–રાજપુત્રિ ! હવે તમારે કાંઇ પણ માગવાનું છે?

**सुकन्या**–(હાથ જોડીને) પ્રાણનાથ ! આપનું કાંઇ અજાણ્યું નથી, તોપણ હું આપ પાસે પ્રાર્થના કરવા રજા લઉં છું.– આ જગતમાં વૈદ્ય એ બે અક્ષરમાં કેટલી ગંભીરતા રહી છે, તે કહી શકાતું નથી. જુઓને, જે દેહ ચોરાશી લક્ષ જન્મની અંતે અનેક પુણ્યોથી આપણને પ્રાપ્ત થાય છે અને જેનીઉપર ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થનો આધાર રહ્યો છે, તે દેહનો નાશ કરવા રોગરૂપ શત્રુઓ નિરંતર પ્રયત્નમાં છે; તે શત્રુઓના વિકટ ઝપાટામાંથી દેહને ઉગારવામાં, નથી માતાનું બળ કે નથી પિતાનું બળ, નથી ભાઇનું બળ કે નથી બેનનું બળ, નથી કાકાનું બળ કે નથી મામાનું બળ, નથી પુત્રનું બળ કે નથી સ્ત્રીનું બળ, નથી સગાનું બળ કે નથી સ્નેહીનું બળ, તે સર્વે હિતૈષી અને પરસ્પર સ્નેહી છતાં કોઇ કોઇ સમયે હિત કરતાં અહિત કરનારાં થઇ પડે છે. આ સમયે માત્ર એક સાચો વૈદ્યજ માતાપિતા અને સન્મિત્રનું કામ સારે છે. આપણો જન્મ ઈશ્વરકૃપાથી મનુષ્યજાતિમાં થયા છતાં જો કર્તવ્યકર્મ ન થયું તો નિષ્ફળ છે,

કર્ત્તવ્ય પાર પડવું એ શરીરની આરોગ્યતાઉપર આધાર રાખે છે, અને શરીરની આરોગ્યતા સદ્વૈદ્યની સંમતિઉપર છે. મોટા મોટા વિદ્વાનો, મોટા મોટા શીઘ્રકવિયો, મોટા મોટા યોદ્ધાઓ, અને મોટા મોટા મંત્રિયો, પોતપોતાનાં કામ અતિઉતાવળથી ત્યાંસુધી કરી શકે, કે જ્યાંસુધી શરીર આરોગ્ય હોય. જ્યારેજ્યારે શરીરમાં જરાપણ અનારોગ્યતા પ્રવેશ કરે છે, ત્યારેત્યારે બુદ્ધિની તીક્ષ્ણતા, કવિતાની શીઘ્રતા, મંત્રિયોની વિચારશક્તિ, યોદ્ધાઓની યુદ્ધકળા, વક્તાની વક્તૃત્વશક્તિ, વીરની વીરતા અને ધીરની ધીરતા, કોણ જાણે ક્યાં ઢંકાઇ જાય છે. માણસ આરોગ્યતામાં જે કામ કરી શકે તેનો એક સહસ્રાંશ પણ અનારોગ્યપણામાં ન કરી શકે. આ તો માત્ર સાધારણ અનારોગ્યતાવિષે કહ્યું, પણ જેથી લોકો અપંગ ગણાય છે એવી અતિ અનારોગ્યતામાં કેવાં દુ:ખો ભોગવવાં પડે છે તેથી આપ અજાણ્યા નથી. સાધારણ અનારોગ્યપણામાંથી આપણને મુક્ત કરી જીવિત જાળવે તેવા વૈદ્યોને પણ આખી પૃથ્વી આપી દેવી એ કાંઇ વધારે નથી, ત્યારે જે દયાળુ દેવવૈદ્યોએ અપંગપણામાંથી આપણને મુક્ત કરેલ હોય તે દેવવૈદ્યનું કેવીરીતે અનૃણી થવું એવિષે વિચાર કરતાં તો મારૂં મન મૂઢ થઇ જાય છે અને બુદ્ધિ બંધ પડી જાય છે. હું કોઇ પણ પદાર્થ એવો નથી દેખતી કે જે આપવાથી આપણે આ મહાવૈદ્યોનાં અનૃણી થઇએ, તોપણ આપણું સર્વસ્વ તેને અર્પણ કરી, જીવતાં સુધી તેની સેવા કરવી એજ ઉપાય છે.

**च्यवन**–(હર્ષથી) પ્રિયા! તમારૂં કેવું યથાર્થ છે. માત્ર એક વ-સ્ત્ર ધારણ કરી હું સર્વસ્વ અર્પણ કરી દેવા તૈયાર છું. (એમ કહી રાજ્યચિન્હો તેને આપવા જાય છે.)

**सावित्री**–(એકાએક ઉભાં થઇ) ધન્ય છે આ દંપતીના વિચાર અને કર્ત્તવ્યને. (એમ કહી પોતાના ગળામાંથી મોતીના હાર કાઢી બેયને પેહેરાવે છે.)

**देववैद्यो**–મુનિરાજ! એ મુકુટ, એ ખડ્ગ, અને એ રાજ્ય તમેજ રાખો. તમારી ભક્તિથીજ અમને સર્વ મળ્યું છે.

**सुकन्या**–(હાથ જોડીને) જીવતાંસુધી ન ભૂલાય અને હજારો વર્ષે બદલો ન વળાય એવો ઉપકાર કરનાર આપને આ અમે કેટલુંક આપિયે છિયે. પ્રાણ આપતાં પણ બદલો વળે તેમ નથી તોપણ અમારા અંતઃકરણના સંતોષ માટે આટલું અંગીકાર કરશો.

**च्यवन**–દયાળુ દેવવૈદ્યો! જો આપને આ ભૂલોકનો વૈભવ તુચ્છ લાગતો હોય તો મારાં તપનાં બળથી હું ઇંદ્રનું રાજ્ય અપાવવા પણ શક્તિમાન્ છું.

**देववैद्यो**–હા, હવે અમને સ્મરણ આવ્યું. જ્યારે તમારે કાંઇ આપવાની ઇચ્છાજ છે, ત્યારે અમારે ઇંદ્રનાં રાજ્યની ઇચ્છા નથી; માત્ર ઇંદ્ર અમને યજ્ઞભાગ આપવા દેતા નથી, તે અમને અપાવો એટલે સર્વ તમે કરી ચૂક્યા.

**च्यवन**–દયાળુ દેવવૈદ્યો! હું પ્રતિજ્ઞા કરૂં છું, કે આ મહારાજા શર્યાતિના યજ્ઞમાં ઇંદ્ર, યમ, વરૂણ અને કુબેરની સમક્ષ તમને યજ્ઞભાગ અપાવીશ. જો ન અપાવું તો મારે અગ્નિમાં પ્રવેશ કરવો.

**देववैद्यो**-તમારૂં બન્નેનું કલ્યાણ થજો. (એમ કહી નીકળી જાય છે.)

**च्यवन**–રાજપુત્રિ! હવે કાંઇ માગવું છે?

**सुकन्या**–પ્રાણનાથ! હવે શું માગું? આપને નેત્ર તથા યુવાવસ્થાની પ્રાપ્તિ થઇ, મારાં પિતા અને માતા પરિવારસહિત મૃત્યુના મુખમાંથી મુક્ત થઇ પુત્રસુખને પ્રાપ્ત થયાં અને દેવવૈદ્યોને યજ્ઞભાગની પ્રાપ્તિ થશે. તોપણ હું એટલું માગું છું કે જગતમાં ઘણા વર્ષાદ થાય, પૃથ્વીમાં ઘણાં અન્ન પાકે, રાજા તથા પ્રજા પરમ સુખમાં વર્ત્તે, લોકમાં પતિવ્રતાનો પ્રભાવ વધે, સત્કવિયોની કવિત્વશક્તિ અખંડ રહે, અને રાજાઓ સત્કવિરત્નના પરીક્ષક થાય.

(इति सुकन्यासुचरित्र गर्भांक.)

**सूत्रधार**–(પ્રવેશ કરીને) આર્યસભ્યો! આ સુકન્યાએ પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી કેવી આપત્તિમાંથી કેવી સંપત્તિ મેળવી, તે સર્વ કુલીન કન્યાઓએ ધ્યાનમાં રાખવાનું છે.

**अश्वपति तथा प्रधानो**–(સૂત્રધારને ઇનામ આપે છે.)

**सावित्री**–(ઉભાં થઇને) મારાં માયાળુ માતાજીએ નાટકના આકારમાં મને જે ઉપદેશ દીધો છે, તે હું માથે ચડાવું છું, ને વિનંતિ કરૂં છું કે મારાં માયાળુ માતાજીએ તથા પવિત્ર પિતાજીએ નિશ્ચિંત રેહેવું, કે આ માણસે આપના ઉત્તમ કુલથી જન્મ લીધો છે તો આપના કુલને યોગ્ય આચરણ કરવામાં કદી ચૂકશે નહિ.

**अश्वपति**–પુત્રિ! તમારાવિષે અમે નિશ્ચિંતજ છિયે.

**मालवी**–પ્રાણનાથ! સૂર્યોદય થવા આવ્યો છે માટે પુત્રી સાવિત્રીને દેવી શૈબ્યાની સેવામાં મેલી આવું.

अश्वपति– હા, અમે પણ ઘડી પછી રાજર્ષિનાં દર્શન કરવા માટે આવશું. (એમ કહી નીકળી જાય છે.)

**अक पांचमो समाप्त.**

---

## अंक ६ ठो. प्रवेश १ लो.

સ્થળ—ધુમત્સેનની પર્ણકુટી.

नेपथ्यमां— (राग रामग्री.)

('પઢોરે પોપટ રાજા રામના,' એ પ્રમાણે.)

રે જીવ તું શિવરૂપ છે, ભૂલ્યો કેમ ભમે છે?
આ સંસારની જાળમાં, શું ગૂંથાવું ગમે છે? રે જીવ૦
પંચમહાભૂતનો અરે, તું નથી જડ દેહ;
શાસ્ત્ર પુરાણો શાખ દે, પછી શાનો સંદેહ? રે જીવ૦
જ્ઞાનેંદ્રિય તે તું નથી, નથી તું પંચપ્રાણ;
કર્મેંદ્રિય પણ તું નથી, એવું નિશ્ચય જાણ. રે જીવ૦
પંચમહાભૂત તું નથી, તું નથી નામ રૂપ;
વર્ણ અને જાતિ તુંનથી, શું પડ્યો અંધ કૂપ? રે જીવ૦
ત્રિગુણ અહંકાર તું નથી, નથી માંસ ને મેદ;
વસ્તુ કાળ અને દેશનો, તુજમાં નથી ભેદ. રે જીવ૦
હાડ ચર્મ રસ લોહી ને, તું નથી મળ મુત્ર;
માતપિતા ભાઇ ભામિની, પુત્રી કે નથી પુત્ર. રે જીવ૦
કર્તૃત્વ પણ તુંમાં નથી, નથી ભોક્તૃત્વ ભાઇ?
સંસારના સંબંધની, શાની સાચી સગાઇ? રે જીવ૦
નીચ ઉચ્ચ વર્ણ તું નથી, નથી નર તેમ નારી;

તારાં નથી ધન ધામ આ, તે તું જોને વિચારી. રે જીવ૦
ખાવું પીવું હર્ષ શોક એ, દેહના સહુ ધર્મ;
વેદ વેદાંતની વાણીનો, કેમ જાણે ન મર્મ? રે જીવ૦
જન્મ મરણ ને જરા નથી, એક રૂપ અનાદિ;
સચ્ચિત્ આનંદરૂપ છો, નથી અંત ન આદિ. રે જીવ૦
(એટલામાં દ્યુમત્સેન તથા શૈબ્યા પ્રવેશ કરે છે.)

**દ્યુમત્સેન**—પ્રિયા! મહાત્માના સહવાસનું સુખ કોઇ નોખાજ પ્રકારનું હોય છે. હમણાં જે આપણે સદ્બોધ સાંભળ્યો, તેમાં કેટલી બધી ગંભીરતા રહી છે?

**શૈબ્યા**— હા મહારાજ! આપનું કહેવું યથાર્થ છે. મહાત્માઓનું સહજ બોલવું પણ શાસ્ત્રરૂપ થાય છે એમ લોકો કહે છે તે ખોટું નથી.

**દ્યુમત્સેન**—દેવિ! મને લાગેછે કે સૂર્યોદયનો સમય થયોછે. જુઓ, આ એકઠોરે આશ્રમમાં નાનાપ્રકારનાં પક્ષિયો કોલાહલ કરી રહ્યાં છે, એકઠોરે તળાવના હંસોના મધુર શબ્દો શોભી રહ્યા છે, એકઠોરે ચક્રવાકનાં જોડાં આનંદથી ઉચ્ચાર કર્યા કરે છે, એકઠોરે ચકોરના કરૂણાજનક શબ્દો સંભળાયા કરે છે, અને એકઠોરે કમળનાં પુષ્પોની સુગંધીવાળો વાયુ પણ મંદ મંદ ચાલ્યો આવે છે.

**શૈબ્યા**—આર્યપુત્ર! આપનું કહેવું યથાર્થ છે. સવાર પડવા આવ્યું છતાં પુત્રી સાવિત્રી નથી આવ્યાં તેથી ચિંતા થાયછે.

**દ્યુમત્સેન**—દેવિ! છોકરૂં પોતાનાં માતા-પિતા પાસે હોય તેમાં ચિંતા શાની?

**शैब्या**–નાથ ! સ્નેહીનું હૃદય સ્નેહીનાં અકુશળની શંકા કર્યાજ કરે, એ વાત કાંઇ આપની અજાણી નથી.

**द्युमत्सेन**–હા, એ વાત ખરી. લ્યો ત્યારે આપણે દેવવ્રતને ખબર કાઢવા મોકલિયે. (દેવવ્રતને બોલાવે છે.) દેવવ્રત!

**देवव्रत**–(પ્રવેશ કરીને) આજ્ઞા પિતાજી!

**द्युमत्सेन**–મહારાજ અશ્વપતિના પડાવમાં જઇને, એ દંપતીને મારી વતી અને આ દેવીની વતી ક્ષેમકુશળ પૂછીને, પછી સાવિત્રીનું પણ ક્ષેમકુશળ પુછી આવ.

**देवव्रत**–બહુ સારૂં પિતાજી! (એમ કહી બહાર નીકળી જઇ પાછો પ્રવેશકરીને) પિતાજી! દેવી માલવી તથા સાવિત્રી તો અહીંજ આવે છે.

**मालवी**–(પ્રવેશ કરીને) દેવિ શૈબ્યા! હું માલવી આપને પ્રણામ કરૂં છું.

**शैब्या**–(ઉભાં થઇને) પ્રિયસખિ! આપ આવી પહોચ્યાં કે? હું હમણાંજ દેવવ્રતને મોકલતી હતી.

**मालवी**–દેવિ! એ આપની કૃપાનું ચિન્હ.

**सावित्री**–માતા! હું પ્રણામ કરૂં છું.

**शैब्या**–પુત્રિ! તમારૂં સૌભાગ્ય અખંડ રહો.

**मालवी**–દેવિ! આપે ઉભું થવું ન ઘટે. (એમ કહી તેને બેસારે છે અને પોતે તથા સાવિત્રી બેસે છે.)

**शैब्या**–દેવિ માલવિ! સાવિત્રી આટલા દિવસ અહીં રહ્યાં તેના પરિચયનેલીધે, આજ રાત્રિયે તે ત્યાં આવ્યાં હતાં તેથી તે રાત્રિ મને ઘણી લાંબી થઇ પડી હતી. પ્રિયસખિ! એની વિદ્યા, એનો વિવેક, એની નમ્રતા, અને એની ગુરૂ-

ભક્તિ તો કાંઇ જુદાજ પ્રકારની છે. અથવા આપ જેવાં પવિત્ર માતાથી જન્મેલું કન્યારત્ન આવા ઉત્તમ ગુણવાળું થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી.

**માલવી**—દેવિ! સાવિત્રી તો બાળક છે. આપની એની ઉપર ઘણી કૃપા છે તેથી એમ જણાય છે. મહાત્માનો એવો સ્વભાવ હોય છે, કે બીજાના પરમાણું જેટલા ગુણને પણ પર્વત જેવડા કરે છે. 'સ્નેહી દોષ ન દેખે અને દ્વેષી ગુણ ન દેખે' એવી એક કેહેવત છે, તે પ્રમાણે આપ પણ સાવિત્રીનાં પરમ સ્નેહી, એટલે એનામાં દોષ દેખોજ નહિ.

**શૈબ્યા**— નહિ નહિ, માલવિ! હું તમને કે સાવિત્રીને ભલું મનવવા કેહેતી નથી, ખરાં અંતઃકરણથી કહું છું. સાવિત્રી જેવાં રત્નો પાકવાં ઘણાં વિરલ છે. શું એક ગર્ભશ્રીમંત રાજકન્યા એકાએક વનવાસમાં આવી પડી, મનમાં ઉદાસીનો લેશપણ ન લાવતાં ઉલટો પ્રતિદિવસ વધતો ઉત્સાહ ધરાવી શકે? વનવાસની વાત તો દૂર રહી પણ પોતાનાં માબાપથી નોખાં પડીને સ્વર્ગ જેવાં સુખમાં જવું હોય તો તેપણ કેટલીએક રાજકન્યાઓને દુઃસહ દુઃખ જેવું થઇ પડે છે. પુત્રી સાવિત્રીમાં વધારે ચમત્કાર એ છે, કે પોતે મહારાજાની પુત્રી છતાં કેમ જાણે ઘણા દિવસના વનવાસના પરિચયવાળાં હોય, તેમ વર્ત્તે છે. આટલા દિવસમાં અમારી ભક્તિભાવથી સેવા કરી છે. એ વિષે જેટલું બોલિયે તેટલું થોડું છે. પણ ટુંકામાં એટલુંજ કહું છું, કે ઈશ્વર એના અનુપમ ઉત્તમ ગુણો સામું જોઇ તેના સર્વ મનોરથ પૂર્ણ કરો.

**માલવી**–દેવિ! આપની સેવા કરવી એ તો એનો ધર્મ છે. એમાં જેટલી ન્યૂનતા રહે તેટલી તેની ભૂલ કહેવાય.

**શૈબ્યા**–પણ મને આનંદ થાય છે, કે તે કોઇ પ્રકારે અમારી સેવામાં ચૂક આવવા દેતાં નથી.

**દ્યુમત્સેન**–દેવિ શૈબ્યા!

**શૈબ્યા**–(હાથ જોડીને) આજ્ઞા મહારાજ!

**દ્યુમત્સેન**–અમૃતના સમુદ્રમાંથી થયેલો ચંદ્ર અમૃતને વરસાવે તેમાં આશ્ચર્ય નથી તેમ દેવી માલવી અને મહારાજા અશ્વપતિથી જન્મેલાં સાવિત્રીમાં તેવા સહજ ગુણો હોય એમાં આશ્ચર્ય નથી. આ પ્રસંગે તે વિષય બંધ કરીને મને તો મારા પ્રિયમિત્રને મળવાનું મન થાય છે.

**શૈબ્યા**–આપની એમ ઇચ્છા છે, કે જ્યાં મહારાજા અશ્વપતિ છે ત્યાં જવું?

**દ્યુમત્સેન**–હા દેવિ!

**માલવી**–પ્રિયસખિ શૈબ્યા! એઓએ અમને કહ્યું હતું કે ‘અમે પણ મહારાજનાં દર્શન કરવા માટે હમણાં આવશું. આ વાતને ઘણીવાર થઇ ગઈ તેથી તેઓ હવે પધારતાજ હશે.

(એટલામાં મહારાજા અશ્વપતિ તથા પ્રધાનો પ્રવેશ કરે છે.)

**અશ્વપતિ**–મહારાજ! આપને હું પ્રણામ કરૂં છું. (તેમ કરે છે.)

**દ્યુમત્સેન**–પધારો પ્રિયમિત્ર! હમણાંજ આપનું સ્મરણ થયું હતું.

**પ્રધાનો**–મહારાજા! અમે આપને પ્રણામ કરિયે છિયે. (તેમ કરે છે.)

**દ્યુમત્સેન**–આવો, શત્રુશલ્ય, વીરમિત્ર! આવો, બેસો.

**અશ્વપતિ**–પ્રિયમિત્ર રાજર્ષિ! આપના આશ્રમની શોભાથી

તથા આપની સાથે રેહેવાના આનંદથી, મુને અહિં મારાં રાજ્ય કરતાં પણ વધારે સંતોષ થાય છે, પરંતુ મારી પ્રજા મારાવિના આકુલવ્યાકુલ થઇ રહી હશે, માટે હું મારી રાજધાનીમાં જવા ઇચ્છું છું.

**द्युमत्सेन**–પ્રિયમિત્ર અશ્વપતિ! હું જો કે આપના વિયોગથી ઘણોજ દુઃખ પામીશ, તોપણ મારાં સુખમાટે તમારા પ્રજારંજનરૂપ ધર્મથી તમને ચૂકાવવા હું ઈચ્છતો નથી; માત્ર લાખો પ્રણામ કરી એજ ઈશ્વર પાસે માગું છું, કે વળી પણ એવો દિવસ આપે અને આપણે આનંદથી ફરીને મળિયે.

**अश्वपति**–આર્યરાજર્ષિ! હું પણ ઇશ્વર પાસે એજ માગું છું. મહાદેવિ શૈબ્યા! આપને છેલા પ્રણામ કરી હું મારી રાજધાનીમાં જવા આજ્ઞા માગું છું.

**शैब्या**–મહારાજ અશ્વપતિ! સુખેથી પધારો.

**मालवी**–મહાદેવિ! હુંપણ હવેઆપને પ્રયાણના પ્રણામ કરૂં છું.

**शैब्या**–પ્રિયસખિ માલવિ! અને મહારાજ અશ્વપતિ! આ પુત્રી સાવિત્રીવિષેઆપ બેયજણાંએ કાંઇજં ચિંતા ન રાખવી.

**मालवी**–દેવિ! આપ તથા આર્યરાજર્ષિ દ્યુમત્સેન એની રક્ષા કરનારાં છો, ત્યાં અમારે શી ચિંતા હોય? પણ માત્ર એટલી પ્રાર્થના કરવાની છે, કે તે તેની બાલબુદ્ધિથી અપરાધમાં આવે ત્યારે આપે ક્ષમા કરવી.

**शैब्या**–પ્રિયસખિ! એ આપ શું કહો છો? બાળકનો અપરાધ તે કદિ કોઇ પણ ગુરૂજન મનમાં લાવે? વળી સાવિત્રી જેવી પવિત્ર પુત્રી અપરાધમાં આવે એજ અસંભવિત છે.

**अश्वपति**–મહાદેવિ! અને આર્યરાજર્ષિ! આ પુત્રી સાવિત્રી

હવે તમને ભળે છે. કોઇ પણ માણસ જન્મથીજ ગુણવાન્ થતું નથી, ગુરૂજનના ઉપદેશથીજ ગુણવાન્ થાય છે, એ આપનું અજાણ્યું નથી.

**દ્યુમત્સેન**–ખરૂં છે. ગુરૂ જનના ઉપદેશથી ગુણો આવે છે.

**માલવી**–(આંખમાં આંસુ આવતાં અને ગદ્‌ગદ કંઠ થતાં) જો કે આપને પુત્રી સાવિત્રીવિષે ભળામણ કરવી એ ઘટતીજ નથી, કારણ કે આપને તે અમારા કરતાં વધારે પ્રિય છે, તથાપિ જે તેવા શબ્દો બોલવામાં આવે છે, તે માત્ર એ અમારાથી કોઇ દિવસ નોખાં નથી પડયાં તેથીજ.

**દ્યુમત્સેન અને શૈબ્યા**–એવિષે ટુંકામાં એટલુંજ અમે કહિએ છિયે, કે પુત્રી સાવિત્રી અમારા બહિશ્ચર પ્રાણ છે. એવિષે તમે કાંઇજ ચિંતા ન રાખો. જે પ્રેમ અમારો ચિરંજીવી સત્યવાન્ વિષે હોવો જોઇએ, તેટલાજ અને તેથી પણ વધારે પ્રેમથી અમારૂં અંતઃકરણ સાવિત્રીભણી બંધાણેલ છે.

**અશ્વપતિ**–આર્યરાજર્ષિ! તે કાંઇજ અમારૂં અજાણ્યું નથી. પવિત્ર પુત્ર સત્યવાન્ આ સમયે ક્યાં છે?

**દ્યુમત્સેન**–તે ફૂલ ફળ અને મૂળ લેવા ગયેલ છે. સમય થઇ ગયો છે માટે હમણાંજ આવવો જોઇએ.

**સત્યવાન્**–(પ્રવેશ કરીને ફળફૂલ નીચે મેલી) માયાળુ માતાજી અને પવિત્ર પિતાજી! હું સત્યવાન્ આપને પ્રણામ કરૂં છું.

**દ્યુમત્સેન તથા શૈબ્યા**–પુત્ર! તારૂં ઈશ્વર નિરંતર કલ્યાણ કરો. હમણાંજ આ મહારાજા અશ્વપતિ તુને સંભારતા હતા.

**સત્યવાન્**–(અશ્વપતિ સામું જોઇને) મહાનુભાવ મહારાજ! આ આપનો આભારી બાળક આપને (પોતાનાં માતાપિતા તરફ

આંગળી બતાવીને) આ વૃદ્ધ માતાપિતાનાં રૂપાંત્તર ગણી પ્રણામ કરે છે.

**अश्वपति तथा मालवी**–પુત્ર! ઈશ્વર તમારી પ્રતિદિવસ ચડતી કળા કરો.

**सत्यवान्**–જ્યારથી આપે મને પોતાના બાળકમાં ગણેલ છે, ત્યારથીજ મારી ચડતી કળા થઇ ચુકી છે. પણ હમણાં આપે મારૂં સ્મરણ કર્યું હતું તે માત્ર આપના અપ્રતિમ પ્રેમનેલીધેજ કે કાંઇ બીજું કારણ હતું?

**अश्वपति**–(મનમાં) સત્યવાનની વાણીની મધુરતા તો કોઇ જુદાજ પ્રકારની છે. (પ્રકાશ) કારણ એજ કે હું હવે મારી રાજધાનીમાં જવાનો છું.

**सत्यवान्**–(મનમાં) સુખમય દિવસોની સમાપ્તિ આવી. આ મહારાજાના વિયોગથી માતા-પિતા ઉદાસ રહેશે, અને તેઓ ઉદાસ થયાં કે આશ્રમ આખો શૂન્ય થઇ રહેશે, પણ નિ-રૂપાય. સદાયકાળ સરખા દિવસો હોય નહિ. (પ્રકાશમાં) આપેં જો થોડા દિવસ વધારે આ તપોવનને શોભાવ્યું હોત તો વધારે સારૂં હતું. આપ બેયના પધારવાથી મારાં માતાપિતાને જે આનંદ થયો છે તે કાંઇ કહી શકાતો નથી. આ આનંદ આ તપોવનમાં આવ્યા પછી મારા જોવામાં પ્રથમજ આવ્યો છે.

**अश्वपति**–પુત્ર ! એ પરસ્પર છે.

**शत्रुशल्य**–રાજકુમાર ! મહારાજનું કહેવું ખરૂં છે. હું આ તપો-વનમાં આવ્યા પછી જે તે બેય દંપતીનો આનંદ જોઉં છું, તે કોઇ દિવસ મેં જોયો નહોતો.

वीरमित्र–એવા આનંદનો આ માસમાંજ જન્મ થયો એમ ગણીએ તોપણ ખોટું નથી.

सत्यवान्–માટેજ મારી મહારાજા પાસે પ્રાર્થના છે, કે જે આનંદનો હમણાંજ જન્મ થયો છે, તેનું પાલન-પોષણ કરી પ્રૌઢ કરવો જોઇએ. અને તે મહારાજનું અહિં વધારે બિરાજવું થયાથીજ થશે એમ મને લાગે છે.

अश्वपति–મારૂં અંતઃકરણ પણ અહિ રેહેવા વધારે ખેંચાય છે પણ શો ઉપાય? કેમકે મારી પ્રજાને મારાવિના એકેક દિવસ તે એકેક વર્ષ જેવડો જતો હશે તેથી મારૂં મન ખેંચાય છે. રાજાઓની ખરી સંતતિ તેની પ્રજાજ છે, એતો તમારૂં પણ અજાણ્યું નથી.

सत्यवान्–આપ જેવા આર્ય રાજાઓ જ્યારે પ્રજાપર આવો પ્રેમ ન રાખો ત્યારે તો રાજધર્મનો નાશ થઇ જાય, માટે આપ સુખેથી આપની રાજધાનીમાં પધારો. મને મારા યોગ્ય સેવામાં આપ સંભારવાને ચૂકશો નહિ, એટલી મારી પ્રાર્થના છે.

अश्वपति–પુત્ર! તમારૂં વિસ્મરણ તો મને એક ક્ષણ પણ થવાનું નહિ.

सत्यवान्–એ મોટો અનુગ્રહ.

अश्वपति–સત્યવાન્! પિતૃભક્તિવિષે જે કાંઇ તમને કેહેવું તે પુનરૂક્તિ જેવું છે, કારણ કે તમારા જેવા પિતૃભક્તિ કરનાર સત્પુત્રો ઘણાજ વિરલ હશે, તોપણ તમે એ વિષયના ઉપદેશના અધિકારી છો એમ ધારી થોડા અક્ષરો બોલવા મારૂં મન ઇચ્છા રાખે છે.

सत्यवान्–આર્ય મહારાજા! આપ જેવા ઉત્તમ ગુરૂજનોનું એ કામજ છે. પ્રત્યેક સદ્ધર્મરૂપ કલ્પવૃક્ષના રોપાનું ગુરૂજનોના ઉપદેશરૂપ અમૃતથી સીંચાવું, એજ અભ્યુદય કરનારૂં છે; માટે આપના સદુપદેશને સાંભળવા આ માણસ અતિ આતુર છે.

अश्वपति–તમારૂં અજાણ્યું નહિ હોય કે સત્પુત્રોનું પરમદૈવત તો માતા-પિતાજ છે. જે પુત્રો પોતાના માતા-પિતાની સેવા ન કરતાં જપ, તપ, તીર્થ, ઈશ્વરપૂજન કે બીજાં કોઇ દાન પુણ્ય કરે છે, તે નિષ્ફળ છે; કદીપણ તેથી તેને સિદ્ધિ થતી નથી, ઈશ્વર પ્રસન્ન થતા નથી, અને સત્કીર્ત્તિ પણ થતી નથી.

सत्यवान्–(મનમાં) આ મહારાજાનું એકેકું વચન શાસ્ત્રરૂપજ છે.

अश्वपति–નિર્મળ યશવાળા રામચંદ્ર, સદાશિવની કૃપા પામેલા પર્શુરામ, શત્રુઓને સંહારનાર ભીષ્મ, સદાઉદય ઇચ્છનારા શ્રીકૃષ્ણ અને સ્વધર્મમાં પ્રીતિવાળા શ્રવણ તથા બીજા મહાત્માઓએ પિતાની આજ્ઞા કેવી પાળી છે, માતાપિતાની કેવી સેવા કરી છે, અને તેમ કરવાથી તેઓએ કેવો જય મેળવ્યો છે, કેવી કીર્ત્તિ મેળવી છે અને કેવી પ્રતિષ્ઠા મેળવી છે, એ તમારૂં અજાણ્યું નથી. માતા-પિતારૂપ પરમદૈવત સુલભ છતાં, બીજા દેવોની ઉપાસના કરવા દોડનારા લોકો, ગંગાજળ મેલી ઝાંઝવાનું પાણી લેવા દોડે છે, દેવનગર મેલી ગંધર્વનગરમાં જવા ઇચ્છે છે, અને નંદનવનનાં સુગંધી પુષ્પો મેલી આકાશપુષ્પો લેવા ઉત્કંઠિત થાય છે એમ હું ગણું છું. પ્રત્યેક માણસ પુત્રની ઇચ્છા

એટલાજમાટે કરે છે, કે પોતાની વૃદ્ધાવસ્થામાં સેવા કરે. વૃદ્ધપણું એ એક એવી અવસ્થા છે, કે તે સર્વ સદ્ગુણોને ઢાંકી દે છે. અને તેથીજ તે અવસ્થામાં માણસ સર્વને અપ્રિય થઇ પડે છે. આ વિષમવેળામાં સત્પુત્રવિના કોઇ આધાર નથી, એમ વિચારી રાજાથી તે રંકસુધી સર્વે પુત્ર-પ્રાપ્તિમાટે અનેક પ્રકારનાં પ્રયત્નો કરે છે. એમ ઘણાં પ્રયત્નોથી પુત્રપ્રાપ્તિ થયા પછી તેનું લાલન પાલન અને પોષણ કરવામાં અનેક પ્રકારનાં દુઃખો ભોગવે એટલુંજ નહિ પણ રાત્રિદિવસ પોતાનાં સંતાનના ઉદયનેમાટે ઈશ્વરની પ્રાર્થના કરે છે, તેની અગાઉ પોતાનું મરણ ઇચ્છે છે, પોતે નઠારૂં ખાઇ સારૂં ખવરાવે છે, પોતે નઠારૂં પેહેરી તેને સારૂં પેહેરાવે છે, અને ટુંકામાં પોતે સર્વ દુઃખ ખમી તેને સુખી કરવા ઇચ્છે છે. આવો અપ્રતિમ સ્નેહ ધરાવનારાં માતા-પિતાનું અનૃણી, લાખો તો શું, પણ ક્રોડો કલ્પનું આયુષ્ય હોય તો પણ થવાતું નથી માટે માત્ર જીવિત પર્યન્ત મન-વચન-કર્મથી તેમની આજ્ઞા પાળવી અને ઈષ્ટદેવ ગણી તેમની સેવા કરવી એજ સત્પુત્રોનું કૃત્ય છે. આવો ઉત્તમોત્તમ પોતાનો ધર્મ ચુકી કેટલાએક અધર્મી અધમ પુત્રો યુવાવસ્થાના મદથી, વિદ્યાના મદથી, ધનના મદથી, કે પછી પ્રતિષ્ઠાના મદથી, પોતાનાં પરમદૈવતરૂપ માતા-પિતાનું અપમાન કરે છે, તેની આજ્ઞા માનતા નથી, અને સેવા કરતા નથી. આવા પુત્રો તે પુત્રો નહિ, પણ જેમ માણસના મેલમાંથી તથા પરશેવામાંથી, જું, લીંખ, માંકડ ઇત્યાદિ લોહીનેજ ચુંસનારા કીડા થાય છે, તેવાજ પ્રકાર-

ના એ મનુષ્યના આકારવાળા કીડા પેદા થયેલા છે એમ હું ગણું છું. આજ્ઞા પાળવી અને સેવા કરવી એ વાત તો દૂર રહી, પણ કેટલાએક કુપુત્રો પોતાનાં માતા-પિતાના અંતઃકરણને રાત્રિદિવસ સંતાપ્યા કરે છે. આવા પુત્રોના જન્મને ધિક્કાર છે, જીવિતને ધિક્કારછે, અને તેનાં તન મન ધન પ્રતિષ્ઠા તથા પરાક્રમને પણ ધિક્કાર છે. સત્યવાન્! તમે તો એક પુત્રધર્મની મૂર્ત્તિ છો, એમ કહીએ તો પણ વધારે નથી. તેમ છતાં વારંવાર હું ભળામણ કરૂં છું કે આ આર્ય રાજર્ષિ દ્યુમત્સેનની તથા આ દેવી શૈબ્યાની નિરંતર મન-વચન-કર્મથી સેવા કરજો. (સાવિત્રી તરફ જોઇ) પુત્રિ સાવિત્રિ! જેટલો અને જેવો આ વૃદ્ધ માવતર પ્રત્યે વર્ત્તવાનો સત્યવાનનો ધર્મ છે, તેટલો અને તેવોજ અથવા તેથી પણ વધારે તેમની સેવા કરવાનો તમારો ધર્મ છે, માટે સદા તેમની મન, વચન, અને કર્મથી સેવા કરવા તત્પર રેહેજો. તેથીજ તમારો ઉદય છે, તેથીજ તમારી વૃદ્ધિ છે અને તેથીજ તમારૂં જન્મ તથા જીવિત વખાણવા યોગ્ય થવાનું છે.

**सत्यवान्**—માયાળુ મહારાજ! આપનું એકેકું વચન હું શાસ્ત્રરૂપ ગણી માન્ય કરૂં છું અને તેપ્રમાણે વર્ત્તવા બંધાઉં છું.

**सावित्री**—પિતાજી! આપની પવિત્ર આજ્ઞા હું માથે ચડાવું છું.

**अश्वपति**—તમને તે યોગ્યજ છે.

**मालवी**—ભક્તિથી કરેલી ગુરૂજનની સેવા કામદુધા સરખાં ફળ આપે છે.

अश्वपति–(ધ્યુમત્સેન તથા શૈબ્યાને) આર્યરાજર્ષિ! મહાદેવિ! હવે હું આપની આજ્ઞા લઉં છું.

द्युमत्सेन तथा शैब्या–આપનો માર્ગ કલ્યાણ રૂપ થજો. અને ઈશ્વર વળી એવો કોઇ શુભ દિવસ આપો કે જેમાં આપણો સમાગમ થાય.

मालवी–હું પણ પ્રયાણના છેલ્લા પ્રણામપૂર્વક આટલા દિવસના સહવાસમાં થયેલા અપરાધને ક્ષમા કરવા પ્રાર્થના કરૂં છું.

शैब्या–તમારૂં સૌભાગ્ય અક્ષય રહો. અપરાધ તો તમારો મોટો એજ છે, કે અમ અપંગના અંતઃકરણને તમે દંપતી બળાત્કારથી સાથે લઇ જાઓ છો.

प्रधानो–આર્યરાજર્ષિ! આ આપના સેવકો આપને પ્રણામ કરે છે.

द्युमत्सेन–પવિત્ર શત્રુશલ્ય! વીરમિત્ર! મહારાજ અશ્વપતિની સેવામાં મન, વચન અને કર્મથી સાવધાન રેહેજો. (સર્વે ચાલવા માંડે છે. ધ્યુમત્સેન તથા શૈબ્યા તેઓને મળવા ઉઠે છે.)

अश्वपति–આર્યરાજર્ષિ! આ શું! આપે વધારે શ્રમ ન લેવો.

द्युमत्सेन–પ્રિયમિત્ર! એમાં શ્રમ શો છે? એટલાં પણ પગલાં તમારો સહવાસ મુને વધારે હર્ષકારક થઈ પડશે.

अश्वपति–ત્યારે જેવી આપની ઇચ્છા. (સર્વે નીકળી જાય છે.)

---

## प्रवेश २ जो.

સ્થળ—આશ્રમની નદીનો કાંઠો.

### मालती, माधवी, अने सावित्री.

माधवी–પ્રિયસખિ સાવિત્રિ! હવે અમને ગઈ રાત્રીમાં જોયેલી લીલાવતી અને લલિતાના જેવી દશા પ્રાપ્ત થઇ છે. અમે

માતા-પિતાને લાજથી કહી શકતાં નથી પણ અમને અહીંથી જવું જરાપણ ગમતું નથી. નથી અમારૂં મન આપણી રાજધાનીમાં જવા ઇચ્છતું, નથી અમારૂં મન માતા-પિતાને મળવા ઈચ્છતું અને નથી અમારૂં મન સગાંસંબંધીને મળવા માનતું; કેવળ તમારી પાસે રેહેવાનીજ ઉત્કંઠા ધરાવે છે.

**सावित्री**–પ્રિયસખિયો ! તમારૂં કહેવું ખરૂં છે, પણ પ્રિયસહવાસ નિરંતર એકસ્થાને હોતોજ નથી. જ્યારે પાણીના ઓવાળની પેઠે દૈવયોગથી સ્નેહીજનો ક્ષણે ભેળા થાય છે અને ક્ષણે જુદા પડે છે, ત્યારે આપણો શો ઉપાય ?

**मालती**–ઉપાય તો છે.

**सावित्री**–શો ઉપાય ?

**माधवी**–તમે આપણાં માતા-પિતાને કહો કે 'માલતી અને માધવીવિના મુને અહિં ગમશે નહિ.'

**सावित्री**–બેનો ! એ તમારો વિચાર ભૂલ ભરેલો છે. પ્રથમ તો મને અહીં નહિ ગમે એમ કહેવાને મારી જીભજ ઉપડતી નથી. કદિ તેમ કહું તોપણ માતાપિતા તમને અહિં રાખી જાય નહિ, કારણ કે હજી તમે પરતંત્ર છો. કદિ તેઓ પણ મેલી જવાને વિચાર કરે, પણ આપણેજ વિચારવાનું છે કે જ્યારે તમને મારો વિયોગ આવો દુઃખદાયક થઇ પડયો છે, ત્યારે જેનું જીવિત સર્વસ્વ હું છું, એવાં તે માયાળુ માવતરને કેટલું દુઃખ થતું હશે? તે સમયે તમે તેની પાસે હો તો તેને કેટલોક સંતોષ રહે, ને મુને પણ મનમાં એમ રહે કે 'મારી પ્રિયસખિયો ત્યાં છે, તો કોઇ રીતે મારાવિષેનો ખેદ નહિ આવવા દે;' માટે તમારૂં કર્ત્તવ્ય એજ છે કે તેમની-

જ સેવા કરવી, ને જેમ બને તેમ તેના હૃદયમાં મારા વિ-
યોગનું દુઃખ ન આવે એવી રીતે વર્ત્તવું. એમ કરવું એને
વધારે પ્રિય છે.

માલતી–પ્રિયસખિ સાવિત્રિ! તમારી આજ્ઞા અમે માન્ય
કરશું. પણ જ્યાં અમે વિચાર કરિયે છિયે ત્યાં એમ
થાય છે, કે આપનાવિના ત્યાં જઇને કેમ રહિ શકશું?
વિચારો કે જે વિદ્યાલયમાં આપની સાથે અમે અભ્યાસ
કર્યો છે તે વિદ્યાલય જોતાં, જે પુસ્તકશાળામાં અમે આ-
પની સાથે પુસ્તકો વાંચ્યાં છે તે પુસ્તકશાળા નિરખતાં
અને જે સદ્ગુરૂ પાસે આપની સાથે અમે અભ્યાસ કર્યો
છે તે દયાળુ વૃદ્ધ સદ્ગુરૂનાં દર્શન થતાં, અમારી કેવી દશા
થશે, અમને તે સુખદ સ્થાનકો માત્ર આપના વિયોગને
લીધે કેવાં દુઃખદ થઇ પડશે, અને આપનાં સર્વે સ્થાનકો
આપનાવિના કેવાં શૂન્ય લાગશે?

સાવિત્રી–(આંસુલાવીને) પ્રિયસખિ માલતિ અને માધવિ!
તમને મારા વિયોગથી જે દુઃખ થાય છે અને થશે તે
મારૂં અજાણ્યું નથી; કારણ કે જેમ તમને મારો વિયોગ
થવાનો છે તેમજ મને પણ તમારો અને માયાળુ માવત-
રનો વિયોગ થવાનો છે, પણ તે આ સમયે હૃદયમાં લા-
વવાથી માયાળુ માવતરનાં મન દુખાવવાં એજ ફળ છે.
માટે આ સમયે ગંભીરતાથી સર્વ દુઃખ દબાવી, માયા-
ળુ માવતરની સેવામાંજ તત્પર થવું. બેનો! તમે સમજુ
છો એટલે વધારે શું કહું? (સ્મરણ કરીને) આ પુસ્તકશા-
ળાની, આ વિદ્યાલયની અને આ મારાં શયનગૃહની કુંચિ-

ચો લઇ જાઓ. (માલતીને આપીને) આપણી પુસ્તકશાળા શ્રીસદ્ગુરૂને સોંપી દેવી, આપણું વિદ્યાલય ઉઘાડી તેમાં આઠ આઠ દિવસે કન્યાઓની સભા ભરવી અને ઉત્તમ ઉપદેશરૂપ ભાષણો થતી વેળા મને સંભારવી.

માધવી–સખી! એ કાંઇ કેહેવું પડે તેમ નથી. અમે નથી ધારતાં, કે કોઈ દિવસ, કોઇ ઘડી કે કોઇ ક્ષણ તમારાં સ્મરણવિના જાય.

સાવિત્રી–એતો મુને પૂર્ણ ભરોસો છે. મારાં શયનગૃહમાં મહાનુભાવ આર્યપુત્રની છબીના અરીસાની નીચે ત્રણ પેટી છે તેની કુંચિયો તે તકતાના નીચેના ખાનાંમાંજ છે, તે લઇને તે પેટીઓ તમે ઉઘાડજો.

માલતી તથા માધવી–(આંસુલાવીને મનમાં) એ ઘરમાં પેસવું પણ ઘણું કઠણ છે.

સાવિત્રી–તેમાં એકમાં લીલમના સર્વ અમૂલ્ય અલંકારો છે, બીજીમાં હીરાના છે, અને ત્રીજીમાં માણિક્યના છે. આપણાં માયાળુ ગુરૂપત્નીને એ ત્રણેય પેટીઓ દેખાડજો, અને તેમાંથી જે પેટી તેને ગમે તે તેને અર્પણ કરજો; બીજી બેમાંથી તમને ગમે તે તમે બેય સયારી વેચી લેજો; અને ત્રીજી રહી તેના અલંકારો આપણી કન્યાશાળાની વાર્ષિક પરીક્ષાની વેળાએ આપણા સદ્ગુરૂશ્રીના હાથથી સર્વ કન્યાઓને, સૌ સૌની યોગ્યતા પ્રમાણે ઇનામ આપવામાં વેંચાવી નાંખજો. એમાં સ્મરણ રાખવાનું એજ છે કે કોઇપણ કન્યા ઇનામવિનાની રહેવી ન જોઇએ.

માલતી–સખિ ! આપની આજ્ઞાપ્રમાણે આપણાં ગુરૂપત્નીને

ગમશે તે પેટીના અલંકારો આપશું અને બીજી બેયપેટીના અલંકારો કન્યાશાળાના ઇનામમાં વેહેંચાવશું એટલે કોઇ કન્યા ઇનામવગરની નહિ રહી જાય. પણ બેન! એમ બેયને અલંકારો આપવા કહ્યા તેથી અમે તમારી પ્રિયસખિયો નહિ પણ લોભી દાસિયો છિયે, એમ જણાય છે.

**सावित्री**–નહિ નહિ, પ્રિયસખિયો! હું તમને જેમ તમે કહો છો તેમ ગણતી નથી. જે કાંઇ આનંદની વેળાએ અપાય છે તે લેવામાં લેનાર લોભી ગણાય નહિ. આપણે સાંભળ્યું છે, કે મારા પોતાના જન્મને દિવસે શત્રુશલ્ય અને વીરમિત્ર પ્રધાનોને આપણા પિતાજીએ અમૂલ્ય હીરાના હારો આપ્યા હતા, અને તેઓએ પોતાને ત્યાં પુત્રજન્મ થતી વેળાએ પિતાજીને માણિક્યની માળા આપી હતી. વિચારો, કે તે લેવાથી તેઓ લોભી લેખાય? કદી નહિ. તમે પુસ્તકશાળામાં મને ફરીથી દેશાટણ કરવાનું કેહેવા આવ્યાં હતાં તે સમયે મારી દશા કેવી હતી અને આજે ઈશ્વરકૃપાથી મારી દશા કેવી છે, તે તમે નજરે જુઓ છો. આવા આનંદદાયક સમયનું સ્મરણ રેહેવા હું જે તમને આપું તે ઓછું છે. કદી હું આપતાં વિસરી જતી હોઉં તો તમારેજ માગી લેવું જોઇએ. એ વિષે જેટલી તાણ કરશો તેટલાં મારાથી તમે જુદાં છો એમ હું જાણીશ.

**माधवी**–જ્યારે તમારો એટલો બધો આગ્રહ છે ત્યારે નિરૂપાય છિયે.

**सावित्री**–(પાછું વાળી જોઇને) હજી આપણાં માતા-પિતા કેમ ન આવ્યાં?

**मालती**–આર્યરાજર્ષિ સાથે હોવાથી તેઓ ધીરે ધીરે ચાલતાં હશે, પણ ઘણી વાર થઇ માટે હવે તો આવવાં જોઇએ.

**द्युमत्सेन, शैब्या, अश्वपति, मालवी, सत्यवान्, प्रधानो** ઇત્યાદિ (પ્રવેશ કરે છે.)

**अश्वपति**–(આશ્ચર્યસહિત) બેન ! તમે આગળથી આવ્યાં છો ?

**सावित्री**–હા પિતાજી, મારી સખીઓની સાથે વાત કરતાં કરતાં આપનાથી આગળ આવતી રહી.

**अश्वपति**–એ બેયને તમારાવિના એક ક્ષણ પણ ગમવાનું નથી.

**सावित्री**–પિતાજી ! આપની છાયામાં એમને કોઇપણ પાંતીની ઓછ નથી, તેમ મારાં માયાળુ માતા અને આપ, એ બેય ઉપર મારા જેટલોજ સ્નેહ રાખો છો, તોપણ મારા મનમાં–(આંસુ આવે છે.)

**मालवी**–જે કેહેવાનું હોય તે ખુશીથી કહો.

**सावित्री**–હું એમ ઈચ્છું છું, કે જેમ આપે આજ દિવસસુધી સર્વ રીતે આ બેયને મારી બરોબર રાખી છે, તેમજ તેનાં લગ્ન સમયે પણ તેને કોઈ વાતે ઓછું આવવા દેશો નહિ.

**मालवी**–પુત્રિ! એવિષે તમારે નિશ્ચિંત રહેવું.

**सावित्री**–માતા! મારા માયાળુ વિદ્યાગુરૂનો મારાથી કાંઇ પણ સત્કાર થયો નથી, માટે મારા પિતાજીને વિનતિ કરીને એવિષે યોગ્ય વિચાર કરશો.

**अश्वपति**–પુત્રિ! હું તેને ઘણી સમૃદ્ધિ આપીને સુખી કરીશ માટે ચિંતા ન રાખવી.

**सावित्री**–માતા! મેં મારાં ઘરેણાંની આ ચીઠીપ્રમાણે વ્યવસ્થા કરી છે. (ચીઠી આપે છે.)

**मालवी**–(ઘણા હર્ષથી લઇ વાંચી જોઇને) બેન! ઘણી સારી વ્યવસ્થા કરી છે. તમને એમજ ઘટે. વિશેષ કાંઇ કેહેવાનું છે?

**सावित्री**–ના માતા, આપે મારા સર્વ મનોરથો સિદ્ધ કરી આપ્યા છે.

**मालवी**–દેવી શૈબ્યા! સાવિત્રી હવે તમને ભળે છે.

**शैब्या**–એવિષે નિશ્ચિંત રહો. એ અમારા પ્રાણ સરખાં છે.

**अश्वपति**–આર્યરાજર્ષિ! હવે આ આશ્રમની નદી આવી માટે પાછા વળો.

**मालवी**–પુત્ર સત્યવાન્! પુત્રિ સાવિત્રિ! આ વૃદ્ધ દંપતીને જાળવીને આશ્રમે તેડી જાઓ અને પાછાં વળો.

**सत्यवान्**–આપ રથમાં બેસો એટલે અમે જઇએ.

**अश्वपति**–આર્યરાજર્ષિ ચાલ્યા આવે છે ત્યાંસુધી અમારાથી રથમાં નહિ બેસાય.

**वीरमित्र**–આપનું કેહેવું યોગ્યજ છે.

**द्युमत्सेन**–દેવિ! ચાલો ત્યારે, હવે આપણે પાછાં વળિએ. આપણે જેટલાં દૂર આવિયે છિયે તેટલાં તેઓ તડકામાં દુઃખ પામે છે.

**शैब्या**–હા આર્યપુત્ર. (સાવિત્રીને) સાવિત્રિ! તમારાં માતાપિતાને પ્રણામ કરો.

**सावित्री**–જેવી આજ્ઞા. (માલવીને પગે લાગે છે.)

**मालवी**–(આંસુ લાવીને) બેના સાસુ-સસરાની સાવધાનપણે સેવા કરજો.

**द्युमत्सेन**–પ્રવીણ પ્રધાનો! માર્ગમાં મહારાજની તમે સંભાળ રાખજો.

**प्रधानो**–જેવી આજ્ઞા. (પ્રણામ કરે છે)

**सत्यवान्**–આર્ય! હું છેલ્લા પ્રણામ કરૂં છું.

**अश्वपति**–નિરંતર ચિરંજીવ રહેજો અને માતા-પિતાની સાવધાન રહી સેવા કરજો.

**मालवी**–પત્રદ્વારાએ કુશલ ખબર આપતા રેહેજો.

**सत्यवान्**–બહુ સારૂં માતા!

**अश्वपति**–આર્યરાજર્ષિ! દેવી શૈબ્યા! હું પ્રણામ કરૂં છુ.

**द्युमत्सेन तथा शैब्या**–તમારો વિજય વધો.

**मालवी**–આર્યરાજર્ષિ, દેવિ શૈબ્યા! હું પ્રણામ કરૂંછું.

**द्युमत्सेन तथा शैब्या**–ઈશ્વરકૃપાથી સુખી થજો. (એમ બોલતાં વિયોગથી આવતાં આંસુને અટકાવતાં તથા આંખો લુતાં લુતાં અને દંપતીના ગુણને વખાણતાં પાછાં ફરે છે.)

**अश्वपति**–પ્રિયા માલવિ! પુત્રિ માલતિ! પુત્રિ માધવિ! હવે ચાલો, એ તો ઘણાં દૂર ગયાં.

**मालती अने माधवी**–(સ્તબ્ધ થઇ જઇ ઉભાં રહે છે અને સાવિત્રીના સામું જોઇ રાખે છે.)

**अश्वपति**–(નિશાસો નાંખીને) દેવિ! જેટલી વાર અહીં ઉભાં રેહેશું, તેટલો વિલંબ થવાનો. આપણાં નેત્રોનાં એવાં ભાગ્ય ક્યાંથી હોય, કે પુત્ર સત્યવાન્ અને પુત્રી સાવિત્રીનો મુખચંદ્ર જોવામાં અંતરાય ન આવે.

**मालवी**–(નિશ્વાસ નાંખીને) આપનું કેહેવું ખરૂં છે. મારૂં મન હવે અહીંથી ખશી શકતું નથી. (આશ્રમ સામી દૃષ્ટિ કરીને) અરે, શું સાવિત્રી પાછાં આવે છે?

**अश्वपति**–હા, એતો એજ. કેમ આવતાં હશે?

**मालवी**–એને પણ આપણા વિયોગથી દુઃખ થતું હશે.
**अश्वपति**–એ અસંભવિત છે.
**सावित्री**–(પાસે આવીને) પિતાજી! મને આશ્રમમાં જતાં સ્મરણ આવ્યું તેથી હું પાછી આવી છું.
**मालवी**–બેન! શું સ્મરણ આવ્યું?
**सावित्री**–માતા! 'પ્રસન્નપાર્વતી' અને 'મુદિતમહાલક્ષ્મી' એ બે કથા મારી પુસ્તકશાળામાં રહી ગઇ છે, તે ત્યાં જઇ તરત મોકલાવવા ચૂકશો નહિ.
**अश्वपति**–સારૂં, હું તરત તે મોકલાવી દેઇશ.
**सावित्री**–તમે કેમ તે વારનાં હજીસુધી ઉભાં છો?
**अश्वपति**–પુત્રિ! તમારાં માતા અને તમારી સખિયો તમારા વિયોગથી મુગ્ધ થઇ અહીંથી ચાલતાં નહોતાં, તેથી.
**सावित्री**–માયાળુ માતાજી અને પ્રિય સખિયો! એમ કરવું તમને ઉચિત છે? જો ઈશ્વરના ઘરથી વિયોગ રચાએલોજ ન હોત, તો સંયોગમાં શું સુખ છે, એ કોઇ જાણત નહિ. માટે વિયોગથી દુઃખ નહિ માનતાં ઈશ્વરની પ્રાર્થના કરવી, કે તે પાછો તરત સમાગમ કરાવે. હવે હું અહીં ઉભી છું. તમે રથમાં બેસી આ નદી ઉતરી ચાલવા માંડો, ત્યારપછી હું અહીંથી ચાલીશ.
**मालवी**–પુત્રિ! ઠીક ત્યારે તેમ કરિયે. (સર્વે નીકળી જાય છે.)
**सावित्री**–(મનમાં) માવતરની પોતાનાં સંતાનઉપર કાંઈ નોખા પ્રકારની વાલપ હોય છે. જેની ગંભીરતા નિરૂપમ છે-એવાં મારાં માતાજીને પણ મારા વિયોગથી ધૈર્ય ન રહ્યું, તે માત્ર તેની સ્વાભાવિક વાલપનેલીધેજ. આવાં નિર્નિ-

મિત્ત સ્વાભાવિક સ્નેહવાળાં માવતરોનું ઈશ્વર કલ્યાણ કરો. (સર્વને નદી ઉતરી ગયેલાં જોઇને પ્રકાશમાં) અરેરે, એ તો સર્વે નદી ઉતરી ગયાં. ચાલ જીવ, હું પણ હવે મારાં સાસુસસરાની સેવામાં હાજર થાઊં. પણ આ અલંકારો છે તે આ આશ્રમને અને હવે પછીના મારા કર્ત્તવ્યને યોગ્ય નથી માટે માત્ર મંગળસૂત્ર અને કંકણ રાખી, સર્વને તેને ઠેકાણે કરૂં. (એક ઝાડ નીચે બેસી અલંકારો ઉતારતાં ઉતારતાં.)

(शार्दूलविक्रीडित.)

માલા મૌક્તિકયુક્ત ઝાંઝર અને હે હાર હીરાતણા!
બાજૂબંધ અમૂલ્ય કંકણ કડાં રે કાંપ રત્નોતણા!
માનું એમ સદૈવ દુ:ખસુખમાં લેશે નથી વીસર્યા,
શોભાવી મુજનું શરીર સહુએ આભાર ભારે કર્યા.

(वसंततिलका.)

આભૂષણો નયનહર્ષદ હે પવિત્ર!
મોટાં અમૂલ્ય મણિમૌક્તિકથી વિચિત્ર!
રાજાધિરાજ મુજનાથ થશેજ જ્યારે,
પ્રેમે ધરીશ તમને પણ હુંજ ત્યારે.

(વસ્ત્રમાં બાંધે છે.)

(वसंततिलका.)

नेपथ्यमां—માતા-પિતા વગર અન્ય ન કાંઈ દેખું,
જે ધર્મ ધ્યાન તપ તે પણ શૂન્ય લેખું;
માતા-પિતા પરમ દૈવત એક મારૂં,
એથી વધૂ અવનિમાં નહિ કાંઇ સારૂં.

**सावित्री**–અહો! પરમપિતૃભક્ત મારા પ્રાણપતિ અહીંજ પધાર્યા. (એમ કહી ઉભાં થાય છે.)

**सत्यवान्**–(પ્રવેશ કરીને) પ્રિયા! તમે શું કરો છો? કોની સાથે વાત કરો છો? તમને આવતાં વિલંબ થવાથી માયાળુ માતા-પિતાને ચિંતા થવા લાગી તેથી મને સામો મોકલ્યો.

**सावित्री**–પ્રાણનાથ! હું તો અલંકારો સાથે વાત કરતી હતી. આપને મારે માટે શ્રમ લેવો પડયો, તેથી મુને બહુ શરમ થાય છે. માવતરનું માયાળુપણું તો કોઈ જુદાજ પ્રકારનું હોય છે.

**सत्यवान्**–પ્રિયા! ચાલો હવે આશ્રમે જઇએ.

**सावित्री**–જેવી આપની ઇચ્છા. (નીકળી જાય છે.)

---

## प्रवेश ३ जो.

સ્થળ—ધુમત્સેનરાજાની પર્ણકુટી.

**राजा द्युमत्सेन देवी, शैब्या, अने ऋषिकुमारो.**

**ऋषिकुमारो**–(સઘળા સાથે એકસ્વરે ગાય છે).

### पद.

(છંદ રૂચિરા પ્રમાણે અને 'જય નારાયણ જય પુરૂષોત્તમ, જય વામન જય કંસારે.'—એ રાગ.)

નારાયણનું નામ જપી લે, ભૂલ્યો ભટક ન ભાઈ રે;
સાર નહીં સંસારવિષે કંઇ, જૂઠી સર્વ સગાઈ રે. નારાયણ૦
જાગીને તું જોને નયને, સૂતો શું ખળ ખાઈ રે;
જીવ્યું સફળ કર્યું નહિ કાંઈ ગુણ ઇશ્વરના ગાઈ રે. નારાયણ૦
આ તારૂં આ મારૂં એવી, માયાની છત છાઈ રે;

એ કારણથી આજ સુધીમાં, સુકૃત ન કર્યું કાંઈ રે. નારાયણ૦
ક્રોધ કામ મદ મોહ લોભ ને, મત્સરમાં લપટાઈ રે;
તન-મન તેને અર્પણ કીધાં, ઠાઠે ગયો ઠગાઈ રે. નારાયણ૦
આશા-તૃષ્ણાની ફાંસીમાં, ફૂલી ગયો ફસાઈ રે;
સારૂં નરતું તે નહિ જોયું, ચૂલે ચડિ ચતુરાઈ રે. નારાયણ૦
ધન ને ધામ અને ધંધામાં, અંધા રહ્યો ધરાઈ રે;
કાલચક્રની આગળ કેને, ક્યાં જાશે સંતાઈ રે? નારાયણ૦
દીનજનોને પણ બહુ દૂભ્યા, પ્રતિદિન તેં હરખાઈ રે;
વિષયતણા વિષસરખા રસમાં, લાગી તને નવાઈ રે. નારાયણ૦
મમતાનો છે પાશ વિશેષે, દેહીને દુખદાઈ રે;
પ્રેમેથી હરિહરને ભજવા, એજ સદા સુખદાઈ રે. નારાયણ૦

**द्युमत्सेन**–ઋષિકુમારો! તમારી વાણીનું શ્રવણ કરી મારૂં મન પ્રસન્ન થયું છે. તમે તમારે જવાનો સમય થયો તો હોય હવે સુખેથી જજો.

**ऋषिकुमारो**–(એક જણ) હા, મહારાજ! અમે સમય થયો છે માટે ફળફૂલ લેવા જઈએ છિયે. (સર્વે નીકળી જાય છે.)

**द्युमत्सेन**–દેવિ!

**शैब्या**–મહારાજ! શી આજ્ઞા છે?

**द्युमत्सेन**–પુત્રી સાવિત્રીના ગુણો જોઇને તો મને આશ્ચર્ય થાય છે.

**शैब्या**–આર્યપુત્ર! મારા મનમાં પણ આપ કહો છો તેમજ થાય છે. આજે એક વર્ષ થયાં તે આપણી કેવી સેવા કરે છે? એક મહારાજની પુત્રી થઇને વનવાસનું દુઃખ મનમાં ન લાવતાં મન-વચન-કર્મથી ગુરૂજનની ભક્તિ કરવી, એ ઘણુંજ કઠણ છે.

द्युमत्सेन–તેમાં પણ જેની પ્રકૃતિજ જુદા પ્રકારની થઈ ગઇ હોય, એવાં અપંગ ગુરૂજનની ભક્તિ કરવી એ તો એથી પણ કઠણ છે. તેણે ટાઢ, તડકો, વાયુ, વરસાદ અને બીજાંપણ ક્ષણે ક્ષણે થતાં દુ:ખથી કોઇ દિવસ ઉદાસી જણાવી નથી.

शैव्या–ખરૂં છે, આ આશ્રમની સર્વે ઋષિપત્નિયો પણ તેનાં વખાણ કરે છે ને કહે છે, કે 'તમારી સાવિત્રીનું શરીર જુઓ તો કમળ કરતાં કોમળ છે, ને કામ જુઓ તો અમારા કરતાં પણ વધારે કરે છે. અમને તો આશ્ચર્ય થાય છે, કે કેવી એની શક્તિ !'

द्युमत्सेन–દેવિ ! મુને આટલા દિવસ રાજ્ય ગયાવિષે ખેદ આવ્યો નથી, પણ હવે સ્મરણ થાય છે, કે સાવિત્રીના ગુણો જોઇ હું એને અનેક અમૂલ્ય અલંકારો અર્પણ કરત, પણ દૈવની ગતિથી આ સમયે આવાજ આપણા દિવસો છે.

शैव्या–મહારાજ ! એ સર્વ આપણા મનમાં છે, પણ પુત્રી સાવિત્રીનું મન તો કાંઇ જુદાજ પ્રકારનું છે.

द्युमत्सेन–તે કાંઇ તમને કે'તાં હતાં ?

शैव्या–ના, તે તો નહિ, પણ મૈત્રેયી કેહેતાં હતાં, કે "એક સમયે સાવિત્રી અમારી સાથે ચૈત્રવૈશાખના પડતા તડકામાં પાણી ભરવા આવેલ. પેહેલે દિવસે પુનમનો ઉપવાસ કરેલ અને અણવાણે પગે ચાલતું, તેથી તેને મૂર્છા આવી ગઇ. આ સમયે અમે બધાં ભેળાં થઇ અને શીતળ ઉપચારો કરવા લાગ્યાં તેથી જાગૃત થયાં. થોડીવારે અમને હાથ જોડીને કહ્યું, કે 'હું તમ સર્વ પાસે કાંઇ માગવાની છું, તો આટલા દિવસના પડેલા પરિચયથી આપ ના નહિ

કહો એવી આશા છે.' તેના આવા વિનયથી અમે હા કહી, એટલે તેણે કહ્યું, કે 'આજ આ જે મારી દશા થઇ, તે તમારામાંથી કોઇએ મારા પ્રાણનાથ પાસે, કે મારાં અ-પંગ સાસુ-સસરાપાસે, કે કોઇ બીજાંપાસે કહેવી નહિ, તે-વિષે તમે મારા સમ ખાઇને ખાત્રી આપો.' અમે કહ્યું, કે 'કહેવાથી શું થાય?' ત્યારે તેણે કહ્યું, કે 'તેથી તેને ગયેલાં રાજ્યનું સ્મરણ આવીને દુઃખ થાય અને એટલાજમાટે માગી લઉં છું કે કાંઇ બોલવું નહિં.' એના આવા આગ્ર-હથી તેમ કરવા વચન આપ્યું હતું, પણ આજે તેના વ-ખાણના પ્રસંગમાં આપને વાત કેહેવાઇ ગઇ છે, તો પાછી તમે તેને કેહેશો નહિ."

**द्युमत्सेन**–(આશ્ચર્ય સહિત) આવડી નાની અવસ્થામાં કેવી તેની સહનશીલતા, તેની ગાંભીર્યતા, અને તેની સહાજનતા!

**शैब्या**–આર્યપુત્ર! એ મૈત્રેયીની વાત સાંભળીને મને તો આ-આશ્ચર્ય થાય છે, કે શું પરમેશ્વરે સૌભાગ્યવતી સાવિત્રીને સદ્ગુણનાં પરમાણુંથીજ રચ્યાં હશે?

**द्युमत्सेन**–બીજું શું?

**शैब्या**–આર્યપુત્ર! કહો ત્યારે હવે આવાં મોટા મનનાં સા-વિત્રીને આપણે શું આપી શકિયે?

**द्युमत्सेन**–દેવિ! ઋષિપત્નિયોના કાનને ધન્ય છે, કે તેણે સા-વિત્રીના મુખમાંથી 'હું તમ પાસે કાંઇ માગવા ઇચ્છું છું,' એવા શબ્દો સાંભળ્યા. આપણા કાન તેવા શબ્દો સાંભળ-વાના અધિકારી ક્યારે થશે? અથવા ધિઃકાર છે આ દરિ-

દ્રદશાને, કે જો તેમ થાય તોપણ કાંઇ આપી શકવા સમર્થ નથી. (એમ કહી નિશાસો નાંખે છે એટલામાં.)

**सत्यवान् अने सावित्री**–(વાત કરતાં પ્રવેશ કરે છે.)

**सत्यवान्**–પ્રિયા! તમે આજ આવાં દુરાગ્રહી કેમ થયાં છો? મેં આજ દિવસ સુધી તમારામાં આવો સ્ત્રીહઠ જોયો ન હોતો અને આજ આ શું કેહેવાય?

**सावित्री**–પ્રાણનાથ! આપ આજ ગમે તો મને વાદીલી કહો, ગમે તો દુરાગ્રહી કહો, કે ગમે તો સ્ત્રીહઠ કરૂં છું, એમ કહો, પણ મારા મનમાં માત્ર આજેજ આપની સાથે વનમાં આવવા વિચાર થયો છે, માટે કૃપા કરીને મને તેડી જાઓ.

**सत्यवान्**–પ્રિયા! તમે જાણતાં હશો કે 'હું વનમાં એક વર્ષ થયાં રહું છું તો હવે ગમે ત્યાં જઇ શકું,' પણ આ વન તે, વન ન ગણાય, એ તો આશ્રમ થવાથી નગર જેવું છે; પણ જે વનમાં હું જાઉં છું, તે તમારે આવવા જેવું નથી. ત્યાંનાં ઘાતકી પશુઓ, રાફડામાંથી નીકળતા કાળા સર્પો, અને મદોન્મત્ત હાથિયોથી તે ઘણું ભયંકર છે.

**सावित्री**–પ્રાણનાથ! આપના પ્રતાપથી યમરાજાથી પણ હું બીઉં નહીં તો બીજાનો શો ભાર છે?

**सत्यवान्**–પ્રિયા! તે ખરૂં, પણ આજે તમારે ત્રીજો નિર્જળ ઉપવાસ છે અને આ ગ્રીષ્મ ઋતુના દિવસો છે, તેમાં વળી તે ઘાટા વનમાં ખરા મધ્યાન્હે ભટકવું, એથી તમને કેટલું વશમું લાગશે, તે વિચારો.

**सावित्री**–પ્રાણનાથ! ઘણું શું કહું? ગમે તો પ્રાણ જાય, ગમે તો શરીર પડી જાય તો પણ હું આજ તો આપ સાથે આ-

વ્યાવિના રેહેવાની નથી. એવિષે આપ જેટલું કેહેશો તેટલું નિષ્ફળ છે.

**सत्यवान्**–પ્રાણપ્રિયા! ભલે, તમારો એવો આગ્રહ હોય તો હું ના નથી કેહેતો, પણ આપણાં માયાળુ માતા-પિતા વનમાં આવવા તમને આજ્ઞા આપશે નહિ.

**सावित्री**–પ્રાણનાથ! એમની આજ્ઞા લઇશ તો પછી આપની હા ખરી કે નહિ?

**सत्यवान्**–હા, હું તો ખુશીથી હા પાડું છું. (એમ કહી સાવિત્રીસહિત આગળ જઇ પર્ણકુટીમાં પ્રવેશ કરી) માયાળુ માતા-પિતા! હું સત્યવાન્ આપને પ્રણામ કરૂં છું.

**द्युमत्सेन तथा शैब्या**–પુત્ર! સદા સુખી રહો.

**सावित्री**–હું પણ આપને પ્રણામ કરૂં છું.

**शैब्या–द्युमत्सेन**–તમારા મનોરથ પૂર્ણ થજો.

**सावित्री**–માતા-પિતા! હું કાંઇ માગવા ઇચ્છું છું, તો આપ દયાળુ માવતરનો ભરોસો છે કે મારી માગણી નિષ્ફળ નહિજ કરો.

**शैब्या**–પુત્રિ! ખુશીથી જે માગવું હોય તે માગો, એમાં શું?

**द्युमत्सेन**–પુત્રિ! જો કે હું અપંગ છું, તોપણ તમે જે માગશો તે આપવાને હું મારા તપોબળથી સમર્થ છું, માટે નિઃશંક થઇને માગો. હું તો આ દિવસને ધન્ય ગણું છું, કે તમે મારી પાસે આજે કાંઇ માગવાનાં છો.

**सावित्री**–માયાળુ માતાજી અને પવિત્ર પિતાજી! મારે જે માગવાનું છે તેમાં તપોબળનું કે ભુજબળનું કાંઈજ કામ નથી, માત્ર આપની કૃપાદૃષ્ટિનું બળ જોઇએ.

**द्युमत्सेन**–જે તમારી ઇચ્છા હોય તે માગો.

**शैब्या**–હા, ગમે તે માગો, જેવી તમારી ઇચ્છા હોય, તે માગતાં વેત તમને પ્રાપ્તજ થયું છે એમ સમજો.

**सावित्री**–માતા ! આજે મારા મનમાં એમ છે કે હું વનમાં ફળ-ફૂલ લેવા સાથે જાઊં.

**द्युमत्सेन**–પુત્રિ ! હું તો એવી આશા રાખતો હતો કે તમે કાંઈ અલભ્ય પદાર્થ માગશો, પણ વનમાં જવામાં શું માગવાનું છે ?

**शैब्या**–પુત્રિ ! તમને ઘટે તેવું માગો. વનમાં જવાનું માગવામાં શું ફળ છે?

**सावित्री**–માતા ! મારે બીજું કશું જોતું નથી. આપની સેવામાં મને બધું છે એમ સમજું છું.

**शैब्या**–પુત્રિ ! વનવાસ તમે કર્યો છે, તોપણ જે વનમાં સત્યવાન્ જાય છે તે જુદા પ્રકારનું છે. આમ છતાં પણ અમે તમને આજ્ઞા આપત, પણ તમારે આજે ત્રણ નિર્જલ ઉપવાસ થયા છે, તેથી આ તમારૂં કોમળ શરીર સહન નહિ કરે.

**सावित्री**–માતાપિતા ! આપના આશિર્વાદથી મુને કાંઇ પણ બાધ આવવાનો નથી; માટે વિનવિને કહું છું, કે કૃપા કરી આજ્ઞા આપો.

**द्युमत्सेन**–પુત્રિ ! આ, જેષ્ઠમાસના લાંબા દિવસોમાં તમે ત્રણ નિર્જલ ઉપવાસ કરેલા છે, તેથી તમારૂં શરીર છેક નિર્બલ થઈ ગયું હશે, ને આજે વનમાં જશો તેથી તમને ઘણું વશમું લાગશે.

**શૈબ્યા**—જો તમારી એમજ ઈચ્છા છે તો આવતી કાલે પારણું કરીને જાજો.

**સાવિત્રી**—ના માતા! કૃપા કરી આજ્ઞા અપાવો. આજે જવું એવો સવારથી મારો સંકલ્પ છે.

**દ્યુમત્સેન**—દેવિ શૈબ્યા! જો સાવિત્રીની આજેજ સાથે જવાની ઇચ્છા છે તો આપણે તેના મનોરથમાં વિઘ્ન કરવું ઉચિત નથી, કારણ કે એણે આખા વર્ષમાં આપણી પાસે આજે-જ માગ્યું છે.

**શૈબ્યા**—પણ પ્રાણનાથ! આપ જાણો છો કે દેવવ્રત અને પ્રજ્ઞાવાન્ હમણાં આશ્રમમાં નથી; આપણે તો અપંગ છિયે, બીજા ઋષિયો જે અહિં છે તે અપંગ નહિ પણ વૃદ્ધપણાથી અપંગ જેવાજ છે, ત્યારે જરા તેને આવતાં વિલંબ થાય, તોપણ તેની સામું જાય એવું કોઈ નથી, પછી આપની ઇચ્છા.

**દ્યુમત્સેન**—તમારૂં કહેવું યથાર્થ છે, પણ પુત્રી સાવિત્રીને આપણે 'તમે જે માગશો તે આપશું' એવું વચન આપ્યું છે, માટે તેમને નિરાશ ન કરવાં.

**શૈબ્યા**—ભલે ત્યારે, આપની ઇચ્છા.

**દ્યુમત્સેન**—વત્સ સત્યવાન્!

**સત્યવાન્**—આજ્ઞા પિતાજી.

**દ્યુમત્સેન**-આજે સાવિત્રી વનમાં આવવા ઇચ્છા કરે છે, તો તમારે ધનુષ્યબાણ સાથે લેઇ વનમાં જવું, અને ગાફલ ન રહેવું.

**સત્યવાન્**—જેવી પિતાજીની આજ્ઞા. (પ્રણામ કરે છે.)

**શૈબ્યા**—પુત્ર! તમે નિરંતર સાયંકાળે આવો છો, પણ આજે ચાર ઘડી દિવસ બાકી હોય ત્યાંજ આશ્રમમાં આવતું રહેવું.

**સત્યવાન્**–જેવી માતાજીની આજ્ઞા. (એમ કહી માતાપિતાને પ્રણામ કરે છે.)

**સાવિત્રી**-ત્યારે હું પણ વન જવાની આજ્ઞા લઉં છું (પ્રણામ કરેછે.)

**દ્યુમત્સેન**–પુત્ર સત્યવાન્! પુત્રિ સાવિત્રી! વનમાં સર્વ દેવતાઓ તમારૂં રક્ષણ કરો, અને પાછાં નિર્વિઘ્ન આપણા આશ્રમમાં આવો, એવી ઈશ્વર પાસે અમારી પ્રાર્થના છે.

**શૈબ્યા**–પણ તમારે એટલું સ્મરણ રાખવું, કે રાત્રિ પડયા સુધી જો તમે નહિ આવો તો અમારા પ્રાણ રહેવાના નથી.

**સત્યવાન્**–નહિ માતાપિતા! એ શું કહો છો? આપની આજ્ઞા પ્રમાણે ચાર ઘડી દિવસ બાકી હશે ત્યાંજ આપની સેવામાં હાજર થશું. એવિષે નિશ્ચિંત રહો.

**સાવિત્રી**–(નિશ્વાસસહિત મનમાં) ઈશ્વરે કોણ જાણે શું ધાર્યું હશે! પ્રકાશમાં નકી દિવસ હશે ત્યાં આવશું. (બેય નીકળી જાય છે.)

**દ્યુમત્સેન**–દેવિ શૈબ્યા! સત્યવાન્ તો નિરંતર વનમાં જાય છે, પણ આજ પુત્રી સાવિત્રી સાથે ગયાં છે તેથી કે ઈશ્વર જાણે શું કારણથી, પણ મારા હૃદયમાં ઊંડો પશ્ચાત્તાપ થાય છે.

**શૈબ્યા**–પ્રાણનાથ! મને પણ આપના કેહેવાપ્રમાણેજ થાય છે. કોઇ ઘાતકી પશુથી પુત્રી સાવિત્રીને હરકત તો નહિં થાય?

**દ્યુમત્સેન**–સત્યવાન્ સાથે છે એટલે એ શંકા તો ખોટીજ છે. એના બાહુબળનો મને વિશ્વાસ છે, કે એના બે બાહુજ પ્રબળ શત્રુને ઉખેડવાને ઘણા છે. વળી સાથે ધનુષ્યબાણ છે એટલે પછી ચિંતાજ શાની? પણ આપણું અંતઃકરણ કારણવગર ઉદ્વેગ પામે છે, તેથી ચિંતા થાય છે કે શું થશે?

**શૈબ્યા**—પ્રાણનાથ! આપજ કહો છો કે આધિવ્યાધિઆદિ પશ્ચાત્તાપ અને પાપને દૂર કરનાર એક ઈશ્વરસ્મરણ છે, માટે ઈશ્વરપૂજનની પર્ણશાળામાં જઇને ઈશ્વરનું સ્મરણ કરિયે.

**द्युमत्सेन**—હા, તમારૂં કેહેવું યથાર્થછે. આ સમયે એજ ઉચિત છે.

(એમ કહી નીકળી જાય છે.)

---

## अंक ७ मो. प्रवेश १ लो.

સ્થળ—અશ્વપતિરાજાનું શયનગૃહ.

**अश्वपति तथा मालवी नोखा नोखा पलंगपर उंघे छे.**

**मालवी**—(ફડકી ઉઠીને ક્રોધસહિત) અરે દુષ્ટ દુષ્ટ, શું અમે જીવતાં છતાં, તું પુત્ર સત્યવાન્‌ને બાંધી લઇ જવા સમર્થ છે? (એમ બોલતાં બોલતાં પલંગમાંથી ઠેકી પડી અશ્વપતિને ઓશીશેથી ખડ્‌ગ ખેંચી લેછે.)

**अश्वपति**—(એકાએક જાગૃત થઇ જઇ આશ્ચર્યથી) પ્રિયા, પ્રિયા, આ શું?

**मालवी**—(સારીપેઠે ચારેકોર જોઇ નિશાસાસહિત) અરે શું સ્વપ્નજ? (એમ કહી ખડ્‌ગ મિયાનમાં નાંખે છે.)

**अश्वपति**—પ્રિયા! મને પૂર્ણ ભરોસો છે, કે મારાં રાજ્યનાં છએ અંગમાંથી કોઇએ પણ તમારો અપરાધ કર્યો નહિ હોય, તેમ છતાં આજે તમારી આંખોમાંથી આંસુની ધારા પડે છે તેથી, નિશાસા ઉપર નિશાસા નાંખો છો તેથી, અને આમ આકુલવ્યાકુલ થઇ ખડ્‌ગ ખેંચી લીધું તેથી, એમ જણાય છે, કે તમને કાંઇ દુઃસ્વપ્ન થયેલ છે.

**मालवी**-પ્રાણનાથ! આપ કહોછો તેમજ મારાં મંદભાગ્યથી થયુંછે.

अश्वपति–પણ તે શું?

मालवी–(વસ્ત્રના છેડાથી આંખ્યો લુતાં લુતાં ગળગળે સાદે)અ-રધું વય વીત્યા પછી માત્ર એકજ પુત્રી થઇ, ને તે પણ જાણતાં છતાં દુરાગ્રહથી માત્ર એક વર્ષ જીવનાર વરને વરી.

अश्वपति–પ્રિયા! એ વાત થઈ ગઇ છે અને તેની શાંતિવિષે મહામુનિ નારદજીએ પુત્રી સાવિત્રીને વટસાવિત્રીનું વ્રત પણ વતાવેલ છે, માટે નિશ્ચિંત રહેવું.

मालवी–પ્રાણનાથ! આપનું કેહેવું સત્ય છે, અને તેજપ્રમાણે હું આટલા દિવસ નિશ્ચિંત રહી હતી, પણ આજના દુઃસ્વપ્ને મારી નિશ્ચિંતતાનો નાશ કર્યો છે.

अश्वपति–પ્રિયા! એવું તે સ્વપ્નમાં શું જોયું, કે આટલો બધો ઉદ્વેગ કરો છો?

मालवी–પેહેલવેલાં એક ઘાટું ભયંકર અને સુશોભિત વન જોયું, તેમાં પુત્રી સાવિત્રી તથા તેના પતિ સત્યવાન્, એ બેય વનની શોભા જોતાં જોતાં ફરતાં હતાં. પુત્ર સત્યવાન્ પ્રત્યેક ઝાડનાં નામો, તેની શોભા અને તેના ઉપયોગો બતાવતા હતા, અને તે સાંભળી પુત્રી સાવિત્રી ઘણાં આનંદ પામતાં હતાં.

अश्वपति–પ્રિયા! આ બધી વાત તો આનંદ પામવા જેવી છે.

मालवी–હા પ્રાણનાથ! એ જોઇને તો મારા આનંદનો પાર ન રહ્યો, પણ એટલામાં તો (ગદગદ કંઠે) કોઇ ભવ્યપુરૂષે આવી સત્યવાનને બાંધી લીધા. (આંખ્યો લુતાં) તે સમયે પુત્રી સાવિત્રીએ ઘણા ઘણા કાલાવાલા કર્યા, પણ તે કાંઇ ન ગણતાં દક્ષિણદિશા તરફ ચાલવા માંડયો. તેને ક્રોધથી મારવા ગઇ ત્યાં આંખ્ય ઉઘડી ગઇ.

अश्वपति–પ્રિયા! જે કાંઇ વાત આપણા હૃદયમાં રમ્યા કરતી હોય, તે સ્વપ્નમાં આવે, એવો નિયમ છે.

मालवी–મને નિશ્ચય છે કે આ સ્વપ્નજ છે, તોપણ તે સમયનો ભયંકર દેખાવ, સાવિત્રીનાં કરૂણાજનક વિલાપનાં વચનો અને પુત્રી સાવિત્રીની તે સમયની અનાથદશાની મુખમુદ્રા, હજી મારા હૃદયમાંથી ખસતીજ નથી; તેમાં વળી કાકતાલીય ન્યાયની પેઠે મહામુનિ નારદે કહેલો દિવસ પણ કાલેજ છે, તેથી વધારે ઉદ્વેગ થાય છે.

अश्वपति–એમાં ઉદ્વેગ જેવું કાંઇ નથી; ઘણીવાર તેવાં સ્વપ્નો આવે છે.

मालवी–ગમે તેમ હોય, પણ હું તો પુત્ર સત્યવાન્ અને પુત્રી સાવિત્રીનું મુખ જોઉં, ત્યારેજ મારા ચિત્તને શાંતિ થાય.

अश्वपति–તમારા આગ્રહનેલીધે એ વિચાર હુ પણ યોગ્ય ગણું છું; પણ એ આશ્રમ ઘણો દૂર છે તેથી લગભગ આવતી કાલની સાંજસુધી આપણે માંડ પોચશું.

मालवी–સાંજે તો સાંજે, પણ જવું તો જરૂર એમ મને લાગે છે.

अश्वपति–ઠીક ત્યારે, એમાં શું? (બારણાં સામું જોઇને) અરે દ્વારપાળ!

द्वारपाळ–(પ્રવેશ કરી હાથ જોડીને) આજ્ઞા મહારાજ.

अश्वपति–આપણા સારથીને કહો, કે જેમ બને તેમ તરત દિવ્ય ઘોડાવાળો રથ જોડીને અહીં લેઇ આવે.

द्वारपाळ–જેવી આજ્ઞા. (મનમાં) મહારાજનો કેવો વિવેક છે, કે મારા જેવા અનુચરને પણ એક નામથી નથી બોલાવતા.

પણ આ રાતને સમયે મહારાજ ક્યાં પધારવાના હશે?
(એમ વિચાર કરતો જાય છે.)
मालवी–પ્રાણનાથ! આપણે અચાનક જઇએ છિયે, તેનું કારણ આપણા પ્રધાનો કેમ જાણશે?
अश्वपति–(ઠીક સંભાર્યું વિચારીને) તેમને કેહેવરાવવું જોઇએ. એક ચીઠી લખો.
मालवी–જેવી આજ્ઞા. (શાહી લેખણ લઇ લખવા બેસે છે) શું લખુ?
अश्वपति–(લખાવે છે.)

**પ્રિય પ્રધાનો!**

દેવીને અસંભવિત દુઃસ્વપ્ન આવવાથી, અને જવાની આવશ્યકતાથી અમે બેય મહારાજ દ્યુમત્સેનના આશ્રમે જઇએ છિયે, માટે કશી ચિંતા ન કરશો અને રાજ્યની સંભાળ રાખશો.

मालवी-પ્રાણનાથ! આપ વાંચીને આપની સહી કરો. (આપેછે.)
अश्वपति–(વાંચી જાય છે અને સહી કરી ચીઠી બીડે છે.)
द्वारपाल–(પ્રવેશ કરીને) મહારાજાધિરાજ! રથ નીચે તૈયાર છે.
अश्वपति–ઠીક, મારાં બધાં શસ્ત્રો રથમાં મેલી આવો.
द्वारपाळ–જેવી આજ્ઞા. (ખડ્ગવિના બાકી બીજાં બધાં શસ્ત્રો મેલી આવે છે.)
अश्वपति–દેવિ! લાવો મારૂં ખડ્ગ, ચાલો હવે આપણે જઇએ.
मालवी–(ખડ્ગ લાવી આપે છે, અને 'સર્વ મંગલને આપનારાં પાર્વતી-પરમેશ્વર ચિરંજીવી સત્યવાન્ સાવિત્રીનું રક્ષણ કરજો.' (એમ કહી) રાજા સાથે ચાલવા માંડે છે.
अश्वपति–(કાંઇ સ્મરણ લાવીને) દ્વારપાળ! સવારે શત્રુશલ્ય

અને વીરમિત્ર પ્રધાનોને કેહેજો કે "પુત્રી સાવિત્રીનો વિવાહ થયે આવતીકાલે વર્ષ પૂરૂં થવાનું છે, તેથી તેને મળવા દેવીસહિત હું જાણું છું. ચાર પાંચ દિવસમાં પાછું સારૂં આવવું થશે, એટલા સમયમાં પ્રજાને કાંઇ પણ અડચણ આવવા દેશો નહીં, કેમકે એમના હિતમાં આપણું હિત સમાયેલું છે, તે તમે પૂર્ણ રીતે જાણો છો." અને આ ચીઠી તેમને આપજો. (એમ કહી ચીઠી દ્વારપાળને આપે છે.)

**द्वारपाळ**–બહુ સારૂં, મહારાજાધિરાજ. વિશેષ શી આજ્ઞા છે?

**अश्वपति**–તમે તમારા કામ ઉપર જાઓ.

**द्वारपाळ**–જેવી અન્નદાતાની આજ્ઞા. (ચીઠી લઇ માથે ચડાવેછે.)

**अश्वपति तथा मालवी**–(નીચે ઉતરી રથમાં બેસીને જાય છે.) સારથી ઘોડાને ઉતાવળે ચલાવો! કે દ્યુમત્સેનને આશ્રમે પોહોચી જઇએ.

**सारथी**–જેવી મહારાજાની આજ્ઞા. (રથને ચલાવે છે.)

---

## प्रवेश २ जो.

સ્થળ—દ્યુમત્સેનના આશ્રમની પર્ણકુટી.

**राजा द्युमत्सेन तथा राणी शैब्या.**

**शैब्या**–આર્યપુત્ર! ચરીને પાછી આવતી અને હીંહોટા કરતી ગાયોની સામે પોતાની માતાઓનું દુધ પીવાને તૈયાર થઇ રહેલાં વાછડાંઓના ભાંભરવાથી, ચારેકોર થતા પક્ષીઓના કોલાહલથી, આશ્રમમાં હોમાતા અગ્નિહોત્રના સુગંધી ધૂમાડાથી અને વેદના ધ્વનિથી નિશ્ચય થાય છે કે સૂર્યાસ્ત

થયો અથવા થોડીવારમાં થશે; પણ 'ચાર ઘડી દિવસ બાકી હશે ત્યારે અમે આવશું,' એમ કહી ગયેલ છે છતાં, આપણું જીવિતસર્વસ્વ પુત્ર સત્યવાન્ તથા સાવિત્રી અહીં આવ્યાં નહિ તેથી મને બહુજ ચિંતા થાય છે.

**દ્યુમત્સેન**–દેવિ! મુને પણ તમે કહો છો તેવીજ ચિંતા થાય છે, પણ શું કરૂં? કાંઇ ઉપાય નથી. ભાગ્યયોગથી દેવવ્રત અને પ્રજ્ઞાવાન્ પણ અંહીં નથી.

**શૈબ્યા**–પ્રાણનાથ! હજી ઘડીવાર વાટ જોઇયે. કદિ વનની વિચિત્ર શોભા જોવામાં, અથવા કોઇ ઘાતકી પશુના પરાભવથી, કે કોઇ પણ બીજા કારણથી વિલંબ થયો હશે, તો હમણાં આવી પહોચશે.

**દ્યુમત્સેન**–જે સમયથી તે બેયજણ અહિંથી બહાર નીકળ્યાં, કે તરત મારા હૃદયમાં તાપ થવા લાગ્યો હતો તેનુંજ આ ફળ થયું.

**શૈબ્યા**–પ્રાણનાથ! જેવારે ભવિષ્ય હોય છે ત્યારે તેમજ બની આવે છે. જે સાવિત્રીએ આજ એક વર્ષ થયાં કોઇ દિવસ આપણ પાસે કંઇ માગેલ નહિ, તેણે આપણ પાસે માગ્યું! તેમાં પણ વનમાં જવાનું માગ્યું! અને આપણે ત્રણ દિવસનાં નિર્જળ ઉપવાસથી તેના શરીરની અશક્તિ જોતાં છતાં પણ તેને આજ્ઞા આપી! એ સર્વ ભવિષ્યના બળથી થયું એમજ હું ગણું છું.

**દ્યુમત્સેન**–એમજ બીજું શું? હવે તો એમ થાય છે કે આપણે તેની સામાં જઇએ.

**શૈબ્યા**–પ્રાણનાથ ! આપણે કેવી રીતે તેને સામાં જઇ શકીશું? કઇ દિશાએ તે વન છે, તેપણ આપણને ખબર નથી.

**દ્યુમત્સેન**–દેવિ ! પુત્ર સત્યવાનના કહેવાથી હું એટલું જાણું છું, કે આપણા આશ્રમથી તે પૂર્વદિશામાં છે.

**શૈબ્યા**–ચાલો ત્યારે પૂર્વદિશામાં આપણે ચાલ્યાં જઇએ.

**બેયસાથે**–(ચાલવા માંડે છે, ચોતરફ ભટકતાં જાય છે, સાવિત્રી તથા સત્યવાન્‌ને બરકતાં જાયછે. એમ ઘણીવાર દોડ્યા પછી.)

**શૈબ્યા**–પ્રાણનાથ ! આપણે આ વગર વિચારે દોડિયે છિયે. હવે આમ ભટકવાથી આપણને ઘણો શ્રમ પડે છે. અનેક ઠેશો વાગવાથી આપના અને મારાં પગમાંથી લોહીની ધારાઓ વહી જાય છે. કેટલાક કાંટાઓ આપણા પગમાં ભાંગવાથી હવે ચાલી શકવું અશક્ય છે. રાત્રિમાં લોકો પણ ચાલતાં દિઙ્‌મૂઢ થઈ જાય છે, ત્યારે આપણે તો અપંગ એટલે દિઙ્‌મૂઢ થઇ જઇયે એમાં શી નવાઈ? હવે આપણને આપણો આશ્રમ પાછો જડવો પણ કઠણ છે. કદિ તે આપણે આશ્રમે આવ્યાં હશે તો વળી આપણને ગોતવા નીકળી પડશે. આજની રાત્રિ આપણે આમજ દુઃખમાં કાઢવી પડશે, માટે જરા વિસામો ખાઓ; આપને શ્વાસ ઘણો ચડી આવ્યો છે.

**દ્યુમત્સેન**–હવે વિસામો કેવો ? (એમ કહિ ત્યાં બેસી જાય છે. ઘડીવાર બેઠા પછી) દેવિ ! આશ્ચર્ય !! આજે લગભગ પંદર સોળ વર્ષનો થયેલ અંધાપો દૂર થવો એ અસંભવિત છે, પણ મુને લાગે છે કે હું દેખુંછું; ચંદ્ર, તારા અને નક્ષત્રો આ સમયે મારી નજરે પડે છે; વિચિત્ર વનનો દેખાવ

મારા જોવામાં આવે છે અને આ પર્વતની નદીનો સુંદર પ્રવાહ પણ મારા દીઠામાં આવે છે.

**शैब्या**–પ્રાણનાથ! મુને પણ આપ જેટલું કહો છો તેટલું જોવામાં આવે છે; પણ હું ધારૂં છું કે આ સમયે આપણે તેવાં સુખને પાત્ર નથી. કારણ કે જ્યારે આવુંજ સુખ આપણને મળવું હોય ત્યારે પુત્ર સત્યવાન્ અને સાવિત્રી આપણાથી કેમ નોખાં પડી જાય? કેવળ તેને ગોતવામાં આપણી તદાકાર વૃત્તિ થઇ જવાથી હૃદયમાં જે વન, નદી અને આકાશનો ચિતાર પડી રહ્યો છે તેને આપણે ખરો દેખાવ ગણતાં હશું.

**द्युमत्सेन**–નહિ નહિ, દેવિ! જુઓ આ નદીના કાંઠાઉપર જે ઝાડ છે, તે તમને શાનું લાગે છે?

**शैब्या**–(જોઇને) એ તો બોલસરી હોય એમ લાગે છે.

**द्युमत्सेन**–એના કયા પડખાની શાખા પુષ્પથી અને પુષ્પના સુગંધના લોભથી પડેલા ભ્રમરોના ભારથી નમી રહી છે?

**शैब्या**–જમણી કોરની.

**द्युमत्सेन**–દેવિ! ખરેખર તેમજ છે. જો, તમે કહો છો તેમજ આપણાં અંતઃણકરમાં વનનો ચિતાર પડવાથી વન દેખવામાં આવતું હોય, તો જે હું દેખું છું તેજ તમે દેખો, એમ બને નહિ. માટે એતો ખરેખર ઈશ્વરેજ કૃપા કરી આપણો અંધાપો આ સમયે દૂર કર્યો.

**शैब्या**–(નિશાસો નાંખીને) પ્રાણનાથ! હા, કદિ અંધાપો ઈશ્વરે દૂર કર્યો તોપણ શા કામનો? જે સમયે આંખોથી જોવા યોગ્ય રત્નો હતાં, તે સમયે આપણે આંખો ન હોતી

અને જ્યારે આપણાં હીનભાગ્યે તે રત્નો ક્યાંઇ ખોવાઇ ગયાં, ત્યારે આંખો આવી તે શા કામની?

**દ્યુમત્સેન**—દેવિ! એ શું કહોછો? આપણે આટલીવાર નિષ્ફળ દોડાદોડ કરતાં હતાં, પણ હવે પ્રત્યેક વન, પ્રત્યેક આશ્રમ અને પ્રત્યેક વૃક્ષની છાયા, આપણે બરોબર જોઇ શકશું. અને ગયેલી આંખો જેણે પાછી આપી તે ઈશ્વર આપણા પ્રાણરૂપ બે સંતાનોને પણ મેળવી આપશે.

**શૈબ્યા**—ઈશ્વર આપનાં વચન સત્ય કરો. (એમ કહી ઉભાં થાય છે.)

**દ્યુમત્સેન**—(ઉભા થઈને) ચાલો ત્યારે હવે તેને જોઈએ. (એમ કહી બેય ચારેગમ ગોતવા માંડે છે) અરે પુત્ર સત્યવાન્! અરે પુત્રી સાવિત્રિ! ક્યાં છો? ક્યાં છો? (એમ કહી નિરાશ થઇને પડી જાય છે.)

**દ્યુમત્સેન**—દેવિ! હવે હું દેખતો પણ બંધ થઈ ગયો છું. નથી મુને આપણા આશ્રમની દિશા સુજતી કે નથી મુને ક્યાં જવું, કેને કેહેવું, કે શું કરવું, તે સુજતું. ખરે દિઙ્મૂઢ થઇ ગયો છું.

**શૈબ્યા**—આર્યપુત્ર! આપણે આપણો આશ્રમ મેલ્યો તેને પણ દોઢ પ્રહર થઇ ગયો છે. એટલીવાર સુધી તે બેયમાં પ્રાણ હોય ત્યાંસુધી આશ્રમે ન આવે એ સંભવતું નથી. માટે આપણે ત્યાં જઇએ.

**દ્યુમત્સેન**—દેવિ! આશ્રમે આવીને આપણને નહીં દેખવાથી તેપણ વનમાં શોધવા નીકળી પડ્યાં હશે માટે આપણે જઇએ પણ હવે આશ્રમ જડવો કઠણ છે.

**શૈબ્યા**—એ એકલાં નહીં પણ આપણાપર પ્રેમવાળા આશ્રમ-

ના લોકો પણ વનમાં આપણને શોધવા નીકળી પડયા હશે. હુ ધારૂં છું તેમાંનો કોઈ આપણને મળી જશે માટે ધારણાથી થોડીવાર વિસામો ખાઓ.

**સુવર્ચા**–(પ્રવેશ કરીને મનમાં) હું આ વનમાં મહારાજ દ્યુમત્સેન, તેનાં રાણી અને તેનાં વહુ દીકરાને ગોતતાં થાકીગયો અને અધરાત થવા આવી તોપણ હજી કોઇ મળ્યાં નહિ, માટે પાછો આશ્રમે જાઊં. (ઉતાવળે ચાલવા માંડે છે.)

**દ્યુમત્સેન અને શૈબ્યા**–(સંચાર સાંભળીને) પુત્ર સત્યવાન્, સત્યવાન્! (એમ કેહેતાં કહેતાં ઉભાં થઇ સામાં દોડે છે.)

**સુવર્ચા**–આર્યરાજર્ષિ! શું તમારી સાથે સત્યવાન્ નથી ? ! હુ તો સુવર્ચા છું.

**દ્યુમત્સેન**–અરે મુનિરાજ સુવર્ચા ! આપ ક્યાંથી પધાર્યા, કેમ પધાર્યા ? ક્યાંઇ પુત્ર સત્યવાન્ અને સાવિત્રીને જોયાં ?

**સુવર્ચા**–આજે સાયંકાળે આપની દેવાર્ચનની પર્ણશાળામાં કોઇ પણ માણસ નહિ હોવાથી તથા નિત્યના નિયમ પ્રમાણે સ્તુતિપાઠ આદિ ઈશ્વરભક્તિના શબ્દો ન સંભળાવાથી, અમને સંદેહ થયો, તેથી હું, આર્ય ભારદ્વાજ, ગૌતમ, દાલ્ભ્ય, આપસ્તંબ અને ધૌમ્ય, પોતપોતાના શિષ્યોસહિત આપના આશ્રમમાં આવ્યા, ત્યાં સઘળું શૂન્ય દેખી અમે પણ શૂન્ય થઇ ગયા.

**દ્યુમત્સેન**–(મનમાં) શી મહાત્માઓની મહત્તા છે? (પ્રકાશ) પછી?

**સુવર્ચા**–અમે ઉદ્વેગ પામી નોખા નોખા તર્ક કરવા માંડયા, ત્યાં મહારાજ અશ્વપતિ પણ રાણી માલવીસહિત આવીને ઉભા રહ્યા.

દ્યુમત્સેન–હેં, શું મારા મિત્ર અશ્વપતિ આવ્યા? તેને હું શુ મોઢું દેખાડી શકીશ?

શૈબ્યા–આર્યપુત્ર! મને પણ એમજ થાય છે, પણ શો ઉપાય?

સુવર્ચા–તેનો સત્કાર કરી અમે પુછ્યું કે 'આર્યરાજર્ષિને ક્યાંઇ દીઠા?' તેના ઉત્તરમાં તેણે કહ્યું કે 'જે પ્રશ્ન તમે મને કરો છો તેજ પ્રશ્ન આપને હું પુછવાનો હતો.' આવું સાંભળીને અમને વધારે ઉદ્વેગ થયો અને કહ્યું કે 'આવો નિકટનો સહવાસ છતાં આવિષે અમે અજાણ્યા છિયે એથી અમને અતિ લજ્જાથાય છે. મહારાજ અશ્વપતિએ કહ્યું. કે 'કાંઇ ચિંતા નહિ. ઘણુંકરીને કાંઇ કામને માટે આ તપોવનમાં તેઓ ગયાં હશે, તો આપણે આટલા બધા છિયે, એટલે તેમને શોધી કાઢવાં કાંઇ કઠણ નથી. આપણે એકેકી દિશામાં ગોતવા જવું.'

દ્યુમત્સેન–અરેરે અમારે માટે કેટલો બધો શ્રમ વેઠવો પડશે. પણ શો ઉપાય,–પછી?

સુવર્ચા–પછી એ મહારાજના કહેવાપ્રમાણે નિશ્ચય કર્યો, તેમાં ભારદ્વાજે પોતાના શિષ્યોસહિત પશ્ચિમદિશામાં જવું અંગીકાર કર્યું, ગૌતમે ઉત્તરદિશામાં જવું અંગીકાર કર્યું, મહારાજ અશ્વપતિએ દક્ષિણદિશામાં જવું અંગીકાર કર્યું, અને મેં પૂર્વદિશામાં અંગીકાર કર્યું. સઘળાએ મધ્યરાત્રિ થવા આવે ત્યાં પાછા આશ્રમે પોચી જવું, એવો ઠરાવ હોવાથી તેપ્રમાણે હું મારા કામમાં નિરાશ થઇ પાછો વળતો હતો ત્યાંજ આપનો સમાગમ થયો; પણ સત્યવાન્ અને સાવિત્રી આપનાથી વળી જુદાં છે, એ મેં હમણાંજ જાણ્યું.

**દ્યુમત્સેન**—અરે, એ બેય તો આજે સવારનાં વનમાં ગયાં છે. સાયંકાળસુધી પાછાં ન આવવાથી અમારી ધારણા રહી નહિં, તેથી અમે ભટકતાં ભટકતાં અહીં આવ્યાં અને દિઙ્મૂઢ થઇ ગયાં. કોણ જાણે શું થયું પણ થોડીવાર પછી એકાએક અમ બેયને ગયેલી આંખો પાછી આવી.

**સુવર્ચા**—અહો મહારાજ! આપને નેત્રો મળ્યાં તે બહુ સારૂં થયું.

**દ્યુમત્સેન**—આંખો આવી તોપણ શા કામની?

**સુવર્ચા**—મહારાજ! જે પરમેશ્વરે આપને ગયેલાં નેત્રો આપ્યાં તો સત્યવાન્-સાવિત્રીને પણ દેખાડશે. ચાલો હવે આપણે આશ્રમે જઇએ. ત્યાં સર્વનું મળવું થશે.

**શૈબ્યા**—ત્યાં, પુત્ર સત્યવાન્ અને સાવિત્રી આવ્યાં હોય તો તો ઠીક, નહિતો મહારાજા અશ્વપતિને અને દેવી માલવીને હું શું મોઢું દેખાડું? માટે એ નિશ્ચય થયાવિના તો હું આશ્રમે નહિ આવું.

**સુવર્ચા**—માતાજી! એ શું બોલો છો? સત્યવાન્ અને સાવિત્રી આપને ઓછાં વહાલાં અને એમને કાંઇ વધારે હશે? સર્વને સરખાં છે.

**દ્યુમત્સેન**—દેવિ! એવી શંકા લાવવા જેવું એ દંપતિનું અંતઃકરણ નથી. આપણે ત્યાં જવાથી સર્વે મળી કાંઇ સારો વિચાર કરશું.

**શૈબ્યા**—ત્યારે જેવી આપની ઇચ્છા.

**દ્યુમત્સેન**—પણ મને આશ્રમનો માર્ગ સુજતો નથી.

**સુવર્ચા**—આર્યરાજર્ષિ! જે સમયે અમે નોખી નોખી દિશાઓમાં જવું ઠેરાવ્યું, ત્યારે મહારાજ અશ્વપતિએ અમને કહ્યું કે

'કોઇ સમયે રાત્રિનું માણસ દિઙ્મૂઢ થઇ જાય છે માટે જે અહીં રહેતા હોય તેણે આ પાસેની ટેકરી ઉપર તાપ કર્યા કરવો, કે જેને આધારે પાછું આશ્રમે આવવું સહેલું પડે.'

**દ્યુમત્સેન**–દેવિ ! બુદ્ધિમાનનું કામ કોઇ જુદાજ પ્રકારનું હોયછે.

**શૈબ્યા**–ત્યારે એ–છેટે તાપ દેખાય, તે આશ્રમનોજ હશે ?

**સુવર્ચા**–હા માજી ! એજ આપણો આશ્રમ માટે ચાલો. (એમ કહી નીકળી જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ–દ્યુમત્સેનના આશ્રમનો માધવીમંડપ.

**અશ્વપતિ, માલવી અને ધૌમ્યઋષિ.**

**ધૌમ્યઋષિ**–સમય થઇ ગયો ને હજીસુધી કેમ કોઇ આવ્યું નહિ?

**અશ્વપતિ**–(માલવીસહિત પ્રવેશ કરીને) કેમ મહારાજ ! કોણ કોણ આવ્યું છે ?

**ધૌમ્ય**–ના મહારાજ ! હજી કોઇ આવ્યું નથી.

**માલવી**–પ્રાણનાથ ! એક વર્ષ અગાઉ આપણે આ માધવીમંડપમાં કેવાં હર્ષથી બેઠાં હતાં, અને આજે–(હૃદય ભરાઇ આવે છે.)

**અશ્વપતિ**–પ્રિયા ! ઘડીવાર પછી એવોને એવો પાછો આ મંડપ થઇ રહેશે. ધીરજ રાખવી એજ બુદ્ધિમાન્ માણસનું કામ છે. (એટલામાં સંચાર સાંભળીને) કોઇ આવ્યું તો ખરૂં.

**ભારદ્વાજ અને ગૌતમ**–(પ્રવેશ કરે છે.) કેમ શા સમાચાર છે?

**अश्वपति**–(માલવીસહિત તેને નમન કરીને) મહામુનિયો! હું દક્ષિણદિશા તરફ જોઇ આવ્યો ત્યાં તો કોઇપણ સ્થાનકે તે પુણ્યચરિત્રોનાં મુને દર્શન થયાં નહિ.

**भारद्वाज**–મહારાજ! આપની પેઠે અમે પણ અમારા શ્રમમાં નિષ્ફળ થયા છિયે.

**मालवी**–જ્યારે દશા પડતી હોય ત્યારે તેમજ થાય.

**धौम्य**–મહારાણિ! હજી સુવર્ચા નથી આવ્યા ત્યાંસુધી આપણી આશા તુટી નથી.

**मालवी**–હા, પણ મુને તો મારા દુઃસ્વપ્નથી નિશ્ચય છે, કે પરિણામ સારૂં નથી.

**अश्वपति**–દેવિ! સમજુ થઇને એ શું કહો છો? ઇશ્વર સારૂંજ કરશે. (મુનિયોને) મહામુનિયો! સુવર્ચા આવે ત્યાંસુધી કાંઇ ઇશ્વરસ્મરણથી સમય કાઢીએ તો ઠીક.

**धौम्य**–હા, બહુ સારૂં મહારાજ! દ્યુમત્સેન મહારાજનું રચેલ ઈશ્વરસ્મરણ અમે ગાઇએ.

**अश्वपति तथा मालवी**–બહુ સારૂં મહામુનિયો.

**सर्वे ऋषियो**–(ગાય છે.) (પદ.)

(છંદ મહીદીપને ઢાળે, રાગ ઝીંઝોટી, તાલ દાદરો)

(શ્યામ ચરણ સ્મરણ નિત્ય સરસ વાત સાચી. એ પ્રમાણે.)

આપનું અનાદિ ઇશ, શરણ એક મારે;
આ ભવાબ્ધિથી સદૈવ, તારવો તમારે.– આપનું૦
શ્યામ સ્વરૂપ સુખદ, સાર ન સંસારે;
અનુભવાય એમ ઈશ, વિનય ને વિચારે.– આપનું૦
વ્યાધિની ઉપાધિ આધિ ને મનોવિકારે;

પાપરૂપ આ પ્રપંચ, હૃદયને વિકારે.— આપનું૦
દુષ્ટ દુર્ગુણોતણા ગુચાય કોય ગારે;
કોઇ તેથકી ન આપના વિના ઉગારે.— આપનું૦
આ બધો પ્રપંચ, અંધ કૂપમાં ઉતારે;
કોણ આપનાવિના દયાનિધે નિવારે?— આપનું૦
અન્ય પાપના પ્રપંચમાં ભલે પડયારે;
દુ:ખરૂપ દુરાચારમાં ભલે દડયારે.— આપનું૦
કામ ક્રોધ લોભથી ભલે સદા ભર્યારે;
મત્સર મદ મોહથી ભલે સદા ભમ્યારે.— આપનું૦
રાતદિવસ રોજ રાગમાં ભલે રમ્યારે;
ભલે અંધ વિષયરૂપ, ધૂળને ધમ્યારે.— આપનું૦
દીનને અપાર દુ:ખ, આપવા અડયારે;
ક્લેશ આપનાર નિત્ય, કર્મને કર્યારે.— આપનું૦
ધર્મ કર્મની ન વાત, ધ્યાનમાં ઉતારે;
પરધન પરધામ ધૂતવા સદૈવ ધારે.— આપનું૦
દ્વેષ રાગ દુ:ખ શોકથી ભલે રડયારે;
આ ભવાટવીનિ જાળમાં ભલે જડયારે.— આપનું૦
આપના અમૂલ્ય નામને નહીં ઉચારે;
મોહજાળમાં મમત્વથી ભલે મચ્યારે.— આપનું૦
લાભ હાનિમાં સદૈવ, તે ભલે લડયારે;
આજ કાલ એમ કાલને ભલે ગણ્યારે.— આપનું૦
ભક્ત આ કૃપાનિધાન, આપને પનારે;
પ્રાણ જાય તોય તે, કદી નહીં વિસારે.— આપનું૦

अश्वपति—આ આશ્રમના અને મુનિયોના સહવાસના અપૂર્વ

આનંદ લેનારા મહારાજ ધુમત્સેનને હું ધન્ય માનું છું. પુત્રી સાવિત્રી, પુત્ર સત્યવાન્ અને મહાદેવી શૈબ્યા-સહિત એ રાજર્ષિનાં દર્શન ઈશ્વર કરાવે એટલે હું મોટો ભાગ્યશાળી.

**मालवी**–(મનમાં) હજી કેમ કોય ન આવ્યું? હવે તો બહુ વાર થઇ. (સંચાર સાંભળીને) પ્રાણનાથ! જાણમાં તો સહુ આવી પેહોચ્યાં. (એટલામાં.)

**सुवर्चा**–(ધુમત્સેન તથા શૈબ્યા સહિત પ્રવેશ કરે છે.)

**सुवर्चा**–આ મહારાજ ધુમત્સેન તથા દેવી શૈબ્યા.

**अश्वपति**–(ઉભા થઇને) ધન્ય છે સુવર્ચા! રાજર્ષિ! હું અશ્વપતિ આપને પ્રણામ કરૂં છું. (હૃદય ભરાઇ આવે છે.)

**द्युमत्सेन**–(આંખમાં પાણી લાવીને ગળગળે સાદે) પ્રિયમિત્ર! આપનું કલ્યાણ થાઓ. (એમ કહી મળીને બેસે છે.)

**मालवी**–દેવી હું પ્રણામ કરૂં છું.

**शैब्या**–તમારા મનોરથ સફળ થજો.

**अश्वपति**–આર્યરાજર્ષિ! ગઈ રાત્રિએ માલવીને કાંઈ નિદ્રામાં દુઃસ્વપ્ન ઉત્પન્ન થયું તેથી જાગૃત થઈ ગયાં અને તેજ સમયે અમે અહીં આવવાનો વિચાર કરી તરત ત્યાંથી મધ્યરાત્રિયે પ્રસ્થાન કર્યું. અહિં સૂર્યાસ્ત થયા પછી બેઘડી રાત્રિ ગયે અમે આવી પહોચ્યાં, પણ આ સર્વ પર્ણકુટી, આ માધવીમંડપ અને પર્ણશાળાઓ આપવિના શૂન્ય દેખીને જે ખેદ થયો તે હું કહી શકતો નથી. તે સમયે મને આ મહામુનિઓએજ ઉદાસીના દુસ્તર દરિયાથી ઉગાર્યો છે. આ સમયે ઈશ્વરકૃપાથી આપ દંપતીનાં દર્શન

થયાં તેવિષે હું ઈશ્વરનો અપાર ઉપકાર માની, પુત્ર સત્યવાન્ અને પુત્રી સાવિત્રી વિષે ખબર મેળવવા ઇચ્છું છું.

द्युमत्सेन–પ્રિયમિત્ર! આપ સિધાવ્યા પછી તરતજ પુત્રી સાવિત્રીએ વટસાવિત્રીનું વ્રત કરવા અમારી આજ્ઞા માગી. પ્રથમ તો ના કહી, પણ પછીથી તેમના અતિ આગ્રહથી હા પાડી.

मालवी–(મનમાં) રખેને તેજ વ્રતથી સાવિત્રીને કાંઇ પરાભવ થયો હોય અથવા એમ હોય નહીં.

अश्वपति–હા એતો નારદજીએ અવશ્ય કરવા તેને ભળામણ કરી હતી. પછી?

द्युमत्सेन–પછી તે વ્રતની આજે સમાપ્તિ થઇ તેથી પુત્રી સાવિત્રીને ત્રણ ઉપવાસ થયા છે.

अश्वपति–એપણ નારદજીએ બતાવ્યું હતું. પછી?

द्युमत्सेन–તેમ છતાં સત્યવાને આજે સવારે જે સમયે વનમાં જવાની તૈયારી કરી, તેજ સમયે તેણે હાથ જોડી વિનતિ કરી, કે–'હું એક વર્ષ થયાં અહિં રહી છું, પણ કોઇ દિવસ આ સુંદર તપોવન જોવા નથી ગઇ, માટે મારે આજે સાથે જવાની ઇચ્છા છે, તો આપ કૃપા કરી આજ્ઞા આપો.'

अश्वपति–(મનમાં) કારણ વગર સાવિત્રી તેમ કરે નહીં. પછી?

द्युमत्सेन–અમે તેને ઘણા પ્રકારે ના કહી પણ તેણે એવી દીનતાથી આજ્ઞા માગી, કે અમારે આપવીજ પડી.

मालवी–(મનમાં) એના મનમાં એમજ હશે કે આજનો દિવસ નારદજીનો કહેલ છે, માટે મારે મારા પતિને ક્યાંઇ પણ એકલા ન જવા દેવા.

अश्वपती–પછી શું થયું?

द्युमत्सेन–અમે ચાર ઘડી દિવસ બાકી હોય ત્યાં પાછું આવવાનું કહેલ, તે પ્રમાણે સત્યવાને અંગીકાર કર્યું અને બેય વનમાં ગયાં. સૂર્યાસ્ત થયા પછી પણ તેમનું આવવું ન થવાથી અમને ધારણ રહી નહિ તેથી તેની સામે જવાવિચાર કર્યો. વનમાં ચારેકોરે આંધળી ધ્રોડ કરવાથી પગ લોહી લોહી થઈ રહ્યા, કાંટા વાગવાનો તો પારજ રહ્યો નહિ, ને મુને તથા શૈબ્યાને શ્વાસ ચડી આવ્યો, તેથી ચાલવાની શક્તિ રહી નહિ. પછી એક નદીની નજીક વિશ્રામ કર્યો. ત્યાં ઘણીવાર બેસવા પછી સર્વ વન, નદી, પર્વતો અને આકાશ એ સઘળું અમે દેખવા લાગ્યા. આવી રીતે ઈશ્વરકૃપાથી ગયેલાં નેત્ર ઘણે દિવસે પાછાં પ્રાપ્ત થયાં તેથી પણ અમને આનંદ ન થયો કારણ તે નેત્રોથી જોવાનાં રત્નો અમે અમારા હાથમાંથી ખોયાં હતાં. ફરીથી તે વનમાં પ્રત્યેક નદી પ્રત્યેક નદીના કાંઠા, પ્રત્યેક વનસ્પતિ અને પ્રત્યેક ઝાડને થડે આથડી આથડી છેવટ દિઙ્મૂઢ જેવાં, મૂર્છિત જેવાં અને ઘેલાં જેવાં થઇ ગયાં, અને થાકી જવાથી બેશી ગયાં. એટલામાં આ મહાનુભાવ મુનિ સુવર્ચાનાં અમને દર્શન થયાં. આવી રીતે મારાં મંદભાગ્યે મારા હાથમાંથી પુત્રરત્ન તથા પુત્રીરત્ન છીનવી લીધું છે. (એમ કહી આંખમાં આંસુ આવવાથી અને કંઠ ગદગદ થઈ જવાથી બોલતા રહી જાય છે.)

शैब्या–(રોતાં રોતાં) અહો પુત્ર સત્યવાન્, અરે પવિત્રપુત્રી સાવિત્રિ! તમારી ગુરૂભક્તિ આ સમયે ક્યાં ગઇ? તમે અમે અપંગને રઝળતાં મેલી ક્યાં ગયાં છો? તમારી બેય-

ની સ્વાભાવિક દયા ક્યાં ગુપ્ત થઇ ગઇ? કેમ હજી તમે આવતાં નથી? અરે દૈવ! અમે શું તારો અપરાધ કર્યો છે, કે તુંને અમારી ઉપર દયાજ નથી આવતી.

मालवी—પ્રિયસખિ, શૈબ્યા! આ શું? તમારે આમ કરવું ઘટે? તમે જ્યારે આમ કરશો ત્યારે અમારી ધીરજ કેમ રહેશે?

अश्वपति—આર્યરાજર્ષિ! આપના પુણ્યપ્રતાપથી મુને નિશ્ચયજ છે, કે સત્યવાનને અને સાવિત્રીને આપણે નિર્વિઘ્ન દેખશું.

सुवर्चा—આર્યરાજર્ષિ! પુત્રી સાવિત્રીનું તપ, સદાચાર અને એનું શીલ જોઈ, મુને નિશ્ચયજ છે કે સત્યવાન્ અને તે કુશળ છે.

गौतम—હું સર્વ વેદ ભણ્યો છું, મોટું તપ કર્યું છે, જન્મ ધરી બ્રહ્મચર્ય પાળેલ છે, સર્વે વ્રત કર્યાં છે અને કેટલીકવાર તો માત્ર વાયુ ભક્ષણ કરીને રહ્યો છું, તેથી સર્વે જાણું છું, ને હું કહું છું કે સત્યવાન્ અને સાવિત્રી કુશળ છે.

गौतमनो शिष्य—મારા ગુરૂના મુખમાંથી પડેલું વાક્ય કદિપણ ખોટું હોયજ નહિ, માટે હું કહું છું કે સત્યવાન્ અને સાવિત્રી કુશળ છે.

भारद्वाज—સાવિત્રીનાં સર્વ સારાં લક્ષણો તેના સૌભાગ્યને સૂચવે છે, માટે હું કહું છું કે તમે સત્યવાન્ અને સાવિત્રી વિષે કાંઇજ ચિંતા ન કરો.

दाल्भ्य—મહારાજ! આપ બેયને નેત્રપ્રાપ્તિ થઇ અને સાવિત્રીનું વ્રત આજેજ પૂર્ણ થયું તથાપિ તે અપવાસ્યાં પોતાના પ્રિયપતિની સાથે વનમાં ગયેલછે તેથીજ સિદ્ધ છે, કે તે સત્યવાન્ સહિત કુશળ છે.

आपस्तंब—રાજન્! આ સમયે શાંત દિશાતરફ પક્ષિયો અને

મૃગો બોલે છે, તેથી નિશ્ચય થાય છે કે સત્યવાન્ અને સાવિત્રી કુશળ છે.

**सौम्य**–તમારા પુત્રના ઉત્તમ ગુણો તથા સાવિત્રીના ઉત્તમ ગુણો જોઇ હું કહું છું, કે તે દંપતી ઘણા કાળ ચિરંજીવી રેહેશેજ.

**द्युमत्सेन**–પ્રિયસખે અશ્વપતિ ! માયાળુ મુનિયો ! આપ સર્વનાં વાકયો ઈશ્વર સત્ય કરો. આપ સર્વનાં વચનથી હું ધીરજ રાખવા જાણું છું પણ કોઇ રીતે રેહેતી નથી. હજી મધ્યરાત્રિ છે, પ્રાતઃકાળ થવાને બે પ્રહરની વાર છે, ત્યાંસુધી તો અમારા બેયના પ્રાણ રેહે એવું લાગતું નથી. આ મહારાજ અશ્વપતિ તથા તેમનાં પવિત્ર રાણી માલવી, માત્ર અમારી આશ્વાસના કરવાનેજ શોકનો વેગ દબાવી કાંઈજ જણાવતાં નથી, પણ તેના પ્રાણ પણ પ્રાતઃકાળ સુધી રેહેવા કઠણ છે. જુઓને માત્ર એક દુઃસ્વપ્ન જોવાથીજ એકાએક તેઓ અહિં આવી પોચ્યાંછે, ત્યારે આ સમયે તેને શું નહિ થતું હોય? માટે અમારા ચારેયનું જીવન હવે તમારા હાથમાં છે.

**गौतम**–રાજર્ષિ ! ચિંતા ન કરો. આ બે પ્રહર તો હું મારી વિદ્યાની ચમત્કૃતિમાં નિર્ગમન કરાવી દઉં, અને એટલામાં તો સત્યવાન્ અને સાવિત્રી આવી જશે.

**द्युमत्सेन**–ભગવાન્! ત્યારે તો મોટી કૃપા.

**गौतम**–પણ ઈંદ્રજાળ છે માટે સર્વ લોકોએ આદિથી તે અંતસુધી ધીરજ રાખવી ને જોવી.

**अश्वपति**–આપની આજ્ઞાપ્રમાણે કરશું.

ગૌતમ—(ઉભા થઇને એક મયૂરની પીછી ચોતરફ ફેરવે છે.)
સર્વે—(આશ્ચર્યથી જોવાને આતુર થઇ રહે છે.)
અશ્વપતિ—(આશ્ચર્યથી) મહારાજ આ શું હશે ?
દ્યુમત્સેન—શાસ્ત્રપુરાણના આધાર પ્રમાણે ધર્મરાજનો સભામંડપ લાગે છે.

---

## ઇન્દ્રજાળ. પ્રવેશ ૧ લો.

સ્થળ—યમરાજનો સભામંડપ.

યમરાજ—(સિંહાસન ઉપર બેસીને ઈશ્વરસ્મરણ કરી ઈશ્વરપ્રાર્થના કરે છે.) હે સર્વશક્તિમાન્ જગદીશ્વર ! હે દીનબંધો ! હે દયાસિંધો ! આખી સૃષ્ટિની બુદ્ધિના પ્રેરક તમે છો. આ સમયે હું આપના આપેલા અધિકાર ઉપર બેસી કામ ચલાવવાનો છું, તેમાં મારી બુદ્ધિની આપ જેવી પ્રેરણા કરશો તે પ્રમાણે હું મન-વચન-કર્મથી નિષ્પક્ષપાત રહી કામ ચલાવીશ. કોઈપણ કામમાં ભૂલ થાય છે તે બુદ્ધિના મોહથી અને બુદ્ધિમાં મોહ ન આવે તે આપની કૃપાથીજ. માટે આપ કૃપા કરી મારી બુદ્ધિ નિર્મળ કરશો.
અશ્વપતિ—આર્યરાજર્ષિ ! જુઓ, યમરાજ પણ ન્યાયના સિંહાસન ઉપર બેશી બુદ્ધિ નિર્મળ થવા ઈશ્વરની પ્રાર્થના કરેછે.
દ્યુમત્સેન—પ્રિયસખા ! ન્યાયના વિષય જેવું બીજું કોઇ કઠણ કામ નથી. એની સૂક્ષ્મતા એવી છે, કે ઈશ્વરકૃપા ન હોય તો મોટો અનુભવી પણ કોઇ સમયે ભૂલ ખાઇ જાય.
યમરાજ—પ્રિયપ્રધાન ચિત્રગુપ્ત !
ચિત્રગુપ્ત—આજ્ઞા મહારાજ.

यमराज–આજે કેટલા અપરાધિયો આવ્યા છે?

चित्रगुप्त–મહારાજ! પાપિયોને આપના નિયમપ્રમાણે શિક્ષા કરવાની આજ્ઞા કરી, આપ ઈશ્વરનું આરાધન કરવા પધાર્યા પછી, સઘળાને સૌ સૌનાં કૃત્યપ્રમાણે શિક્ષા આપી દીધી, હવે માત્ર થોડાજ અપરાધીઓ પાછળ છે.

यमराज–ત્યારે તેને બોલાવો.

चित्रगुप्त–અરે વજ્રતુંડ! તીક્ષ્ણદંષ્ટ્ર! અપરાધીઓને હાજર કરો.

वज्रतुंड अने तीक्ष्णदंष्ट्र–આજ્ઞા મહારાજ. (એમ કહી એક અપરાધીને હાજર કરે છે.)

यमराज–ચિત્રગુપ્ત! આ અપરાધીએ કેવાં કેવાં કર્મ કર્યા છે?

चित्रगुप्त–મહારાજ! એણે દુષ્ટ નજરથી પરસ્ત્રી સામું જોયું છે.

यमराज–વજ્રતુંડ! જા, એ દુષ્ટની આંખોને ગીધ પક્ષિયોની પાસે કઢાવી નાંખજે, પાછી તેને આંખો આવે એટલે પાછી કઢાવી નાંખજે. એમ જેટલાં નિમિષ એણે પરસ્ત્રી જોયામાં દુષ્ટ દૃષ્ટિ કરી હોય, તેટલા હજાર વર્ષોસુધી મારા કહેવા પ્રમાણે શિક્ષા થઇ રહે, ત્યારે તેને અહિં લાવજે એટલે તેવિષે વિચાર કરવામાં આવશે.

वज्रतुंड–આજ્ઞા મહારાજ. (કહેતો નીકળી જાય છે. અને બીજો અપરાધી ધ્રુજતો ધ્રૂજતો પ્રવેશ કરે છે.)

यमराज–અરે ચિત્રગુપ્ત? આનાં કેવાં કૃત્યો છે?

चित्रगुप्त–કૃપાનાથ! એણે અવળા શાસ્ત્રોના ઉપદેશ કર્યા છે, વેદ, દેવ અને બ્રાહ્મણોની નિંદા કરી છે, લોકોને ખોટે માર્ગે ચડાવ્યા છે અને સત્ય તો બોલ્યોજ નથી.

यमराज–(ક્રોધ કરીને) ધિક્કાર છે દુષ્ટ, તારાં જન્મ અને જીવિતને. અરે તીક્ષ્ણદંષ્ટ્ર! જા, એની જીભ થડમાંથી કાપી લે. જેટલા અક્ષરો તે ખોટા બોલ્યો હશે અને જેટલા અક્ષરો એણે ખોટા સમજાવ્યા હશે, તેટલા હજાર વર્ષસુધી તેની જીભ નવી નવી થતી આવશે ને તે તું કાપતો જજે, ત્યારપછી અહિં લેઇ આવજે.

तीक्ष्णदंष्ट्र–આજ્ઞા મહારાજ. (કહી અપરાધીને લેઇ નીકળી જાય છે અને ત્રીજો અપરાધી પ્રવેશ કરે છે.)

यमराज–ચિત્રગુપ્ત! આ અપરાધીનાં કેવાં કૃત્યો છે?

चित्रगुप्त–મહારાજ! એનાં પાપનો તો પારજ નથી. એણે તો મિત્ર મિત્રમાં, ભાઇ ભાઇઓમાં, બાપ દીકરામાં, મા દીકરીમાં, સ્નેહી સ્નેહીમાં અને ધણી ધણીયાણીમાં ફાંટા પડાવ્યા છે, કજીઆ કરાવ્યા છે અને કલેશ તથા કુસંપ કરાવ્યા છે.

यमराज–જા દુષ્ટ, તું તારૂં મોં મને દેખાડીશ નહિ. અસિરોમન્! જા, આ દુષ્ટ ચાંડાળના દેહને કરવતીથી વેરાવી નાખ. જેટલીવાર પાછો સંધાય તેટલીવાર પાછો વેરાવજે. અને એક લાખ વર્ષ પછી પાછો તેને મારી પાસે લાવજે.

असिरोमा–આજ્ઞા મહારાજ. (કહી નીકળી જાય છે અને ચોથો અપરાધી પ્રવેશ કરે છે.)

यमराज–ચિત્રગુપ્ત! બોલો.

चित्रगुप्त–એણે સર્વનાં અંતઃકરણ બાળ્યાં છે.

यमराज–અરે કાળમુખ! જા, એને લોઢાની તપાવેલી રેતીમાં દાટી રાખજે.

कालमुख–આજ્ઞા મહારાજ. (એમ કહી નીકળી જાય છે.)

द्युमत्सेन–સખે, અશ્વપતિ! શા યમરાજના નિયમો છે? જેને જેવા ઘટે તેવાજ દંડ કરે છે.

अश्वपति–ત્યારેજ તે ધર્મરાજ કેહેવાય છે.

शैव्या–પ્રિયસખિ માલવિ! સ્નેહીનાં મન જુદાં પડાવનારને કરવતીથી વેરવાનો હુકમ સાંભળી હું બહુ રાજી થઇ.

मालवी–ખરૂં છે, મોટામાં મોટું પાપ એજ છે કે સ્નેહીને પરસ્પર બંધાએલાં મન જુદાં પાડવાં.

ऋषियो–(પરસ્પર) અહો આ મહાનુભાવ મુનિરાજ ગૌતમ જીએ તો પોતાની ઇન્દ્રજાળવિદ્યા બતાવતાં સંસારની ઇન્દ્રજાળથી છુટી જવાનો માર્ગ બતાવ્યો.

(એટલામાં પાંચમો અપરાધી પ્રવેશ કરે છે.)

यमराज–ચિત્રગુપ્ત! આનું શું પાપ છે?

चित्रगुप्त–એણે ચાડિયાપણું કર્યું છે અને માતાપિતા તથા સદ્‌ગુરૂની નિંદા કરી છે.

यमराज–મકરમુખ! જા, એની જીભ ચીરીને બે કરી નાંખ

मकरमुख–જેવી આજ્ઞા. (એમ કહી નીકળી જાય છે અને છઠ્ઠો અપરાધી પ્રવેશ કરે છે.)

यमराज–ચિત્રગુપ્ત! બોલો.

चित्रगुप्त–આણે માતાપિતા, વેદ, દેવ બ્રાહ્મણ અને સદ્‌ગુરૂની નિંદા ઘણાજ આનંદથી સાંભળી છે.

यमराज–વક્રતુંડ! જા, લોઢાના તપાવેલા ખીલાઓ તેના કાનમાં ખોશી દે.

**वक्रतुंड**–આજ્ઞા મહારાજ. (કહી નીકળી જાય છે અને સાતમો અપરાધી પ્રવેશ કરે છે.)

**यमराज**–ચિત્રગુપ્ત! આનાં શું પાપ છે?

**चित्रगुप्त**–આણે દેવાલયો ભાગ્યાં છે, જલાશયો તોડયા છે અને સારી સભાઓ પાડી નાંખી છે.

**यमराज**–અરે પિંગાક્ષ! જા, એની ચામડી ઉતરડી લે.

**पिंगाक्ष**–આજ્ઞા મહારાજ. (કહી નીકળી જાય છે.)

**यमराज**–ચિત્રગુપ્ત! હવે છે કોય?

**चित्रगुप्त**–નહિ મહારાજ! આજે એટલાજ બાકી હતા.

**यमराज**-ચિત્રગુપ્ત! કાલે જે દુષ્ટ જારકર્મ કરનાર આવ્યો હતો, તેને તમે પાસે રહી તપાવેલા લોઢાના સ્થંભ સાથે મેળવ્યો હતો?

**चित्रगुप्त**–હા, મહારાજ! કાલે તો આખો દિવસ તે દુષ્ટને દંડ દેવામાંજ ગયો હતો.

**यमराज**–ચિત્રગુપ્ત! ઠીક કર્યું. હું જ્યારે જારકર્મ કરનારને દેખું-છું, ત્યારે એટલો તો રોષનો આવેશ આવે છે, કે આ લાખો નરકની ખાણો છે તે સર્વમાં નાખિયે તોપણ હજી નર-કની ખાણો એને માટે ઓછી છે.

**चित्रगुप्त**–આપનું કહેવું યથાર્થ છે. મુખ્ય ધર્મનો અસ્તજ જા-રકર્મથી થાય છે અને સર્વ પાપની પ્રવૃત્તિ પણ જારકર્મથીજ થાય છે, માટે તેને તો જેટલો દંડ દેઇએ તેટલો ઓછો છે.

**यमराज**–આપણે આજ કયું નરક તપાસવાનું છે?

**चित्रगुप्त**–આજે મહારૌરવ નરક તપાસવું છે.

**यमराज**–ઠીક છે, ચાલો. (એમ કહી ઉભા થાય છે અને ચિ-ત્રગુપ્તનો હાથ ઝાલી રૌરવ નરક તપાસવા નીકળી જાય છે.)

## પ્રવેશ ૨ જો.

સ્થળ—મહારૈરવ નરક.

પાપીઓ.

પેહેલો પાપી—(પોતાની સાથે પડેલા સામું જોઇને) ભાઇઓ! હવે હું કહું છું, કે કોઇએ પાપકર્મ કરવું નહિ. પાપકર્મ કરવાથી મુને જે જે ખમવું પડ્યું છે, તે હું કહી શકતો નથી. આજ હજારો વર્ષ થયાં હું આ રૈરવ નરકમાં પડ્યો છું. (નિશાસો નાંખીને) અરે દૈવ! ક્યારે છુટી શકાય. (મૂર્છા ખાતાં પડી જાય છે.)

બીજો પાપી—અરે ભાઈ! તું તો એક રૈરવથી આવો ગભરાય છે, પણ હું તો અઠ્યાવીશે મહાનરકમાં જઇ આવ્યો છું. એની વેદનાઓ તો એક બીજીને ભુલાવે એવી છે.

ત્રીજો પાપી—આપણા સાથમાં બે ત્રણ નરક ફરી છુટી જાય એવો તો કોઈ નહિજ હોય.

ચોથો પાપી—ગમે એટલી પીડા ભોગવવી પડે, પણ જો હું છુટું અને મુને નઠારે માર્ગે ચડાવનાર જે હતા તેઓને ઓળખું, તો તે દુષ્ટોના શસ્ત્રથી તલ તલ જેટલા કટકા કરી નાખું.

પેહેલો પાપી—ભાઈઓ, જો આમાંથી છુટિયે તો હવે કોઈ દિવસ કાંઇ પાપ ન કરિયે. હાય હાય! ધિક્કાર મારાં જન્મ અને જીવિતને, કે હું કેવા ઉત્તમ કુળમાં અવતરી દુષ્ટ વેશ્યાના સંગમાં ફસાયો, મારી કુલીન પતિવ્રતાસ્ત્રીનો મેં ત્યાગ કર્યો, અને મારાં વૃદ્ધ માવતરનું મેં ભરણપોષણ કર્યું નહિ. અરે હાય હાય! હવે હું આહિંથી કેમ છુટુંજ?

ત્યાં પણ શું તેનેતેજ માવતરને પેટ જન્મ મળે અને શું તે પવિત્ર સ્ત્રી પાછી પ્રાપ્ત થાય, કે જેથી મારા પશ્ચાત્તાપનું શમન થાય. કદિ નહિ. નરકમાંથી તો કોઇ દિવસ છુટાશે, પણ આ પશ્ચાત્તાપની શાંતિ તો કોઇ દિવસ થવાની નહિ.

**બીજો પાપી**—ઓ માતા! ઓ પિતા! ઓ ભાઇઓ! કોઇ મને છોડાવો, મારાથી હવે આ વેદના ખમાતી નથી. હાયહાય! મેં ખટપટ કરવામાં અને દગાબાજી કરવામાં પાછું વાળી જોયુંજ નથી. અરે મારા દુષ્ટ મિત્રોએ પણ મુને અવળાજ માર્ગે ચડાવ્યો, પણ તે સમયે યૌવનમદના અંધાપાથી મારાથી કાંઇ જોવાયું નહિ.

**ત્રીજો પાપી**—અરે દુષ્ટ જીવ! તને જે શિક્ષા મળે તેને તું યોગ્ય છે. કેવા કેવા ગુરૂજનો, કેવા કેવા પવિત્ર મિત્રો અને કેવા કેવા સ્નેહિયોના અનેક ઉપકારો ભુલી જઇ, માત્ર પોતાના થોડાજ સ્વાર્થને માટે તું કૃતઘ્ની થયો છે? કૃતઘ્ની તો કોઇ દિવસ નરકમાંથી છુટતોજ નથી.

**ચોથો પાપી**—હાયરે! હું એમ નહોતો જાણતો કે જે હું એકાંતમાં કાંઇ કામ કરૂં છું તે કોઇ દેખે છે, અને છેવટ તેની શિક્ષા મને મળવીછે. હાય હાય! મેં કાંઇજ વિચાર ન કર્યો. પેલા બિચારા ભોળા બ્રાહ્મણે મારે ઘેર થાપણ મેલી હતી તે મેં ઓળવી. અરેરે! મને શું સુજ્યું? એનું અંતઃકરણ કેવું બળતું હશે? પોતાનું સર્વસ્વ જાય એ કાંઇ ઓછું દુઃખ છે?

**પાંચમો પાપી**—મેં તો મદિરા, માંસ અને ચરબી ખાવામાં કે નિર્દોષ પ્રાણિયોના એક પાશેરના પેટમાટે પ્રાણ લેવામાં ખામીજ રાખી નથી. વળી કેટલાકની લાંચો પણ લીધી

છે. હાયરે! મારો છુટકો કેમ થશે? મુને એમ લાગે છે કે આ એકનેએક નરક છે, તોપણ પાપ ફેરે પીડામાં પણ ફેરજ હશે. વોયરે માડી! મારા જેવી પીડા કોઇને નહિ લાગતી હોય.

છઠ્ઠો પાપી–અરે હાય હાય! મારાં કુકર્મોથી મુનેજ ત્રાસ છુટે છે. માત્ર થોડા દિવસો જીવવું, તેટલામાં પોતાના સુખને માટે, ઓ દીકરીઓ અને બેનો! મેં તમને વેચીને ભડવાપણું કર્યું. તેમ પરદારાની પણ લાજ લુટવામાં ઓછ રાખી નહિ. વોયરે! આવાં કર્મ કરી હું જીવ્યો, તે કરતાં માતાનાજ ગર્ભમાં નાશ પામ્યો હોત તો સારૂં હતું.

સાતમો પાપી–ધિક્કાર, ધિક્કાર, મને અને મારી દુષ્ટ બુદ્ધિને. મેં મારાવિષે પવિત્ર બુદ્ધિથી ભક્તિ કરતાં મારાં બાળકો પ્રત્યે પણ સારી નજર ન કરી. તેઓ બિચારાં મને ગુરૂ ને ઈશ્વર એમ ગણતાં અને હું તેઓ પ્રત્યે જુદાજ વિચાર કરતો હતો. યમરાજા પાસે તો શું પણ હું મારા મનમાં વિચાર કરૂં છું, ત્યાં પણ મારાથી હુંજ લજાણો છું, કે હું કેવા પ્રકારથી ઉચું મોહું કરી મુને છોડી મૂકવા પ્રાર્થના કરૂં.

(એમ પોતપોતાનાં પાપો સંભારી સઘળા રડે છે.)

અશ્વપતિ–રાજર્ષિ! ઈંદ્રજાળથી જે લાભ મળ્યોછે તે અલૌકિક છે.

દ્યુમત્સેન–પ્રિયમિત્ર! મહાત્માઓના સંગનો એજ ચમત્કાર છે.

શૈવ્યા–સખિ માલવિ! આવાં પીડાતાં પાપીજનોને દેખી યમરાજને કોય સમયે દયા નહિ આવતી હોય?

માલવી–જેનું જે કામ તે ઉપર દયા આવે ત્યારે તે કામ કેમ ચાલે?

(એટલામાં યમદૂતો, ચિત્રગુપ્ત અને યમરાજા પ્રવેશ કરે છે.)

**यमदूतो**—અરે દુષ્ટ નારકી લોકો! કુતરાની પેઠે કેમ કોલાહલ કરી રહ્યા છો? ચુપ થઇ જાઓ, મહારાજા પધારે છે.

**यमराज**—એ લોકો શું કહે છે?

**चित्रगुप्त**—એ તો બિચારા પોતાનાં કર્મનો પસ્તાવો કરતાં હશે.

**यमराज**—પછવાડેથી કરેલો પસ્તાવો શું કામ આવે? પ્રથમજ વિચારવાનું છે. આ જગતમાં સુખ શું છે? શું ખોટું છે? શું કરવાનું છે? શું ન કરવાનું છે? એ તો સમજવું જોઇએ? પણ તે તો કાંઇ નહિ. અકૃત્યનેજ કૃત્ય, અભક્ષ્યનેજ ભક્ષ્ય, અપેયનેજ પેય અને અહિતનેજ હિત સમજી મદોન્મત્ત થઈ ફરે, ત્યારે તો પછી પસ્તાવુંજ પડેજ તો. એમાં પોતાના ઉન્મત્ત મનવિના કોઇનો વાંક નથી.

**चित्रगुप्त**—મહારાજ! આપનું કેહેવું યથાર્થ છે. એ દુષ્ટો તે સમયે "અમેજ વિદ્વાન્, અમેજ ડાહ્યા, દેવપણ અમેજ અને વિચારવાન્ પણ અમેજ છિયે, બીજો કોઈજ નહિ," એમ ગણતા હોય પછી તે શાસ્ત્રો શું કરવા સાંભળેજ?

**यमराज**—શાસ્ત્રો શું સાંભળે? જુઓને આ કર્મચંડાળ ઉભો. એણે ઘણાંય શાસ્ત્રો વાંચેલાં છે ને મોટો ધર્મગુરૂ થયો હતો, પણ એનાં કૃત્યો ક્યાં તમે નથી જાણતા? ચંડાળજાતિમાં પણ તેવાં કર્મ કરનાર નથી જોવામાં આવ્યો. એ દુષ્ટને તો જેટલી શિક્ષા થાય છે તે ઓછીજ છે. (એમ કહી દંડ ઉપાડે છે ત્યાં તે ભયભીત થઇ પડી જાય છે.)

**चित्रगुप्त**—મહારાજ, મહારાજ! ક્ષમા કરો. એતો એના કર્મથી મુએલાજ પડયા છે, એને આપ શું મારશો? (વ્યાઘ્રમુખ અને વરાહમુખ પ્રવેશ કરીને શસ્ત્ર નાખી દેઈ પગમાં પડે છે.)

यमराज—અરે વ્યાઘ્રમુખ! વરાહમુખ! તમે આવા કેમ દીન જેવા થઈ ગયા છો? આ શસ્ત્રો તમે શામાટે છોડી દોછો?

व्याघ्रमुख—આપની ઘણા દિવસ ચાકરી કરી મહારાજ, હવે આપની ચાકરી થતી નથી.

यमराज—તેનું કારણ શું?

वराहमुख—કાંઇ નહિ મહારાજ, કાંઇજ નહિ. અમારી એવી શક્તિ નથી, કે આપની ચાકરી કરી શકિયે.

चित्रगुप्त—પણ કારણ તો કોહો?

व्याघ्रमुख—ટુંકામાં એટલુંજ, કે જો ચાકરી કરાવવી હોય તો અમે અહીં રેહેશું પણ કોઇને લેવા નહિ જઇએ.

यमराज—પણ તમારે તે કામમાં દુઃખ શું છે, તે મારે જાણવું જોઇએ.

व्याघ्रमुख—મહારાજ! મહાપ્રધાન ચિત્રગુપ્તની આજ્ઞાથી અમે રાજકુમાર સત્યવાનને લેવા ગયા હતા.

वराहमुख—નહિ, આવવાનો દિવસ તો કાલે છે, પણ અગાઉથી તે ઠેકાણું જોવા ગયા હતા.

व्याघ्रमुख—હા, હું બોલતાં ભુલ્યો. પણ ત્યાં આશ્રમમાં અમારાથી પેશી ન શકાયું, તેથી કરીને કેટલાંક શીતોપચારનાં સાધનો સાથે લેઇ ગયા; તોપણ અમારાથી તે આશ્રમનું તેજ સહન ન થયું.

यमराज—એવું તે તેજ કેનું છે?

व्याघ्रमुख—સત્યવાનની પવિત્ર પતિવ્રતા સ્ત્રીનું. તેજ અમને બાળી નાંખે છે. અમે આજે બળાત્કારથી તે આશ્રમમાં તો ગયા, પણ તેની પર્ણકુટી દશ હાથ છેટે રહી એટલે અગ્નિ-

ની જ્વાળા જેમ લાગે તેમ અમારાં અંગ બળી ગયાં. જુઓ આ ચામડી બળીને કાળી મેશ થઈ ગઈ છે. (પોતાનું શરીર દેખાડે છે) મહારાજ! હવે વિચારો, કે અમે કેવી રીતે તેને આંહિં લઈ આવી શકિયે? સમય પ્રમાણે આવે નહીં તો આપ અમને દંડ કરો, તેથી અમેં તો હવે કાયર થઈ ગયા છિયે.

**यमराज**–નહિ નહિ, કાંઈજ અડચણ નહિ, એવે સ્થાનકે તમારે જવાનું નથી, હુંજ જઇશ. ચિત્રગુપ્ત! ચાલો હવે આપણે જઇએ. મારે પાછું દૂર જવું છે. (એમ કહી નીકળી જાય છે.)

**मालवी अने शैब्या**–રખે રે આ વિચાર આપણા સત્યવાનને માટેજ હોય! (હૃદય ભરાઇ જાય છે.)

**अश्वपति**–જે હશે તે હમણાં જણાશે. આપણું કાંઇ બળ છે? આપણે બેઠાં બેઠાં જોયા કરવું.

**द्युमत्सेन**–એમજ, હું પણ આપના વિચારને મળતો છું.

---

## प्रवेश ३ जो.

સ્થળ—વનભૂમિ.

**सावित्री अने सत्यवान्.**

**सत्यवान्**–પ્રિયા! આપણું આ વનમાં આવવું થવાથી આપણાં માયાળુ માતાપિતાને એક દિવસ તે એક વર્ષ જેવડો થઈ પડશે.

**सावित्री**–હા, પ્રાણનાથ! આપણે જેમ બને તેમ વેહેલું જવું.

**सत्यवान्**–હાજ તો, જેમ માયાળુ માતાપિતાને આપણી ચિંતા છે, તેમ આપણને પણ તેની ચિંતા છે.

**शैब्या अने मालवी**–(હર્ષથી ઉભાં થઇને) પુત્ર, પુત્ર, સત્યવાન્! પુત્રિ, સાવિત્રિ! અમે તો સર્વ તમારી પાસેજ છિયે.

અશ્વપતિ—મહાદેવિ! તમે સ્મરણ રાખો કે આ ઇંદ્રજાળ છે.

શૈબ્યા અને માલવી—(નિરાશ થઈ નિશ્વાસ નાખીને) હે દૈવ! અમને ખરા સત્યવાન્ અને ખરી સાવિત્રિનાં દર્શન ક્યારે થશે? (એમ કહી રૂવે છે.)

દ્યુમત્સેન—દેવિ શૈબ્યા! વત્સે માલવિ! માણસને જ્યારે સાક્ષાત્ પ્રિયજન દૂર હોય ત્યારે તેની છબીથી દિન નિર્ગમન કરે છે, તો આપણે સત્યવાન્ અને સાવિત્રીની છબીરૂપ આ ઇંદ્રજાળને ગણીને પણ સંતોષ પામી, રાત્રિ નિર્ગમન કરવી. માટે ધીરજ રાખી જે જે ઇંદ્રજાળમાં જોવામાં આવે તે જોયા કરવું.

શૈબ્યા—પ્રાણનાથ! આપની આજ્ઞાને હું અનુકૂલ રહીશ.

માલવી—આર્યરાજર્ષિ! હું પણ આપની આજ્ઞાપ્રમાણે સાવધાન રહી જોયા કરીશ.

સત્યવાન્—પ્રિયા! જુઓ આ આંબાનું સુંદર ઝાડ છે. તે કેવું પોતાના ફળના ભારથી નમી રહ્યું છે?

સાવિત્રી—પ્રાણનાથ! એથી તો એ સદાચાર બતાવે છે, કે સત્પુરૂષોને જેમ જેમ ફળની પ્રાપ્તિ થતી જાય, તેમ તેમ નમ્ર થવું.

સત્યવાન્—હા, પ્રિયા! જુઓ, આ માધવીની શોભા કાંઈ જુદાજ પ્રકારની છે. પતિવ્રતા, જેમ પોતાના યશથી પ્રકાશિત થઇ રહે, તેમ આ પોતાનાં ધોળાં પુષ્પોથી પ્રકાશિત થઇ રહી છે.

સાવિત્રી—પ્રાણનાથ! આ નાગકેશર અને કદંબ જાણે કે કેમ બે મિત્રો સાથે ઉભા હોય, તેવા લાગે છે.

સત્યવાન્—હા, પ્રિયા! જુઓ આનીકોરે ચક્રવાકી, ચક્રવાક

પાસે છે તોપણ તેને ન દેખતાં કરૂણા આવે તેવી દશામાં ચારેકોર ભટકે છે.

सावित्री–(નિશ્વાસ નાંખીને મનમાં) અરે દૈવ! આજની રાત્રિ કેવી થશે તે કાંઈ મને સુજતું નથી. મહામુનિ નારદજીનો કહેલ દિવસ આજેજ છે તેથી મારૂં હૃદય કંપે છે.

सत्यवान्–પ્રિયા! શું વિચાર કરો છો?

सावित्री–કાંઈ નહિ, પ્રાણનાથ! કંઈ નહિ.

सत्यवान्–તમારૂં મુખ ઉદાસિ જેવું લાગે છે.

सावित्री–એતો આ ચક્રવાકી જોવાથી, પતિવ્રતા સ્ત્રિયો પોતાના પતિથી જુદી પડે છે, ત્યારે કેવી દશા થાય છે, એ સ્મરણ આવવાથી મારૂં મન વિચારમાં ઉતરી ગયું હતું.

सत्यवान्–ચાલો હવે આપણે ફળફૂલ લેઇએ. (એમ કહી ફળફુલ લેવા મંડે છે.)

मालवी–પ્રાણનાથ! આપ કહો છો કે આ સર્વ ઇંદ્રજાળ છે, પણ હમણાં સાવિત્રીએ જે ઉદાસી મનમાં બતાવી, તેથી તો લાગે છે કે તે ખરીજ સાવિત્રી છે.

अश्वपति–ઇંદ્રિજાળમાં કાંઈજ અસંભવિત હોતું નથી.

सत्यवान्–પ્રિયા! હવે પુષ્કળ ફળો થયાં છે, અને ફૂલો પણ ઘણાં થયાં છે, માત્ર હવે સમિધો લેવાનાં છે તે હું આ કુવાડાથી પાડી લઊં.

सावित्री–આજે મુને આજ્ઞા કરો તો હુંજ સમીધો પાડી લઊં.

सत्यवान्–(હશીને) પ્રિયા! તમે આ કોમળ હાથથી કુવાડો ઉપાડી શકો એ મને તો આશ્ચર્ય લાગે છે. (એમ કહી લાકડાં પાડવાનો આરંભ કરે છે. ઘડીવાર લાકડાં પાડી તરત

કુવાડો નાંખી દેઇ બેશી જઇને) પ્રિયા! મારા માથામાં વ્યથા બહુ થાય છે.

સાવિત્રી-(મનમાં) હવે શું થશે! હે દૈવ, દયાસિંધો, દીનબંધો, મૃત્યુ યમ! આ મારા પ્રાણનાથની રક્ષા કરજો. (પ્રકાશમાં) પ્રાણનાથ! લાકડાં કાપવાના શ્રમથી આપને તે વ્યથા થઇ હશે. જરા આપ નિદ્રા લહો તો સુખ આવી જશે.

સત્યવાન્-પ્રિયા! તે ખરૂં પણ આપણે નિદ્રા કરવાથી માતા-પિતાની પાસે જતાં વિલંબ થશે તો તેને બહુ ચિંતા થશે.

દ્યુમત્સેન-ધન્ય, સત્યવાન્ ધન્ય.

અશ્વપતિ-(આંખમાં આસુ લાવતાં) આવાં પણ પુત્રરત્ન પૃથ્વીમાં હોય છે.

સાવિત્રી-પ્રાણનાથ! હું તરત આપને જગાડીશ, હજી દિવસ ઘણો છે.

સત્યવાન્-ઠીક ત્યારે. (એમ કહી સાવિત્રીના ખોળામાં માથું મેલી સુવે છે.)

સાવિત્રી-(પોતાના ઉત્તરીય વસ્ત્રથી ભર નિદ્રામાં ઊંઘી જતા પોતાના પ્રાણનાથને પવન નાખે છે અને તેના કુશળને માટે નિત્યને પ્રમાણે ઈશ્વરપ્રાર્થના કરે છે.)

(કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના—એ ઢાળ.)

કરજો કુશળ મારા કંથનું, દીનનાથ દયાળ!
સુખમાં સુવાડી ઉઠાડજો, હે પ્રણતપ્રતિપાળ! કરજો૦
સાચાં પિતામાત છો તમે, આખાં વિશ્વના ઈશ!
ત્યારે વિશેષ હું શું કહું? આપને જગદીશ! કરજો૦
શેષ સહસ્ર મુખે કરી, ગુણ ગાય અપાર;
મુનિવર મંથન કરી મુઆ, પામ્યા તોય ન પાર. કરજો૦

જ્ઞાન અને ગુણ છે નહીં, નથી વિનય વિચાર;
એક મુખે શું હું વર્ણવું, આશુતોષ આ વાર.   કરજો૦
પામ્યા પરમ સુખ કૈક તો, પામ્યા કૈક પ્રતાપ;
કરૂણાકટાક્ષ કરી તમે, ટાળ્યા કૈકના તાપ.   કરજો૦
રાયને રંક કર્યા તમે, રંકને તેમ રાય;
દીનજનોને સદા કરી, આપે અધિક સહાય.   કરજો૦
ધામ ધરા ધન મેળવી, સુખ પામ્યા અનેક;
આપના પુણ્યપ્રતાપથી, રહી કૈકની ટેક.   કરજો૦
આપની આપ મોટાઇને, જોઈને મહારાજ;
આશા દાસીની દયાનિધિ! પૂર્ણ કરવાને કાજ.   કરજો૦

(થોડીવાર વિશ્રામ લઈને બીજી પ્રાર્થના કરે છે.)

(કોને કેણે દીઠા ગિરિધારી—એ પ્રમાણે.)

કુશળ મારા કંથતણું કરજો,
અંતરયામી અરજ ઉરે ધરજો;
દીનાનાથ દુઃખ બધાં હરજો.—   કુશળ૦
નથી જપ તપ મેં કશું કીધું,
નથી દાન દીનને પણ દીધું;
નથી હરિનામ મુખે લીધું.—   કુશળ૦
નથી ભાવભક્તિ હરિચરણે,
ચાલી નથી ચોંપે સદાચરણે;
હવે હું છું આપતણે શરણે.—   કુશળ.૦
કરી નથી પૂજનમાં પ્રીતિ,
જાણું નહિ નીતિતણી રીતિ;
ગયું વય એમજ આ વીતી.—   કુશળ૦

કુવાડો નાંખી દેઇ બેશી જઇને) પ્રિયા! મારા માથામાં વ્યથા બહુ થાય છે.

सावित्री–(મનમાં) હવે શું થશે! હે દૈવ, દયાસિંધો, દીનબંધો, મૃત્યુ યમ! આ મારા પ્રાણનાથની રક્ષા કરજો. (પ્રકાશમાં) પ્રાણનાથ! લાકડાં કાપવાના શ્રમથી આપને તે વ્યથા થઇ હશે. જરા આપ નિદ્રા લહો તો સુખ આવી જશે.

सत्यवान्–પ્રિયા! તે ખરૂં પણ આપણે નિદ્રા કરવાથી માતાપિતાની પાસે જતાં વિલંબ થશે તો તેને બહુ ચિંતા થશે.

द्युमत्सेन–ધન્ય, સત્યવાન્ ધન્ય.

अश्वपति–(આંખમાં આસુ લાવતાં) આવાં પણ પુત્રરત્નો પૃથ્વીમાં હોય છે.

सावित्री-પ્રાણનાથ! હું તરત આપને જગાડીશ, હજી દિવસ ઘણો છે.

सत्यवान्–ઠીક ત્યારે. (એમ કહી સાવિત્રીના ખોળામાં માથું મેલી સુવે છે.)

सावित्री–(પોતાના ઉત્તરીય વસ્ત્રથી ભર નિદ્રામાં ઊંઘી જતા પોતાના પ્રાણનાથને પવન નાખે છે અને તેના કુશળને માટે નિત્યને પ્રમાણે ઈશ્વરપ્રાર્થના કરે છે.)

( કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના—એ ઢાળ. )

કરજો કુશળ મારા કંથનું, દીનનાથ દયાળ!<br>
સુખમાં સુવાડી ઉઠાડજો, હે પ્રણતપ્રતિપાળ! કરજો૦<br>
સાચાં પિતામાત છો તમે, આખાં વિશ્વના ઈશ!<br>
ત્યારે વિશેષ હું શું કહું? આપને જગદીશ! કરજો૦<br>
શેષ સહસ્ત્ર મુખે કરી, ગુણ ગાય અપાર;<br>
મુનિવર મથન કરી મુઆ, પામ્યા તોય ન પાર. કરજો૦

જ્ઞાન અને ગુણ છે નહીં, નથી વિનય વિચાર;
એક મુખે શું હું વર્ણવું, આશુતોષ આ વાર. કરજો૦
પામ્યા પરમ સુખ કૈક તો, પામ્યા કૈક પ્રતાપ;
કરૂણાકટાક્ષ કરી તમે, ટાળ્યા કૈકના તાપ. કરજો૦
રાયને રંક કર્યા તમે, રંકને તેમ રાય;
દીનજનોને સદા કરી, આપે અધિક સહાય. કરજો૦
ધામ ધરા ધન મેળવી, સુખ પામ્યા અનેક;
આપના પુણ્યપ્રતાપથી, રહી કૈકની ટેક. કરજો૦
આપની આપ મોટાઇને, જોઈને મહારાજ;
આશા દાસીની દયાનિધિ! પૂર્ણ કરવાને કાજ. કરજો૦

(થોડીવાર વિશ્રામ લઈને બીજી પ્રાર્થના કરે છે.)

(કોને કેણે દીઠા ગિરિધારી—એ પ્રમાણે.)

કુશળ મારા કંથતણું કરજો,
અંતરયામી અરજ ઉરે ધરજો;
દીનાનાથ દુઃખ બધાં હરજો.- કુશળ૦
નથી જપ તપ મેં કશું કીધું,
નથી દાન દીનને પણ દીધું;
નથી હરિનામ મુખે લીધું.— કુશળ૦
નથી ભાવભક્તિ હરિચરણે,
ચાલી નથી ચોંપે સદાચરણે;
હવે હું છું આપતણે શરણે.— કુશળ.૦
કરી નથી પૂજનમાં પ્રીતિ,
જાણું નહિ નીતિતણી રીતિ;
ગયું વય એમજ આ વીતી.— કુશળ૦

પ્રભો આપનાજ પ્રતાપથકી,
સદા સુખ પામે સહુએ નકી;
વિશ્વંભર એવી મને છે વકી.— કુશળ૦
નહિ કોઈ જાણે તમારી ગતિ,
મારી કોણ માત્ર કહોને મતિ;
તમે ત્રિગુણાત્મક વિશ્વપતિ.— કુશળ૦
ભૂધર ભવસાગર આ ભારે,
આશા એક આપની છે મારે;
રહી આપને એક આધારે.— કુશળ૦
કઠણ કાળકેરી ગતિ કે, છે,
ધીરજ સર્વે જનની હરી લે તે;
શંકા કરવા અવસર એ દે છે.— કુશળ૦

(હૃદય ભરાઈ આવવાથી થોડીવાર વિશ્રામ લઇને)

(शार्दूलविक्रीडित.)

આદિ અંત વિહીન દીનજનના બંધુ દયાંભોનિધિ !
વિશ્વાધાર વિપદ્વિનાશક વિધાતા વિશ્વના હે વિધિ !
અંતર્યામિ અહીં અહર્નિશ મને છે આપનો આશરો,
આ મારા પ્રિયપ્રાણ પ્રાણપતિની વિશ્વેશ રક્ષા કરો.

(એમ બોલતાં સત્યવાનના શરીર ઉપર અસાધ્ય થઈ નમી જાય છે, એટલામાં સૂર્યસરખી કાંતિવાળો, રાતાં વસ્ત્રવાળો, સાથે જટાવાળો, શામ વર્ણવાળો, રાતાં નેત્રવાળો, કોઈ પુરૂષ હાથમાં પાશ લેઈ આકાશમાંથી ઉતરી સત્યવાન્ પાસે આવી તેને જોતો ઉભો રહીને.) પતિવ્રતાનું તેજ ન ખમી શકાય

તેવું છે. હું પણ જ્યાં તેજની બીકે જઇ શકતો નથી ત્યાં બીચારા મારા નોકરોનો શો ભાર.

**सावित्री**–(જાગૃત થતાં પુરૂષને જોઈ નારદજીનું વચન સંભારી, નારદજીનો કહેલજ દિવસ, તેની કહેલજ વેળા અને તેનું કહેલ મુહૂર્ત્ત આ છે એમ વિચારી ધીરેથી સત્યવાનનું મસ્તક પોતાના ખોળામાંથી નીચું મૂકી હાથ જોડી કહે છે.) આપનું શરીર જોતાંજ નક્કી થાય છે, કે આપ કોઇ દેવ છો, પણ આપ કોણ દેવ છો? અને આપને શું કરવાની ઇચ્છા છે?

**पुरुष**–પુત્રિ સાવિત્રિ! તમે પતિવ્રતા છો, વળી તમે તપ કરેલ છે, માટે હું તમારી સાથે બોલું છું. હું યમરાજ છું. આ તમારા પ્રાણનાથ સત્યવાનનું આયુષ્ય પૂર્ણ થયું છે, માટે તેને બાંધી લઇ જવાની મારી ઇચ્છા છે.

**सावित्री**–(મનમાં) હા દૈવ! દુઃખની વેળા આવી પહોચી. ઠીક. ધીરજવિના આધાર કાંઇજ નથી. (પ્રકાશમાં) ભગવાન્! સર્વ સ્થાનકે જીવને લેવા આપના દૂતો જાય છે એવું સાંભળ્યું છે, ને અહિયાં આપ પોતેજ આવ્યા છો તેનું શું કારણ?

**यमराज**–પુત્રિ! આ સત્યવાન્, ધર્મવાન્, રૂપવાન્, અને ગુણનોસાગર છે, માટે મારા ચાકરથી લઇ જવાયોગ્ય નથી એમ ગણી હુંજ તેને લેવા આવ્યો છું.

સાવિત્રી–ભગવાન્ ! આપ દયાળુ છો માટે પગેલાગી પ્રાર્થના કરૂં છું, કે એમને સાટે મુને પાશથી બાંધી લેઇ જાઓ.
યમરાજ–પુત્રિ! કોઇને સાટે કોઇને લેઇ જવા હું શક્તિમાન્ નથી.
સાવિત્રી–ત્યારે તેને સાટે નહિ પણ તેની સાથે મુને લેઇ જશો?
યમરાજ–પુત્રિ ! તમારૂં આયુષ્ય પૂર્ણ ન થયું હોય ત્યાંસુધી તેમ કરવા હું શક્તિમાન્ નથી. (એમ કહી સત્યવાનના હૃદયમાંથી અંગુષ્ટમાત્ર પુરૂપને પાશથી બાંધી ખેંચી લે છે અને દક્ષિણ દિશાતરફ તરત ચાલવા માંડે છે.)

સાવિત્રિ! શું તમારી આવી દશા થઇ? (એમ કેહેતાં મૂર્છાગત થઇ પડી જાય છે.)

अश्वपति–અરે આ શું થયું? ધિક્કાર છે. મારી દુર્દશાને. (એમ કહી એકાએક મૂર્છિત થઇ પડી જાય છે.)

शैव्या–द्युमत्सेन–અરેરે હવે જીવાઇ રહ્યું (એમ વિલાપ કરતાં મુર્છા પામી જાય છે.)

भारद्वाज–ગૌતમ! તમારી ઇન્દ્રજાળે તો ઉલટો અનર્થ કર્યો.

गौतम–કાંઇ ચિંતા નહિ, એ સર્વેને પંખાના પવનથી જાગૃત કરો.

ऋषिओ–(સર્વને જાગૃત કરે છે.)

सर्व–(જાગૃત થઇને) અરે મહાત્માઓ! આપને શ્રમ લેવો પડયો એ મોટા ખેદની વાત છે.

ऋषिओ–કાંઇ ચિંતા નહિ.

सावित्री–હે પ્રાણનાથ! હે જીવિતવલ્લભ! આ આપની દીન અનાથ દાસીને વિજન વનમાં મેલી આપ ક્યાં જાઓછો? શું થોડી વારમાં પ્રીતિને વિસારી દીધી? આપના વિના અપંગ માતાપિતાની કોણ સેવા કરશે? થોડીવાર તો ખમો હું આપની સાથે આવુંછું.

(એમ વિલાપ કરતાં યમરાજની પછવાડે ચાલેછે.)

यमराज–સાવિત્રિ પુત્રિ! તમે હવે પાછાં વળો. આ સત્યવાનની જે ક્રિયા કરવી ઘટે તે કરો. પતિ પછવાડે જેટલું ચાલવું જોઇએ તેટલું તમે ચાલી ચુકાં છો અને તેથી તમે તેનાં અનૃણી થયાં છો.

सावित्री–જ્યાં મારા પતિને તમે લેઇ જશો ત્યાં મારે જાવું એ મારો સનાતન ધર્મ છે. તપથી, ગુરૂભક્તિથી, પતિનેવિષે

પ્રેમથી, વ્રતથી અને આપના પ્રસાદથી આપ જ્યાં તેને લે-ઇ જશો ત્યાં હું આવી શકીશ. સાચી વાતના જાણનારા વિદ્વાનો સાત પગલાં સાથે ચાલવાથી મિત્રાઈ થઈ ગણે છે, માટે આપને મિત્ર ગણી હું જે કહેવા ઈચ્છું છું તે આપ સાંભળશોજ, એવો ભરોસો છે. જેઓએ ઈન્દ્રિઓ નથી જીતી, એવા લોકો બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, કે સન્યાસીનો ધર્મ પાળી શકતાજ નથી. ધર્મથી જ્ઞાન થાય છે, માટે ધર્મ સર્વમાં મુખ્ય છે. આ સમયે આપ મારા પ્રાણનાથને લેઈ જવાથી અમારા બેયના ધર્મનો નાશ કરો છો, તે આપને યુક્ત નથી.

यमराज-સાવિત્રિ! તમે પાછાં જાઓ, અને તમારી મધુર વાણીથી હું બહુ પ્રસન્ન થયો છું, માટે આ સત્યવાનના જીવવાવિના તમારે જે વરદાન માગવું હોય તે માગો, હું આપીશ.

सावित्री–ભગવાન્! મહારાજ દ્યુમત્સેન તથા મારાં માયાળુ સાસુ શૈબ્યા આંખે દેખતાં થાય.

द्युमत्सेन–પુત્રિ! તમારા બેયના જવા પછી અમારે નેત્રનું શું કામ છે?

यमराज–પુત્રિ! તમારા કહેવા પ્રમાણેજ થશે. તમને થાક લાગ્યો હોય એવું જણાય છે, માટે હવે અહીં ઉભાં રહો.

शैब्या–આર્યપુત્ર! હું ધારૂછું કે પુત્રી સાવિત્રીના માગવાથીજ આપણે દેખતાં થયાં છિયે.

द्युमत्सेन–દેવિ! સાવિત્રીએ આપણા ઉપર જે ઉપકાર કર્યો, તે પોતાને મોઢે કહેત નહિ, માટે ઈંદ્રજાળની વિદ્યાથી જાણ્યો તે ઠીક થયું.

**सावित्री**– ભગવાન્ યમરાજ ! મારા પ્રાણનાથ સાથે છતાં મારે શ્રમ શો છે ? મારા પ્રાણનાથ એજ મારી ગતિ છે. જ્યાં મારા પતિને તમે લેઈ જશે ત્યાં હું આવીશ. એક મારૂં વચન સાંભળો. સત્પુરૂષ સાથે એક ફેરે મળવું તે સંગતિ કહેવાય છે, ઘણે ફેરે મળવાથી મૈત્રી કહેવાયછે; સત્પુરૂષની મૈત્રી તો શું પણ સંગતિ એટલે એક ફેરાનું મળવું પણ નિષ્ફળ નથી થતું. એનેમાટેજ સત્પુરૂષનો સંગ કરવો જોઇએ.

**यमराज**–પુત્રિ ! તમારા વચનથી હું પ્રસન્ન થયો છું, માટે બીજું વરદાન માગો.

**सावित्री**–મારા સસરાનું રાજ્ય જે શત્રુઓએ લુટી લીધું છે, તે તેને મળે અને તે પોતાના ધર્મમાં વર્તે.

**यमराज**–પુત્રિ! તમારા સસરાને તેનું રાજ્ય મળશે અને તે પોતાને ધર્મે વર્ત્તશે. હવે તમે વધારે શ્રમ નહિ લેશો.

**सावित्री**–ભગવન્ ધર્મરાજ ! તમે સર્વ પ્રજાને નિયમમાં રાખો છો તેથી યમ કેહેવાઓ છો, માટે આ મારી વાણી સાંભળો.—પ્રાણીમાત્રમાં દ્રોહ ન રાખવો, સર્વઉપર મન-વચન-કર્મથી અનુગ્રહ કરવો, અને દાન આપવું એ સત્પુ-રૂષનો ધર્મ છે. આ લોક તો અલ્પ શકિત અને અલ્પ જ્ઞાનવાન્ છે, પણ સત્પુરૂષો તો શત્રુઉપર પણ દયાજ કરેછે, ત્યારે હું જેવી દીન ઉપર આપ જેવા સત્પુરૂષ દયા કરે એમાં શું કેહેવું.

**यमराज**–પુત્રિ ! તરસ્યાને જેવું શીતલ જલ મળે તેવું તમારૂં વાકય મુને જણાય છે, માટે સત્યવાનના જીવવા વિના ત્રીજું વરદાન માગો.

**સાવિત્રી**–પરમ કૃપાળુ ભગવન્ ધર્મરાજ ! મારા પિતાને સંતાન નથી માટે તેને સો પુત્ર થાય અને વંશ વધે.

**યમરાજ**–તમારા પિતાને સો પુત્ર થશે અને તેનો વંશ વધશે; તેસર્વ માલવ કેહેવાશે. હવે તમે પાછાં વળો ઘણે દૂર આવ્યાં.

**સાવિત્રી**–મારા પતિની સાથે ચાલતાં મુને કાંઇ દૂર જણાતું નથી. પણ આપ મારી વાત સાંભળો.–આપ વિવસ્વાનના પુત્ર છો તેથી વૈવસ્વત કેહેવાઓ છો અને આપ સરખા ધર્મથી પ્રજાને પાળો છો તેથી ધર્મરાજ કેહેવાઓ છો. માણસને પોતા ઉપર પણ તેવો વિશ્વાસ નથી થતો કે જેવો સત્પુરૂષ ઉપર થાય છે. માટે સર્વ લોક સત્પુરૂષનો સ્નેહ ઇચ્છે છે. પ્રાણીમાત્રને પ્રેમથી વિશ્વાસ થાય છે, માટે સર્વે સત્પુરૂષ ઉપર વિશ્વાસ કરે છે.

**યમરાજ**–પુત્રિ સાવિત્રિ ! જેવાં વચન તમે મને કહ્યાં તેવાં મેં ક્યાંઇ સાંભળ્યાં નથી. સત્યવાનના જીવનવિના ચોથું વરદાન માગો અને પછી પાછાં વળો.

**સાવિત્રી**–મુને સત્યવાનથી ઔરસ પુત્ર સો થાય અને તેથી વંશ વધે ને તે ઘણા બળવાન્ અને પરાક્રમી થાય, એ હું ચોથું વરદાન માગું છું.

**યમરાજ**– ઘણા બળવાન્ અને પરાક્રમી તમારે સો પુત્ર થશે. હવે તમારે ઘણે દૂર આવવાથી શ્રમ ન થાય એવું હું ઇચ્છું છું.

**સાવિત્રી**–સત્પુરૂષો નિરંતર ધર્મે રહેલ છે, સત્પુરૂષો ક્યાંઇ પીડા પામતા નથી, સત્પુરૂષને સત્પુરૂષનો સંગ નિષ્ફળ નથી થતો, સત્પુરૂષને સત્પુરૂષથી ભય પણ થતો નથી, સત્પુરૂષો સત્યથી સૂર્ય ફેરવે છે, સત્પુરૂષોજ તપથી પૃથ્વીને ધારણ

કરી રહ્યા છે, પ્રાણીમાત્રની ગતિ સત્પુરૂષોજ છે, જ્યાં સત્પુરૂષો હોય ત્યાં સત્પુરૂષો પીડાતા નથી, સત્પુરૂષોનો પ્રસાદ નિષ્ફળ થતો નથી, સત્પુરૂષો પાસે અર્થની કે માનની હાનિ થતી નથી એટલા સદ્ગુણો સત્પુરૂષોમાં નિશ્ચળ છે તેથીજ સત્પુરૂષો સર્વની રક્ષા કરનારા થઇ પડે છે.

यमराज–પતિવ્રતા પુત્રિ સાવિત્રિ! તમે જેમ જેમ મધુર અને અર્થયુક્ત બોલો છો, તેમ તેમ મારી ભક્તિ તમારામાં વધે છે, માટે તમે નિરૂપમ વરદાન માગો.

सावित्री–ભગવાન્ દીનબંધુ દયાસિંધુ ધર્મરાજ! મેં આપની પાસે સત્યવાનથી ઔરસ સો પુત્રનું વરદાન માગ્યું છે, માટે આપની કૃપાથી આ મારા પ્રાણનાથમાં પ્રાણ પાછા આવે.—

द्युमत्सेन तथा शैब्या अने अश्वपति तथा मालवी–ધન્ય, ધન્ય, પુત્રિ સાવિત્રિ! ધન્ય છે તમને અને તમારી બુદ્ધિને.

ऋषियो–વાહ વાહ! કુલીન સ્ત્રીઓની વૃત્તિ તો એવીજ હોવી જોઇએ.

सावित्री–મુને મારા પતિવિના સુખની ઇચ્છા નથી, મુને મારા પતિવિના સ્વર્ગની ઇચ્છા નથી, મુને મારા પતિવિના લક્ષ્મીની ઇચ્છા નથી, અને મુને મારા પતિવિના જીવવાની ઇચ્છા નથી. સો પુત્રનું વરદાન આપેજ મુને આપેલ છે અને મારા પતિને તો આપ સાથે લેઇ જાઓ છો, માટે હું બીજીવાર કહું છું કે મારા પ્રાણનાથ જીવે અને આપનું વાક્ય સત્ય થાય.

यमराज–પુત્રિ સાવિત્રિ! માત્ર તમારી ઉપર દયા લાવીને આ તમારા પ્રાણનાથને હું મેલી દઊં છું. એ આરોગ્ય અને

ચારસો વર્ષનાં આયુષ્યનો થશે, તે ઘણા યજ્ઞો કરી લોકમાં પ્રખ્યાત થશે, તેનાથી તમને સો પુત્ર થશે, તેનો ઘણો વંશ વધશે અને તે વંશના ક્ષત્રિયો સર્વ તમારા નામથી સાવિત્ર કેહેવાશે. (એમ કહી પાશમાંથી સત્યવાનના જીવને છોડી મેલે છે.)

**सावित्री**–મહારાજ ! મોટો અનુગ્રહ કર્યો. (કહી પગે લાગે છે.)

**यमराज**–(અંતરધાન થઇ જાય છે.)

**सावित्री**–(મનમાં) ધર્મરાજ તો પધાર્યા, હવે હું ત્વરાથી મારા પ્રાણનાથ પાસે પોચી જાઉં. (એમ કહી નીકળી જાય છે.)

---

## प्रवेश ४ थो.

સ્થળ–વનભૂમિ.

**सत्यवान्**–(પૃથ્વીઉપર સુતાં સુતાં આંખો ઉઘાડયાવિના જીવ આવવાથી) પ્રિયા સાવિત્રિ! પ્રિયા સાવિત્રિ! હવે આપણે ચાલશું? કેમ બોલતાં નથી? પ્રિયા! મુને નિદ્રા આવી જવાથી આપણે આશ્રમે જવાનું તમે સંભાર્યું નહિ એ ઘણુંજ ખોટું કર્યું.

**शैब्या**–(માલવીને) પુત્ર સત્યવાનનું રટણ તો માત્ર ઉતાવળે આશ્રમે આવવાનુંજ છે. (આંખમાં પાણી આવી જાયછે.)

**सत्यवान्**–પ્રિયા! જરા પાસેની વાવમાંથી પાણી લેઇ આવો તો હું મારી આંખો ધોઇ નાંખું. (પોતાના માથા નીચે હાથ ફેરવીને) અરે! આ શું આશ્ચર્ય જેવું? મારા માથામાં વ્યથા થવાથી હું સુતો હતો, તે સમયે મારૂં માથું મારી

પ્રાણપ્રિયાના ખોળામાં હતું, અને તે એટલીવારમાં ક્યાં ગયાં હશે? (આકાશસામુ જોઇને) અરે શું રાત્રિ થઇ ગઇ છે? હા દૈવ, હા દૈવ! અરે દૈવનોજ કોપ થયો; જો તેમ ન હોય તો સાવિત્રી જેવી ઉત્તમ કુલીન સ્ત્રી તે વનમાં આવવા હઠ કરે? શું માયાળુ માતાપિતા રજા આપે? અને હું વનમાં આવી અસાવધાન રહી નિદ્રા કરૂં? એ સર્વ એક સમયે કેમ થવું સંભવે? (ઉઠવા જતાં) અરે, હાય હાય! મારી શક્તિ પણ સાવિત્રી સાથેજ ગઇ કે શું? અરે એમજ. હું ઉભો થવા જાઉં છું તો માથામાં ચકર આવે છે, આંખે અંધારાં આવે છે અને શરીરમાં કંપ છુટે છે. જે ન થાય તે ઓછું. અથવા, રખેરે મને સ્વપ્ન થયું હોય. સાવિત્રી મુને નિદ્રામાં મેલી કદી પણ દૂર જાયજ નહિ. (ધીરેધીરે ઉઠી અને ચારેકોર નજર કરીને મનમાં) નહિ નહિ, સ્વપ્ન તો નહિંજ; મુને નિશ્ચય થાય છે, કે હું જાગું છું. (વિચાર કરીને) પણ કોઇ રીતે સાવિત્રીનું આવી રીતે જવું સંભવતું નથી. કદી મુને નિદ્રા ઘણી આવી જવાથી, "ચાર ઘડી દિવસ બાકી હોય એટલામાં તમે નહિ આવો તો અમારા પ્રાણ નહિ રહે, એમ માતાપિતાએ કહ્યું છે તેથી હુંજ આશ્રમે જઇને ખબર દેઇ આવું કે કાંઇ ચિંતા કરશો નહિ. જ્યારે એ નિદ્રામાંથી જાગશે કે તરત હું તેમને આશ્રમે લેઇ આવીશ," એમ તો વિચાર નહિ કર્યો હોય? (થોડીવાર રહિને) અરે મન! શું ખોટા તર્ક કરે છે? શું સાવિત્રીને આ ઘાટાં વનમાંથી એકલાં આશ્રમે જતાં મન ચાલે? કદી નહીં. પ્રિયા, પ્રિયા, ઓ પ્રાણપ્રિયા! ક્યાં છો? (નિ-

શ્વાસસહિત) અરે હાય હાય, કોઇએ બોલતું નથી. મેં જે સ્વપ્ન દીઠું છે તેનુંજ કાં તો આ ફળ હશે. (ધનુષ્ સામુ જોઇને) અરે, હું આ વનમાં આવ્યા પછી ધનુષ્ લેતો નહિ, પણ આજે પિતાજીની આજ્ઞાથીજ સાવિત્રીના રક્ષણ માટે સાથે લીધું; પણ તે નિષ્ફળ થયું. પિતાજીએ સાવધાન રેહેવા ભળામણ કરી હતી, પણ હું તો એવો અસાવધાન રહ્યો, કે સીમા. હે ઈશ્વર ! જ્યાં મારી પ્રિયા હોય, ત્યાં તેને કુશળ રાખજે. અરે, કાંઇ બેશી રહ્યે આરો આવ્યો! ચાલ જીવ, ધીરેધીરે ચારેકોર જોઉ તો ખરો. (ફરતાં ફરતાં અને જોતાં જોતાં) અરે માલતિ અને માધવિ! તમે તમારી પ્રિયસખીને અહીંથી જતાં જોઇ હોય, તો બતાવો. અરે આમ્ર! તમે સર્વે વનસ્પતિમાં શ્રેષ્ટ છો. તમે કાંઇ મારી પ્રિયાવિષે ખબર આપશો? ભાઇ ચંપક! મારાથી જે તમારી સેવા થઇ હોય તે સામું જોઇ, મારી પ્રિયાના કાંઇ પાવડ આપશો? વહાલી બોલસરિ! તમે કાંઇ મારી પ્રિયાવિષે જાણો છો? ચંચળ ચમેલી! આજેજ તારી યોગ્યતા જોઇ આ સહકાર સાથે સાવિત્રીએ તારો સંબંધ કર્યો છે, એવા ઉપકારી માણસની પણ તેં સંભાળ ન રાખી? અરેરે, સંસારમાં કોઇ કોઇનું નથી; સહુ સ્વાર્થનું સગું છે. અરે અશોક! ઉત્તમ માણસનો ધર્મ છે કે પોતાની છાયા લેનારને પોતાના જેવોજ કરવો, ત્યારે આ માણસ નિરંતર તમારીજ છાયામાં રહેનાર છે, તેમ છતાં તમે અશોકથઇ મને સશોક રાખો છો, તે ઉચિત છે? (ચંદ્રને) હે રોહિણીરમણ ભગવાન્ ચંદ્ર! આપને સર્વજ્ઞ શંકર જેવા પણ મસ્તક ઉપર

ધરે છે, માટે મારી ખોવાયેલી ચંદ્રવદની વિષે શ્રીશિવજીને પુછીને મને ખબર આપશો? અથવા મારીજ ભૂલ છે. જેનો ઉપકાર કર્યો છે એવાં આ વૃક્ષો કાંઈ ઉત્તર નથી આપતાં, ત્યારે જે તે પ્રિયાની મુખશોભાથી નિરંતર ક્ષીણ થતો જાય છે, તે શું બતાવશે? અહો પરોપકારમાં પ્રવીણ પ્રત્યેક વનનાં પવિત્રવૃક્ષો! આપણા ઘણા દિવસના પરસ્પરના પરિચય સામું જોઇ કોઇ પવિત્ર સાવિત્રી વિષે કાંઇ ખબર આપો. (એમ બોલતાં દૂર નીકળી જાય છે.)

**सावित्री**–(પ્રવેશ કરીને સંભ્રમથી) પ્રાણનાથ! પ્રાણનાથ! એ પ્રાણનાથ! (એમ કહી શોધે છે.)

**शैब्या**–પુત્રિ સાવિત્રિ! તે હમણાજ અહિં હતા.

**मालवी**–પુત્ર સત્યવાન્! તમે જેને ગોતો છો તેતો અહિંજ છે.

**अश्वपति**–ભગવતિ શૈબ્યા! પ્રિયા માલવિ! આ ઇંદ્રિજાળ છે, તે વાત તમે ભુલી ગયાં?

**शैब्या अने मालवी**–(નીચું જોઇ જાય છે.)

**सावित्री**– હા ભગવાન્ યમરાજ! શું આપેંજ મને છેતરી? મારી નજરે મારા પ્રાણનાથને આપેં છોડી મેલ્યા, અને પાછા તેના દેહને પણ આપ લેઇ ગયા? ( મનમાં) નહિ નહિ. ધર્મરાજ કદી પણ તેમ કરેજ નહિ. હુંજ સંભ્રમથી આવતાં આ વન ચુકી ગઇ હોઈશ. (ચારેકોર જોઇને પ્રકાશમાં) વન અને સ્થળ એ તો આજ છે, એમાં કાંઇ સંદેહ નથી. કારણ કે આ મારા પ્રાણનાથની ફરશી એમના વિયોગથી નિસ્તેજ થઇને અહીંજ પડી છે. (ફરશીને ઉપાડીને) પ્રિયસખિ ફરશી! ઉત્તમ પ્રાણનાથની ભુજલતાને મળવાથી

શ્વાસસહિત) અરે હાય હાય, કોઇએ બોલતું નથી. મેં જે સ્વપ્ન દીઠું છે તેનુંજ કાં તો આ ફળ હશે. (ધનુષ્ સામુ જોઇને) અરે, હું આ વનમાં આવ્યા પછી ધનુષ્ લેતો નહિ, પણ આજે પિતાજીની આજ્ઞાથીજ સાવિત્રીના રક્ષણ માટે સાથે લીધું; પણ તે નિષ્ફળ થયું. પિતાજીએ સાવધાન રેહેવા ભળામણ કરી હતી, પણ હું તો એવો અસાવધાન રહ્યો, કે સીમા. હે ઈશ્વર ! જ્યાં મારી પ્રિયા હોય, ત્યાં તેને કુશળ રાખજે. અરે, કાંઇ બેશી રહ્યે આરો આવ્યો ! ચાલ જીવ, ધીરેધીરે ચારેકોર જોઉં તો ખરો. (ફરતાં ફરતાં અને જોતાં જોતાં) અરે માલતિ અને માધવિ ! તમે તમારી પ્રિયસખીને અહીંથી જતાં જોઇ હોય, તો બતાવો. અરે આમ્ર ! તમે સર્વે વનસ્પતિમાં શ્રેષ્ટ છો. તમે કાંઇ મારી પ્રિયાવિષે ખબર આપશો ? ભાઇ ચંપક ! મારાથી જે તમારી સેવા થઇ હોય તે સામું જોઇ, મારી પ્રિયાના કાંઇ વાવડ આપશો ? વહાલી બોલસરિ ! તમે કાંઇ મારી પ્રિયાવિષે જાણો છો ? ચંચળ ચમેલી ! આજેજ તારી યોગ્યતા જોઇ આ સહકાર સાથે સાવિત્રીએ તારો સંબંધ કર્યો છે, એવા ઉપકારી માણસની પણ તેં સંભાળ ન રાખી ? અરેરે, સંસારમાં કોઇ કોઇનું નથી; સહુ સ્વાર્થનું સગું છે. અરે અશોક ! ઉત્તમ માણસનો ધર્મ છે કે પોતાની છાયા લેનારને પોતાના જેવોજ કરવો, ત્યારે આ માણસ નિરંતર તમારીજ છાયામાં રહેનાર છે, તેમ છતાં તમે અશોકથઇ મને સશોકરાખો છો, તે ઉચિત છે ? (ચંદ્રને) હે રોહિણીરમણ ભગવાન્ ચંદ્ર ! આપને સર્વજ્ઞ શંકર જેવાપણ મસ્તક ઉપર

કાંઇજ અડચણ ન હતી, અને આ સમયે તો પૃથ્વી ઉપર પણ એક પગલું ભરવું તે મુને ભય ભરેલું છે. હે પ્રાણ-નાથ! હે જીવિતવલ્લભ! હે દયાસમુદ્ર! આપ આ નિ-ર્જનવનમાં મુને એકલી મેલી ક્યાં સંતાઇ ગયા છો? મેં વ-નમાં આવવા સવારે ઘણો આગ્રહ કર્યો, તેથી વનમાં કેવો ભય થાય છે, તે મને અનુભવ કરાવવા આપ સંતાઇ ગયા હોતો તે ભયનો મને સંપૂર્ણ અનુભવ થયો, હવે કૃપા કરી દર્શન દ્યો. (એક વડ સામું જોઇને) આ પેલા દૂરના વડમાં કાંઇ ધોળું ધોળું લાગે છે, ત્યાં આર્યપુત્ર છપાણા હશે. ચાલ જોઊં તો ખરી. (એમ કહી ત્યાં જઇ જોઇ નિશાસાસહિત) હા દૈવ! મારી આશા નિષ્ફળ થઇ. આ વડના ધોળા થડ ઉપરથી હું છેતરાણી.

शैव्या—માલવિ! આ ઈંદ્રજાળ છે, એમ બધા કહે છે, તોપણ સાવિત્રીનું એકેકું વચન સાંભળી મારૂં હૃદય વીંધાઇ જાયછે, આંખે અંધારાં આવેછે; અને જીવ ઊંડોઊંડો ઉતરતો જાયછે.

मालवी—દેવિ શૈબ્યા! આપની પેઠેજ મને પણ થાય છે.

अश्वपति—આર્યરાર્ષિ! મહાનુભાવ ગૌતમ મુનિની વિદ્યાનો ચમત્કાર અલૌકિક છે. અતિ ધીરજવાનની પણ પરીક્ષા લેવી હોય તો આ વિદ્યા કસોટીરૂપ છે.

द्युमत्सेन—પ્રિયમિત્ર! આપનું કહેવું યથાર્થ છે.

सावित्री—(મનમાં) શો દૈવી કોપ! કેવી કેવી દીનતા કરી યમરાજ પાસેથી મેં મારા પ્રાણનાથને છોડાવ્યા, તોપણ મારાં મંદભાગ્યથી મારૂં જીવિતનું સર્વસ્વ તે કોણ જાણે ક્યાં જતા રહ્યા! (ચારેકાર સંભ્રમથી જોતાં ફરી પ્રકાશમાં.)

અનુપમ આનંદનો અનુભવ લેનારી તું, કેમ એનાથી જુદી પડી ગઇ છે? અથવા શું તારી પણ મારા જેવી દશા બેઠી છે? (એટલામાં બીજી કોરે ધનુષ્ય દેખે છે તેને ઉપાડીને) અરે મારા પ્રાણનાથના પ્રાણપ્રિય મિત્ર ધનુષ્ય! મારા પ્રાણપ્રિય ક્યાં છે? તારા વિના કદિ તે ક્યાંઇ જવાનાજ નહિ, ને તે વળી આવી અંધારી રાત્રિમાં કેમજ જાય? (મનમાં) અરે આતો કાંઇજ બોલતું નથી. (પ્રકાશમાં) ભાઇ, તું ગુણવાન્ છતાં દીનજનને જોઇ દયા નથી કરતું તે ઉચિત નથી. (મનમાં) નહિ નહિ, મારા પ્રાણનાથના મિત્રની ટેવ એવી હોયજ નહિ. એ બોલતું નથી તેનું કારણ મેં જાણ્યું. પોતાના પ્રાણપ્રિય મિત્રના વિયોગના દુઃખથી તે મૂર્છિત થઇ ગયું છે. (પ્રકાશમાં) ધન્ય છે તને. તેં તારૂં સદ્વંશથી ઉત્પન્નથવાપણું તથા ગુણવાન્પણું આમ થવાથી શોભાવ્યું છે. લે, હું તને પવન નાંખ. (એમ કહી નીચે બેસો પોતાના વસ્ત્રના છેડાથી પવન નાખે છે, એટલામાં ફળની છાબડી દૃષ્ટિયે પડે છે તેને જોઇને) બેન! તું પણ શુન્ય જેવી થઇ ગઇ છો? તું તો મારા પ્રાણનાથની ખબર આપ. અથવા 'દૈવ વિમુખ થાય ત્યારે કોઇ પણ સ્નેહી સ્નેહનો સંબંધ જાળવી શકતું નથી,' એ લોકવાણી ખોટી નથી. અરે દૈવ કોઇભણીથી પ્રાણનાથના કુશળ સમાચાર મળશે એવી આશા રાખી બેસી રહેવું તે ખોટું છે. હુંજ ચારેકોરે તેને ગોતું. (એમ કહી ઉભાં થતાં) અરે મારા પ્રાણનાથ સાથે મારો ઉત્સાહ પણ ગયો જણાય છે. તે સમયે યમરાજ સાથે આકાશમાર્ગે જતાં મને

કાંઇજ અડચણ ન હતી, અને આ સમયે તો પૃથ્વી ઉપર પણ એક પગલું ભરવું તે મુને ભય ભરેલું છે. હે પ્રાણ-નાથ! હે જીવિવતલ્લભ! હે દયાસમુદ્ર! આપ આ નિ-ર્જનવનમાં મુને એકલી મેલી ક્યાં સંતાઇ ગયા છો? મેં વ-નમાં આવવા સવારે ઘણો આગ્રહ કર્યો, તેથી વનમાં કેવો ભય થાય છે, તે મને અનુભવ કરાવવા આપ સંતાઇ ગયા હોતો તે ભયનો મને સંપૂર્ણ અનુભવ થયો, હવે કૃપા કરી દર્શન ઘો. (એક વડ સામું જોઇને) આ પેલા દૂરના વડમાં કાંઇ ધોળું ધોળું લાગે છે, ત્યાં આર્યપુત્ર છપાણા હશે. ચાલ જોઊં તો ખરી. (એમ કહી ત્યાં જઇ જોઇ નિશાસાસહિત) હા દૈવ! મારી આશા નિષ્ફળ થઇ. આ વડના ધોળા થડ ઉપરથી હું છેતરાણી.

**शैब्या**–માલવિ! આ ઈંદ્રજાળ છે, એમ બધા કહે છે, તોપણ સાવિત્રીનું એકકું વચન સાંભળી મારૂં હૃદય વીંધાઇ જાયછે, આંખે અંધારાં આવેછે; અને જીવ ઊંડોઊંડો ઉતરતો જાયછે.

**मालवी**–દેવિ શૈબ્યા! આપની પેઠેજ મને પણ થાય છે.

**अश्वपति**–આર્યરાર્ષિ! મહાનુભાવ ગૌતમ મુનિની વિદ્યાનો ચમત્કાર અલૌકિક છે. અતિ ધીરજવાનની પણ પરીક્ષા લેવી હોય તો આ વિદ્યા કસોટીરૂપ છે.

**द्युमत्सेन**–પ્રિયમિત્ર! આપનું કહેવું યથાર્થ છે.

**सावित्री**–(મનમાં) શો દૈવી કોપ! કેવી કેવી દીનતા કરી ય-મરાજ પાસેથી મેં મારા પ્રાણનાથને છોડાવ્યા, તોપણ મારાં મંદભાગ્યથી મારૂં જીવિતનું સર્વસ્વ તે કોણ જાણે ક્યાં જતા રહ્યા! (ચારેકોર સંભ્રમથી જોતાં ફરી પ્રકાશમાં.)

(શાર્દૂલવિક્રીડિત.)

જોયાં કોઠ કદંબ કેસરતરૂ આંબા અને આંબલી,
જોઇ જંબુલતા શિરીષતરૂની ઘાટી ઘટા મેં વળી;
જોયા શા-લ અશોક ને બકુલને પુન્નાગનેસાગને,
હા હા ક્યાંઇ ન કોઇની પણ તળે દીઠા મહાભાગને.

હું ફરીફરીને જોઇ આવી, પણ ક્યાંય મારા પ્રાણનાથનાં દર્શન થયાં નહિ. આથી મારૂં પાપી અંતઃકરણ જે આ સમયે એ આર્યપુત્રવિષે સંકલ્પ કરે છે, તે સંકલ્પ જો મારાં હીનભાગ્યથી સાચો પડે, તો સંસાર અસાર થયો, જગત્ ઉજડ થયું, જન્મ નિષ્ફળ થયો, જીવિતનું હવે પ્રયોજન નથી, વિદ્યાનો હવે આધાર નથી, ગુણનો હવે જોનાર નથી, હા સત્ય ! તારૂં ઉત્તમ સ્થળ નાશ થયું, હા દેવી દયા ! તું નિરાધાર છો, હા શૌર્ય ! તું હણાયું. અરે માતા માલવિ ! અરે પવિત્ર પિતા અશ્વપતિ ! આ આપની અપરાધિ પુત્રી સાવિત્રી આ અસાર સંસારનો ત્યાગ કરતાં ઈશ્વર પાસે એટલુંજ માગે છે, કે ફરીથી જો મનુષ્યજન્મ આવે તો આપથીજ આવે અને તેજ સાસુસસરાની સેવા કરનારી થાઊં. મારાં માયાળુ માતાપિતા માલતી અને માધવીને જોઇ મારો શોક શમાવશે, પણ મારાં અપંગ માતાપિતા મહારાજ દ્યુમત્સેન અને શૈબ્યાની શી દશા, શી ગતિ, અને શો આધાર ! અરે હાય હાય ! હે દૈવ ! અમારા અપરાધો સામું ન જોતાં તેની રક્ષા કરજો. (એમ કેહેતાં મૂર્છિત થઇ પડી જાય છે.)

**શૈબ્યા અને દ્યુમત્સેન**–(આંખમાં આંસુ લાવીને) શિવ શિવ !! પુત્રી સાવિત્રી દુઃખથી મૂર્છા પામે છે તેમ છતાં કઠણ હ-

દયવાળાં આપણે હજી સુધી જીવિએ છિયે માટે ધિક્કાર છે. (એમ કહી મૂર્છા પામે છે.)

**માલવી અને અશ્વપતિ**–(આંસુ લાવીને) ભગવાન્ ગૌતમ! આ ઈંદ્રજાળથી ઘણું થયું. હવે બંધ કરો બંધ કરો. હવે પછી વધારે જોવાને અમે શક્તિમાન્ નથી. (એમ બોલતાં મૂર્છાથી પરવશ થઇ પડે છે.)

**ગૌતમ**–(શીતળ ઉપચારોથી સર્વને સંજ્ઞામાં લાવીને) આર્યરાજર્ષિ! વત્સ અશ્વપતિ! ઈંદ્રજાળ જોવાના આરંભમાં કરેલી તમારી પ્રતિજ્ઞા સંભારી ધીરજ ધરો.

**અશ્વપતિ અને દ્યુમત્સેન**–( સાવધાન થઇને ) ભગવાન્! ક્ષમા કરો, હવે અમે સાવધાન છિયે.

**સાવિત્રી**–(સંજ્ઞા પામીને તર્કસહિત) હે જીભ! તને ધિક્કાર છે. આતે શું બોલે છે? જેઓની અતિ ઉત્તમ ભક્તિથી ભક્તજનોની સર્વ પીડાના હરનાર ભગવાન્ ચંદ્રચૂડામણિ પ્રસન્ન થયેલા છે તેઓ મારાં સાસુસસરાના પ્રિય પુત્રનું કાળ પણ શું અહિત કરી શકે તેમ છે? વળી જે સાવિત્રીની મેં આરાધના કરી છે તે દેવી સાવિત્રી આ સમયે મારા પતિની રક્ષા કરનારાં અને કલ્યાણકરનારાં નહીં થાય? (ઉત્સાહથી ઉઠી ચારે કોર જોઇને) હે નીતિવલ્લભ! નીતિરૂપ કાંતાવિના તમારૂં હૃદય બીજી સ્ત્રીઓમાં કદિ પણ જતું નથી. હે પ્રિય! તે તમે અન્ય સ્ત્રીમાં ચિત્તવૃત્તિ હરાવાથી ક્યાંઈ ગયા હશો એમ મારાથી બોલાયજ કેમ! (એમ વિલાપ કરતાં બીજા કુંજમાં પેસે છે એટલામાં ઘોડા ઉપર બેઠેલો નીતિવલ્લભ પ્રવેશ કરે છે.)

**નીતિવલ્લભ**–(મનમાં) આ ઘોડો અતિ વેગવાળો છે. સૂર્ય અસ્ત થવાના સમયમાં હું શાલ્વદેશથી ચાલ્યો છું માટે મને લાગે છે કે હું દ્યુમત્સેનના આશ્રમની પાસે આવી પોગ્યો છું. અહો! હમણાં "હે નીતિવલ્લભ" એમ કાંઇ બોલતી બોલતી કોઇ સ્ત્રી આ કુંજમાંથી બીજા કુંજમાં ગઇ. હું ધારૂં છું કે તે કોઇ વનદેવતા કે દેવકન્યા હશે. કારણ કે મનુષ્યની સ્ત્રીયોમાં વિજળીના જેવી ઉજ્વળ કાંતિ હોય નહીં. ગમે તે હોય, તે જાણવાનું કે ન જાણવાનું મારે શું પ્રયોજન છે? અથવા "હે નીતિવલ્લભ" ઇત્યાદિ વચન તેણે મને સંભળાવવા માટેજ કહ્યું હોય તો તે કોઈ મને ઓળખતી હોય એમ અનુમાન થાય છે, પણ કોઇવાર *ઘુણાક્ષરન્યાયની પેઠે પણ એમ બને છે. ગમે તેમ હો. હું તો તરત મહારાજ દ્યુમત્સેનના આશ્રમમાં જાઊં. (એમ બોલતાં ફરે છે.)

**દ્યુમત્સેન**–(આશ્ચર્ય અને આનંદ સહિત) પ્રિય મિત્ર નીતિવલ્લભ! નીતિવલ્લભ! મારાં પુણ્યરૂપ કલ્પવૃક્ષો આજ ઘણા કાળે ફળ્યાં છે કે આપ જેવા મિત્રરત્નને હું આજ જોઊં છું. (એમ બોલતાં અને આંસુ પાડતાં મળવા ઉઠે છે.)

**અશ્વપતિ**–રાજર્ષિ! આ ઇંદ્રિજાળ છે.

**દ્યુમત્સેન**–(નિશાસો નાખીને) અરે મારૂં આ વેળા એવું ભાગ્ય ક્યાંથી હોય, કેમકે પવિત્ર મિત્રનું મળવું કાંઇ થોડાં પુણ્યથી થતું નથી. (એમ કહી આંસું પાડે છે.)

---

* ઘણ નામનો જીવડો લાકડું કોતરે છે તેમાં કોઇવાર અક્ષર જેવો આકાર એનીમેળે કોતરાઇ જાય છે એ ઘુણાક્ષરન્યાય કેહેવાય.

**पडदामां**–હા પ્રાણનાથ! ભગવાન્ સત્યવાન્! મારા પાણિગ્રહણસમયે '**सहचरेयं सहचरेयं सहचरेयं**'[૧] એમ સત્ય બોલીને પણ આ વેળાએ પોતાનું વચન કેમ અસત્ય કરોછો?

**नीतिवल्लभ**–(સાંભળીને મનમાં) ફરીથી પણ કોયલના ટૌકા જેવો કોમળ વિલાપ સંભળાય છે. માટે અહીંથી જમણી કોરના કુંજમાં તે હોવી જોઇએ. વળી 'હા પ્રાણનાથ ભગવાન્ સત્યવાન્!' એમ તેના ખેદસહિત બોલવાથી તેની દુઃખિત અવસ્થા જણાય છે. પુણ્યશ્લોક મહારાજ દ્યુમત્સેનને તે સમયે સત્યવાન્ એવે નામે એક કુમાર હતો માટે હું જાણી અને જાણું કે એ કોણ છે, સત્યવાન્ કોણ છે, તેઓનો સંબંધ કેમ થયો અને તે હમણાં ક્યાં ગયેલ છે? (એમ બોલતાં ફરે છે એટલામાં પશ્ચાત્તાપ કરતો ચંડસેન પ્રવેશ કરે છે.)

**चंडसेन**–દૈવ જ્યારે અવળો થાય ત્યારે સઘળું અવળુંજ થાય છે. કારણ કે મહાવેગવાળો મારો ઘોડો પણ અજાણ્યો હોય તેમ એકાએક મને છોડી દઇ આ વેળાએ જતો રહ્યો. હવે શું કરવું? અરેરે દુર્નયપ્રિય અને નર્થપ્રિય એ નામના બે પ્રધાનના દુષ્ટ વિચારરૂપ અંધકારથી મારી આંખો આંધળી થઇ જવાથી મેં કોઇ પણ નીતિનો માર્ગ દીઠો નહીં. 'પ્રજાની પ્રીતિ એ રાજાઓને ચિંતામણિરૂપ છે' એ વાક્ય ખોટું નથી. એ પ્રજાની પ્રીતિરૂપ ચિંતામણિ ન મેળવવાથી મારી આ દશા થઇ છે. ક્યાં રાજ્ય, ક્યાં ખજાના, ક્યાં

---

૧ હું ધર્મ અર્થ કામ અને મોક્ષના કામમાં તારી સાથે રહીશ, સાથે રહીશ, સાથે રહીશ.

સેનાઓ, ક્યાં વૈભવ, ક્યાં પુત્રો, ક્યાં પુત્રીઓ, અને ક્યાં સ્ત્રીઓ ! અરેરે એ બધું એકાએક નાશ થઇ ગયું. હાય હવે તો આર્ય દ્યુમત્સેનના ચરણ વિના બીજું કોઇ મારે શરણજ નથી. નિશ્ચય એજ આ વન છે કે જેની પાસે મારા આર્યભાઇ દ્યુમત્સેનનો મનોહર આશ્રમ છે. (એમ બોલતાં ફરે છે.)

શૈબ્યા—(ચંડસેનને ઓળખીને ભયથી) નાથ! રક્ષા કરો રક્ષા કરો. આપણને દુઃખ દેનાર આ ચંડસેન આવ્યો.

દ્યુમત્સેન—(હસીને) ખેદ ન કરો. આ ઇંદ્રજાળ છે.

પડદામાં—હે પ્રાણનાથ! ક્યાં છો? મને ઉત્તર આપો. હે શૂરવીરતા, ઉદારતા, અને દયાળુતાના સમુદ્ર! હે સત્યરૂપ અમૃતના સાગર! હે સુશીલના સીમાડા! હે સૌજન્યથી થયેલા યશના ભંડાર! હે એકપત્નીવ્રતથી પવિત્ર કીર્ત્તિવાળા! હે ભગવાન્ સત્યવાન્! કેમ ઉત્તર પણ નથી આપતા?

ચંડસેન—(મનમાં) અરે, આ દુઃખથી કોણ વિલાપ કરે છે?

પડદામાં—હે ભગવાન્ પાર્વતીપતિ! હે ભગવતી સાવિત્રી! હે સઘળી કુળદેવીઓ! મારા અનેક અપરાધો ન ગણીને કરૂણાથી મારા પ્રાણનું સર્વસ્વ (સત્યવાન્) મને અર્પણ કરો.

ચંડસેન—(ફરીથી કાન દઇને) નિશ્ચય આહીંથી દક્ષિણદિશામાં કલહંસના જેવી કોમળવાણી સંભળાય છે માટે જાઉં. (એમ બોલતો દોડ્યો જાય છે. એટલામાં શોકના આવેશથી પરાધીન થયેલો સત્યવાન્ પ્રવેશ કરે છે.)

સત્યવાન્—(નિશાસો નાંખીને) હા દૈવ! સઘળાં વનમાં રખડી રખડીને હું છેક થાકી ગયો પરંતુ ક્યાંઈ મારી પ્રાણપ્રિયા-

નાં પગલાં પણ દેખવામાં આવ્યાં નહા. (ચારે કોર જોઇને) જે વનમાં મારી પ્રિયાસાથે મેં ફૂલ ફળ લીધાં હતાં તેજ આ વન છે. કારણ કે આ મારી ફરશી, આ મારૂં ધનુષ્ અને આ મારી ફૂલની છાબડી, એ બધાં મેં જ્યાં મેલ્યાં હતાં ત્યાંનાં ત્યાંજ છે, પણ એક મારૂં હૃદયસર્વસ્વ પવિત્ર પ્રાણપ્રિયા જ્યાં હતાં ત્યાં નથી. એ પવિત્ર પ્રિયામાં જ્યાંસુધી પ્રાણ હોય ત્યાંસુધી આટલી બધીવાર મારાથી જુદાં નજ રહીશકે. આ ઉપરથીજ સિદ્ધ થાય છે કે તેના પ્રાણ કોઈ ઘાતકી પશુએ લીધા હશે. મારાં મંદ ભાગ્ય પ્રમાણે તેમજ થવું જોઇએ. અરે મને મારાવિષે કાંઇજ ચિંતા નથી પણ મારાં માતા-પિતાની આ વાત સાંભળી કેવી દશા થશે એ મોટો ભય છે. અરે પ્રાણપ્રિયા ! જો તમે પરલોકમાંજ પ્રવાસ કર્યો હોય તો પવિત્ર પતિવ્રતાપણાંનો અસ્ત થયો, સ્ત્રીધર્મ અંતર્ધાન થયો, સુશીલતા લીન થઇ, સરલતા દીન થઇ અને કરૂણા બલહીન થઇ; તમારી વિદ્યા, તમારો પતિપ્રેમ, તમારી ગુરૂભક્તિ-તમારી નમ્રતા, ઇત્યાદિ જે ગુણો જન્મથીજ તમારી સાથે રહેલા તે ગુણોને આ સમયે કોને સોંપ્યા? અથવા શું તેઓને સાથેજ લઇ જાઓ છો? પ્રિયા! સત્યવાનને હવે જીવવાનું પ્રયોજન નથી, સત્યવાનને હવે સંસાર શૂન્ય છે, અને સત્યવાનને હવે સુખની આશા નથી. પ્રિયા! તમે મનમાં એમ નહીં લાવશો કે હું ખોટું પ્રિય બોલું છું. તમે મારા પ્રાણનું સર્વસ્વ જે ક્ષણથી અદ્રશ્ય થયાં છો તેજ ક્ષણેથી તમારી પછવાડે આવવા આ મારા

પ્રાણ ઉતાવળા થાય છે પરંતુ માત્ર આપણાં અપંગ માતાપિતાની શી દશા થશે, એની કોણ સેવા કરશે અને એની કોણ આશ્વાસના કરશે એમ વિચારી ધીરજરૂપી ભોગળને આડી દઇ તેને કંઠદ્વારથી બાહાર જવા દેતો નથી. પણ હું તમવિના આશ્રમમાં જઇ માતાપિતાને શું મોઢું દેખાડું? માયાળુ માતા માલવી અને પવિત્ર પિતા અશ્વપતિની હું શું આશ્વાસના કરૂં? આથી એજ સારૂં છે કે મરણથી પણ અધિક દુઃખો પ્રતિક્ષણે ભોગવવા કરતાં પ્રાણનેજ જવા દેવા. (પોતાના પ્રાણને) અરે મારા પ્રિય પ્રાણો! હું તમને પ્રણામ કરૂં છું અને રજા આપું છું કે તમે મારી પરમ પ્રિયા પવિત્ર સાવિત્રી સાથે ખુશીથી જાઓ. જેમ વિલંબ ન થાય તેમ જાઓ. મારાં પવિત્ર માતાપિતાને તેમજ તેઓનું રૂપાંતર ગણીને મારી પ્રિયાનાં માતાપિતાને હવે છેલા પ્રણામ કરૂં છું. (એમ બોલતાં મૂર્છાથી પડી જાય છે.)

**मालवी अने अश्वपति** (આંસુ લાવતાં) અરે હાય હાય, અગાધ ઉત્તમ ગુણનો સાગર સત્યવાન્ મૂર્છા પામે છે. આપણ વજ્ર સરખાં પણ કઠોર હૃદયને ધિઃકાર ધિઃકાર. (એમ બોલતાં મૂર્છાથી પડે છે.)

**शैव्या अने द्युमत्सेन**–(ઉદ્વેગસહિત) ભગવાન્ ગૌતમ! હવે આ ઈંદ્રજાળ બંધ કરો. કેમકે દુઃખથી મૂઢ થયેલો અમારો અંતરાત્મા હવે ઈંદ્રજાળ જોવાને શકિતમાન્ નથી. (એમ બોલતાં મૂર્છા પામે છે.)

**गौतम**–(સર્વને શીતલ ઉપચારથી સંજ્ઞામાં લાવીને) આર્ય

રાજર્ષિ! મહારાજ અશ્વપતિ! દેવી શૈબ્યા, અને દેવી માલવી! સમય ઘણો વીતી ગયો છે, પ્રાતઃકાળ પણ થવા આવેલછે એમ વિચાર કરી હૃદયમાં ક્ષણમાત્ર ધીરજરાખો.

**દ્યુમત્સેન**–ભગવાન્! ક્ષણે ક્ષણે થતો આવો અમારો અપરાધ આપે ક્ષમા કરવો. હવેથી આપની આજ્ઞાજ અમારે પ્રમાણછે.

**નીતિવલ્લભ**–(પ્રવેશ કરીને) તેજ આ સત્યવાન્ કે જેને ભૂમંડળના અલંકારરૂપ તે ભામિની શોધે છે. ઠીક, આ વૃક્ષની ઓથે રહીને એ કોણ છે, કોનો પુત્ર છે અને આવી દશાને કેમ પ્રાપ્ત થયો છે તે નિશ્ચય કરીને પછી હું જાઉં.

**સાવિત્રી**–(તરત આવીને) નકી આ નિકુંજમાં મેં આર્યપુત્રનો અતિ ગંભીર સ્વરનો વિલાપ સાંભળ્યો, માટે આટલામાંજ તે હોવા જોઇએ. (એમ બોલી બરાબર જોઇને) અહો! અશોકના ઝાડની નીચે મારા પ્રાણપ્રિય મૂર્છા પામી પડી ગયા છે. ચાલ હું તેની પાસે જાઉં. (એમ બોલતાં સત્યવાનની પાસે જઇ મૂર્છિત થઇ પડેલા પોતાના પ્રાણનાથને ખોળામાં લઇ વસ્ત્રના છેડાથી પવન નાખતી તેની મૂર્છા ઉતારે છે.)

**સત્યવાન્**–(થોડીવારે) અરે શું હું જાગું છું કે સ્વપ્ન છે? પ્રિયા, પ્રિયા, સાવિત્રી, સાવિત્રી! ક્યાં છો?

**સાવિત્રી**–પ્રાણનાથ! આ રહી. શી આજ્ઞા છે?

**સત્યવાન્**–(હર્ષસહિત મનમાં) અહો મારી પ્રાણપ્રિયા આવી શું? (સૌ સાંભળે તેમ) પ્રિયા! આટલી બધી વાર ક્યાંગયાં હતાં?

**સાવિત્રી**–પ્રાણનાથ, અહીંજ છું.

**સત્યવાન્**–ત્યારે હું જે સમયે સુતો હતો તે સમયે કોઇ દિવ્ય પુરૂષ મને બાંધીને લઇ જતો હતો તે વિષે તમે કાંઈ જાણોછો?

સાવિત્રી–(મનમાં) આ સમયે એ વાત કાઢવી સારી નથી. (સૌ સાંભળે તેમ) પ્રાણનાથ! આપને એ સ્વપ્ન થયું હશે.

સત્યવાન્–જ્યારે હું જાગ્યો ત્યારે તમે ન હતાં અને હું તમને ચારે કોરે શોધતો હતો તે વિષે કાંઇ જાણો છો?

સાવિત્રી–એ પણ આપને સ્વપ્ન થયું હોય એમ જણાય છે.

શૈવ્યા અને માલવી–પુત્રિ સાવિત્રિ! એ વાત ઠીક છુપાવી દીધી.

સત્યવાન્–પ્રિયા! ત્યારે કેમ મને આટલીવારસુધી ઊંઘમાંથી જગાડયો નહીં?

સાવિત્રી–આપને ઘણી ઘાટી નિદ્રા આવેલી જોઇને મારૂં મન આપને જગાડતાં ચાલ્યું નહીં.

સત્યવાન્–એ તેં ઠીક ન કર્યું. મારાં અપંગ અને વૃદ્ધ માતાપિતા કે જેને એક હુંજ આધાર છું, તેની આ વેળા કેવી દશા થઇ હશે? મને લાગે છે કે તેઓએ મારા વિયોગથી પોતાના પ્રાણ છોડયા હશે. અરે હાય! મારાં મંદ ભાગ્યથી પવિત્ર પિતાજી દ્યુમત્સેન અને માયાળુ માતાજી શૈવ્યા સ્વર્ગલોકમાં ગયાં હોય તો પછી આ જન્મ અને જીવિતથી શું ફળ છે? હાય હાય, ત્યારે તો જુનાં જંગલ જેવું આ જગત્ શૂન્ય છે. (એમ બોલતાં મૂર્છા પામી જાય છે.)

સાવિત્રી–પ્રાણનાથ! સાવધાન થાઓ, સાવધાન થાઓ. (એમ બોલતાં વસ્ત્રના છેડાથી પવન નાંખે છે.)

નીતિવલ્લભ–(મનમાં) બહુ સારૂં થયું. આ ઉદાર બુદ્ધિવાળો સત્યવાન્ મહારાજ દ્યુમત્સેનનો કુમાર છે. જો તેમ ન હોય તો તેને જોતાંજ તેની ઉપર મારા મનમાં આટલો બધો

પ્રેમ કેમ આવે? માટે તેની પાસે જવાનો આ સમય છે. (પાસે જઇને પ્રકાશમાં) જય થાઓ, રાજકુમારનો જય થાઓ.

**सत्यवान्**–(જાગૃત થઇને અને સારીપેઠે જોઇને મનમાં) આ કોણ અતિવૃદ્ધ માણસ પિતાની પેઠે સ્વાભાવિક સ્નેહ ભરેલી નજરે મને જુવે છે! (સંભળાય તેમ) આર્ય! હું સત્યવાન્ આપને પ્રણામ કરૂં છું.

**नीतिवल्लभ**–શૌર્ય, ઔદાર્ય, દયા, ધૈર્ય, ક્ષમા અને સરલતાના મહાસાગર રાજકુમાર! સદાશિવના પ્રસાદથી તમારો નિરંતર જય થાઓ.

**सत्यवान्**–આર્ય! મારી બાળપણનેલીધે થતી આ ચપળતાને ક્ષમા કરશો. જો કે કારણવિના પ્રસન્ન થતું મારૂં અંતઃકરણજ નિવેદન કરે છે કે આપ મારા પરમ હેતુ છો; તોપણ આપ કોણ છો, અહીં ક્યાંથી આવ્યા છો, શામાટે આવ્યા છો, અને હવે પછી ક્યાં અને કેટલેક જવું છે? તે જાણવાની ઇચ્છા કરૂં છું.

**सावित्री**–(મનમાં) આર્ય દ્યુમત્સેનમાં જેવી ભક્તિ થાય તેવી ભક્તિ આ વૃદ્ધ માણસ ઉપર મારા મનમાં આવે છે એ શું?

**नीतिवल्लभ**–(મનમાં હર્ષનાં આંસુ લાવીને) આ રાજકુમારનાં અમૃત જેવાં વચનો મારા અંતઃકરણને અત્યંત આનંદ આપે છે. (સંભળાય તેમ) રાજપુત્ર! તેજ હું નીતિવલ્લભ છું કે જે આપના પ્રતાપી પિતાજીનો જીવતાં સુધીનો એક સાધારણ ચાકર છું.

**सत्यवान्**–(હર્ષસહિત-આશ્ચર્યથી ઉઠી હાથ જોડીને) અહો, આર્ય નીતિવલ્લભ! આપનાં દર્શનથી આજનો આ દિવસ

મને ઘણો સુખદાયક થયો છે. આપે અમારે માટે ઘણાં ઘણાં કષ્ટો સહન કર્યાં છે. એટલુંજ નહીં પણ આખા કુટુંબસહિત બંધીખાનાના દુઃખનો પણ અનુભવ કર્યોછે. એમ મારા પિતાજી નિરંતર કહે છે.

**નીતિવલ્લભ**–રાજપુત્ર ! એ સર્વ જતું રહ્યું. હવે તે સંભારવાનું નથી. આજે સાયંકાળે આપના પિતાજી ઉપર પૂર્ણ પ્રેમવાળી પ્રજાએ બળાત્કારથી ચંડસેનને રાજ્યભ્રષ્ટ કરેલ છે. (એટલામાં ચંડશેન પ્રવેશ કરે છે.)

**ચંડસેન**–(મનમાં) હાય હાય, નીતિવલ્લભ પણ અહીં આવેલ છે? હવે ઘુમત્સેનનો મારી ઉપર અનુગ્રહ થવો કઠણ છે. જેને મેં આજસુધી બંધીખાને રાખ્યો હતો તે આ વેળાએ મારા ઉપર ઘુમત્સેનનો અનુગ્રહ કેમ થવા દે ? (સત્યવાનને જોઇને) આર્ય ઘુમત્સેનના જેવી આકૃતિવાળો આ કુમાર કોણ હશે? મને લાગે છે કે મહારાજા ઘુમત્સેનનોજ આ કુમાર હોવો જોઇએ. જો તેમ ન હોય તો તેના જેવીજ આની આકૃતિ કેમ સંભવે ? ઠીક, વૃક્ષની પાછળ છપાઇને નીતિવલ્લભ અને આ કુમારનાં વચનો હું સાંભળું. (એમ બોલી છપાઇ જઇ ઉભે છે.)

**સત્યવાન્**–(ખેદસહિત) અરે, આર્ય ચંડસેનની એવી દશા થઇ! ધિઃકાર છે દૈવને. હવે તે કૃપાળુ કાકા ક્યાં છે, તેઓની સ્ત્રીઓ ક્યાં છે, તેઓના પુત્રો ક્યાં છે, અને તેઓના મિત્રો ક્યાં છે તે આપ જાણો છો ?

**નીતિવલ્લભ**–રાજકુમાર સત્યવાન્ ! એમના પુત્રો, સ્ત્રીઓ અને

મિત્રો તો એ નગરીમાંજ છે પણ ચંડસેન પોતે ક્યાંઇ બ-હાર જતા રહ્યા છે એમ મેં લોકોને મોઢેથી સાંભળ્યું છે.

**सत्यवान्**–(આંસુ લાવીને) અરેરે તે આર્ય ચંડસેન ક્યાં હશે અને વનમાં એમની કેવી દશા થઈ હશે? અતિ કઠણ અ-રણ્ય ભૂમિમાં, અત્યંત ઘાટી ઝાડીમાં અને દુઃખે પણ ચાલી શકાય નહીં એવી પર્વતની તળાટીઓમાં તેઓ કમળના ગર્ભજેવા કોમળ ચરણથી કેમ ચાલી શકશે? પરમ દયાળુ પરમેશ્વર પાર્વતીના પતિ રાજ્યભ્રષ્ટ થયેલા એ આર્ય ચંડસે-નની રક્ષા કરો એવી મારી હજારો પ્રણામપૂર્વક પ્રાર્થના છે.

**नीतिवल्लभ**–(મનમાં) આ રાજકુમારમાં પારકા દુઃખથી દુઃખી-થવાપણું કોઈ જુદાજ પ્રકારનું છે.

**चंडसेन**–(મનમાં) આ કુમારની સુજનતાથી થયેલી સરલતા-ને ધન્ય છે.

**सत्यवान्**–આર્ય નીતિવલ્લભ!

**नीतिवल्लभ**–કુમાર! શી આજ્ઞા છે?

**सत्यवान्**–આપે નગરમાં જઇને સર્વ પ્રજાને મારા વચનથી કેહેવું કે 'મને પિતાજીનાં ચરણની સેવા કરતાં રાજ્યમાં વધારે કાંઈ પ્રીતિ નથી અને પિતાજીને પણ સદાશિવના ચરણ-કમળની સેવાના સુખ કરતાં રાજ્યસુખ કાંઈ વધારે પ્રિય નથી માટે આર્ય ચંડસેનજ રાજ્યસુખનો અનુભવ કરે.' હું આપના ચરણનો સ્પર્શ કરીને સમખાઊ છું કે મને મન-વિષે સ્વપ્નમાં પણ રાજ્યની ઇચ્છા થતી નથી માટે જ્યાં હોય ત્યાંથી આર્ય ચંડસેનને બોલાવીને ફરીથી તેની ઉપર રાજ્યાભિષેક કરવો.

નીતિવલ્લભ–રાજપુત્ર! હું તમારા મતને મળતો છું પરંતુ પ્રજા એ વાતને અંગીકાર નહીં કરે માટે મારો કાંઇ ઉપાય નથી.

ચંડસેન–(મનમાં) પુત્ર સત્યવાનનો સ્વભાવ સરલ, કોમળ, દયાળુ અને જન્મથીજ સુજનપણાને આધીન રહ્યો હોય એમ જણાય છે. એવાની ઉપર પણ મેં અપરાધ કર્યો માટે મને ધિઃકાર છે. હવે હુંજ તેને અનેક સમ આપીને રાજ્ય સોપું. (સૌ સાંભળે તેમ) હે વિનયના સાગર! સૌહૃદ રસથીભરેલી તારી બુદ્ધિને ધન્ય છે, આ તારી અનુપમ સરલતાને ધન્ય છે, અને આ તારી દયાલુતાને ધન્ય છે. હે પુત્ર સત્યવાન્! આવા આવા ઉત્તમ ગુણોથી તેં અમને જીતી લીધાં છે. (એમ બોલતાં આંસુ લાવી પગમાં પડે છે.)

સત્યવાન્–(વિસ્મય પામીને) આર્ય નીતિવલ્લભ! આ કોણ અતિવૃદ્ધ છતાં મને પ્રણામ કરે છે.

નીતિવલ્લભ–(આશ્ચર્યથી પ્રણામ કરીને) અહો મહારાજ! આપ આંહી ક્યાંથી? કુમાર! આ આપના કાકા ચંડસેન કે જેને વિષે આપ હમણાંજ ચિંતા કરતા હતા.

સત્યવાન્–(ખેદસહિત) અહો આર્ય! આ શું! આપ કે જે મારા પિતારૂપ છો તેઓએ મને પ્રણામ કરવા ઘટે નહીં માટે હું આપને પ્રણામ કરૂં છું. (એમ બોલતાં ચંડસેનના પગમાં પડે છે.)

ચંડસેન–(આંસુ લાવીને ગદગદ કંઠે) પુત્ર સત્યવાન્! મને મુખ દેખાડતાં પણ શરમ થાય છે માટે મારા અપરાધો ક્ષમા કરો.

સત્યવાન્– પિતાજી! આપનું એ બોલવું ઘટતું નથી. એમાં

આપનો શો અપરાધ છે? સર્વ લોકને પોતાનાં પૂર્વજન્મ-નાંજ કૃત્યો સુખ દુઃખ આપનારાં થઇ પડે છે એ આપનું ક્યાં અજાણ્યું છે?

**चंडसेन**–પુત્ર સત્યવાન્! તમારૂં રાજ્ય તમે સંભાળીને મને અત્યંત લજ્જારૂપી સમુદ્રમાં બુડતો ઉગારો.

**सत्यवान्**–આર્ય! આપ રાજ્ય ઉપર હોવાથી જે મારા પિતાજીના મનમાં સંતોષ છે અને જે મારા મનમાં સંતોષ છે તે સંતોષ હું રાજ્યનો અધિપતિ થવાથી પણ અમને થવાનો નથી માટે આપેજ તે રાજ્યને સંભાળવું જોઇએ.

**चंडसेन**–એમ થવાનુંજ નથી. ઘણા કાળ મેં તે રાજ્ય સંભાળ્યું છે. હવે મને તપોવનમાં રેહેવુંજ ગમે છે.

**सत्यवान्**–ઠીક છે. હવે તે રાજ્યની સંભાળ લેવાવિષે જેવી પિતાજીની ઇચ્છા. હાલ તો હું તેમનીજ ચિંતામાં વિહ્વળ છું માટે મને આશ્રમમાં જવા આજ્ઞા આપો. (એમ કહી પ્રણામ કરે છે.)

**चंडसेन**–પુત્ર! ભલે પધારો. તમારો માર્ગ કલ્યાણરૂપ થાઓ.

**नीतिवल्लभ**–કુમાર! ઘોડો તૈયાર છે તે ઉપર ચડીને તમે જાઓ.

**सत्यवान्**–આર્ય નીતિવલ્લભ! દૂર દેશથી આવેલા આ આર્ય ચંડસેનનેજ ઘોડા ઉપર બેસારો અને આપ પણ તેની સાથે આશ્રમે જાઓ. એટલામાં હું પણ પગોપગ આવી પોચું છું.

**नीतिवल्लभ**–કુમાર! જેવી તમારી આજ્ઞા. (એમ બોલતાં ચંડસેનસહિત નીકળી જાય છે.)

**सत्यवान्**–પ્રિયા! મારૂં મન માતાપિતાના દર્શન માટે અતિ

ઉતાવળું થાય છે. માટે આ ફલ, ફુલ, સમીધ, એ સર્વ આંહી રાખી માત્ર મારૂં ધનુષ્ અને ફરશી લઈ આપણે જઇએ.

**सावित्री**–જેવી આપની આજ્ઞા. (એમ કહી ધનુષબાણ ખભે લઈ એક હાથમાં ફરશી લઇ બીજા હાથથી સત્યવાનનો હાથ ઝાલી નીકળી જાય છે.)

**द्युमत्सेन, अश्वपति, शैब्या अने मालवी**– અહો પુત્ર સત્યવાનનો પોતાનો અપકાર કરનાર ઉપર પણ કેટલો વિનય છે.

**ऋषियो**–મ ત્ર વિનયજ નહીં પણ સાચું દયાળુપણું પણ કેટલું બધું છે.

**द्युमत्सेन**–અહો, આપણું એવું ભાગ્ય ક્યાંથી હોય કે આ ઈંદ્રજાળ સાચી થાય. શું હું ફરીને પવિત્ર પુત્રી સાવિત્રી સાથે પુત્ર સત્યવાનને દેખીશ?

**गौतम**–(આનંદથી ઉભા થઇને) રાજર્ષિ ધુમત્સેન! મહારાજ અશ્વપતિ! દેવી શૈબ્યા! દેવી માલવિ! માનવા યોગ્ય મુનિઓ! આ ઈંદ્રજાળની વિદ્યા બીજી સાધારણ ઈંદ્રજાળની વિદ્યા જેવી ન જાણવી. થયેલાં વૃતાંતનેજ દેખાડવાવાળી આ ઈંદ્રજાળવિદ્યા છે એવું તો દેવી શૈબ્યા અને રાજર્ષિ ધુમત્સેનની ફરી પ્રાપ્ત થયેલી દૃષ્ટિજ સિદ્ધ કરી આપે છે. તોપણ કદી તેમાં સંશય હોય તો આ પુત્રી સાવિત્રીની સાથે પુત્ર સત્યવાન્ આવે છે તેને તમે પ્રીતિપૂર્વક જુઓ.

**सर्वे**–(આનંદથી ઉભા થઈ જઇને જુવે છે.)

**सत्यवान्**–(પ્રવેશ કરતાં) પ્રિયા! હવે હું સાવધાન છું. આ તપોવનવાસીઓ સહિત પિતાજી દેખાય છે માટે મને મેલી દો.

**सावित्री**–જેવી આપની આજ્ઞા. (એમ કહી મેલી દે છે.)

**सत्यवान्**–(દૂરથી જોઇને આનંદ અને આશ્ચર્યથી) પ્રિયા! પિતાજી દેખતા થયા હોય એમ લાગે છે.

**सावित्री**–પ્રાણનાથ! એમણે નિષ્કપટ ભક્તિથી પરમેશ્વરને પ્રસન્ન કરેલા છે માટે જે સુખ થાય તેમાં આશ્ચર્ય નથી; કેમકે દીનબંધુ દયાસિંધુ અને શરણે આવેલા ઉપર કૃપા કરનાર પાર્વતીના પતિ પ્રસન્ન થાય ત્યારે શું દુર્લભ છે?

**सत्यवान्**–(આગળ જઇને) માતા–પિતા! હું પ્રણામ કરૂં છું.

**शैव्या-द्युमत्सेन**–પુત્ર! સુખી રહે. પરમેશ્વરના પ્રસાદથી તને દીઠો છે.

**सावित्री**–માતા–પિતા! હું પ્રણામ કરૂં છું.

**शैव्या-द्युमत्सेन**–પુત્રી! અખંડ સૌભાગ્યવાળી થા. પૂર્વજોના પુણ્યથીજ તમને દીઠાં છે.

**गौतम**–પુત્ર સત્યવાન્! પુત્રી સાવિત્રિ! આ મહારાજ અશ્વપતિ અને આ દેવી માલવીને પ્રણામ કરો.

**सावित्री-सत्यवान्**–(આશ્ચર્ય અને આનંદથી) આર્ય! આ તો અણધાર્યો અલભ્ય લાભ થયો. (એમ બોલતાં પ્રણામ કરે છે.)

**मालवी-अश्वपति**–તમે બેય નિરંતર અત્યંત આનંદનો અનુભવ કર્યા કરો.

**सत्यवान्**–અહો દયામય મનવાળા તપોવનના મુનિયો! આપને હું પ્રણામ કરૂં છું.

**मुनियो**–પતિવ્રતપણાથી પવિત્ર સાવિત્રી જેમ તમને પ્રાપ્ત થયેલ છે તેમજ વિજયલક્ષ્મી પણ તમને પ્રાપ્ત થાઓ.

**सावित्री**–મુનિજનો! હું આપ સર્વને પ્રણામ કરૂં છું.

મુનિયો—પુત્રિ ! નિરંતર તમારૂં કલ્યાણ થાઓ.

(આટલામાં ચંડસેન અને નીતિવલ્લભ પ્રવેશ કરે છે.)

ચંડસેન—(આશ્ચર્યથી) સખા નીતિવલ્લભ! બહુ સારૂં થયું કે આર્ય ધુમત્સેનને નવાં નેત્ર આવ્યાં હોય એમ જણાય છે.

નીતિવલ્લભ—(આનંદ આશ્ચર્યથી) કેવળ મહારાજને નહિ પણ દેવી શૈબ્યાને પત્ર નેત્ર આવ્યાં હોય એમ જણાય છે.

ચંડસેન તથા નીતિવલ્લભ—(આગળ જઇને) મહારાજ અને દેવીનો જય થાઓ.

દ્યુમત્સેન—(હર્ષથી ઉભા થઇને) આવો ચંડસેન ! આવો નીતિવલ્લભ! બહુ સારૂં થયું કે તમારાં દર્શન થયાં. આવો આપણે મળિયે.

શૈબ્યા—વત્સ ચંડસેન ! વત્સ નીતિવલ્લભ ! તમે ઘણાકાળ જીવતા રહો.

દ્યુમત્સેન— ચંડસેન ! નીતિવલ્લભ ! આ મહારાજા અશ્વપતિ મારા પરમમિત્ર અને ઉત્તમ સંબંધી છે માટે તેને મળો.

ચંડસેન અને નીતિવલ્લભ—(અશ્વપતિને મળે છે.)

ચંડસેન—(હાથ જોડીને આંસુલાવતાં ધુમત્સેનને) આર્ય ! દુર્નયપ્રિય અને અનર્થ પ્રિય નામના પ્રધાનોના દુષ્ટ વિચારરૂપ અંધકારથી મારાં નેત્રો અંધ થઇ જવાનેલીધે મારાથી જે જે આપરાધો થયા છે તે ક્ષમા કરો. ખરે હું આપને હવે મુખ દેખાડતાં પણ શરમાઉં છું.

દ્યુમત્સેન—ભાઈ ! એમાં તમારો કે પ્રધાનનો શો અપરાધ છે? સર્વ પ્રાણિઓ પોતાના કરેલા કામના પરિણામને પરતંત્ર છે એ તમારાથી કયાં અજાણ્યું છે?

**चंडसेन**—આ સમયે આપ પોતાના રાજ્યસિંહાસન ઉપર બેશીને મને કૃતાર્થ કરો.

**नीतिवल्लभ**—મહારાજ! ચંડસેનની આ પ્રાર્થનાને નિષ્ફળ ન કરવી જોઇએ.

**द्युमत्सेन**—પીપળાના પાનજેવા ચંચળ અનેક પ્રકારના મદના નિવાસરૂપ રાજ્યલક્ષ્મીના વિલાસ ઉપર મને અભાવ છે માટે તમેજ તે રાજ્યસુખનો અનુભવ કરો.

**चंडसेन**—જો મારા મંદ ભાગ્યથી આપ વૈરાગ્યના આનંદમાં મગ્ન થવાનેલીધે રાજ્યલક્ષ્મીની ઇચ્છા ન કરતા હો તો વત્સ સત્યવાનને રાજ્યાસન સોંપો.

**द्युमत्सेन**—પ્રિય ભાઇ ચંડસેન! તમે પણ મારા મોટા સત્યવાનજ છો એમ હું માનું છું.

**अश्वपति**—મહારાજ! ભ્રાતૃધર્મના મર્મને જાણનાર આપ જેવાઓને એમજ શોભે છે.

**नीतिवल्लभ**—(મનમાં) મહારાજની મોટાઇ કાંઇ જુદાજ પ્રકારની છે.

**मुनियो**—(મનમાં) મહારાજની ભાઇ ઉપર પ્રીતિ કાંઇ અદ્ભુતછે.

**चंडसेन**—(મનમાં) આવો સ્નેહ રાખનાર મારા આર્ય ભાઇ ઉપર પણ મેં દ્વેષ કર્યો માટે મને, મારી બુદ્ધિને, અને દુર્જનો સાથે થયેલી સંગતિને ધિઃકાર છે. (સંભળાય તેમ) હુંજ કેવળ ભક્તિથી રાજ્ય આપવા તૈયાર થયોછું એમ નથી પણ સધળી પ્રજા પણ આપને રાજ્ય ઉપર બેઠેલા જોવાને રાજી છે.

**नीतिवल्लभ**—ચંડસેનનું આ બોલવું યથાર્થ છે.

ચંડસેન—આર્યભાઇ! હું આપનાજ ચરણના સમ ખાઇને કહું છું કે "આપ વિના મને પોતાનું રાજ્ય કે સ્વર્ગનું રાજ્ય આ વેળા ગમતું નથી. આપના સંગમાં ભંગ પડાવે એવી વેળા વિતી ગઇ. હવે તો આપના ચરણારવિંદની સેવાનેજ હું સર્વસ્વ માનુંછું. ઘણું શું કહું, પણ હે દયાના સમુદ્ર! આપના સોદરભાઇ આ ચંડસેનને જો જીવતો જોવાને ઇચ્છતા હો તો આપના રાજ્યનો ભાર ઉપાડી આપ આપની પ્રજાને કૃતાર્થ કરો. (એમ કહી આંસુ પાડતાં પગમાં પડે છે.)

દ્યુમત્સેન-વત્સ ચંડસેન! જ્યારે તમારે એવો બધો આગ્રહછે ત્યારે તમારી, સત્યવાનની અને આ મહર્ષિયોની સહાયતાથી એ રાજ્યનો ભાર ઉપાડીશ. કેમકે એકલાથી ઉપાડવોઅશક્યછે.

ચંડસેન—આ-આપનો મોટો અનુગ્રહ થયો.

અશ્વપતિ—રાજર્ષિ! આ આપનો વિચાર ઘણો વખાણવા યોગ્યછે.

સત્યવાન્—પિતાજી! બહુ સારૂં થયું કે આપ સર્વને હું કુશળ દેખું છું.

દ્યુમત્સેન—પુત્ર સત્યવાન્! એ સર્વ ભગવાન્ ગૌતમ અને આ મહાત્મા મુનિયોના અનુગ્રહનો પ્રતાપ છે.

ગૌતમ—પુત્રી સાવિત્રીના પતિવ્રતપણાનો પ્રભાવજ ઘણુંકરીને સર્વનાં કલ્યાણનું મૂળ છે.

સત્યવાન્— (મનમાં) મારા સ્વપ્નને મળતું આવે એવું આ ભગવાન્ ગૌતમનું બોલવું છે માટે હું તે સ્વપ્નનું ફળ આ મહામુનિને પુછી તો જોઉં. (સંભળાય તેમ) ભગવાન્ ગૌતમ! આજ મધ્યાન્હ પછી લાકડાં કાપવાના થાકથી આવેલી નિદ્રામાં મેં એક નહારૂં સ્વપ્ન જોયું.

ગાતમ–પુત્ર ! કેવી રીતે સ્વપ્ન જોયું ?

સત્યવાન્–યમરાજ મને પાશથી ગળે બાંધી લઈ ખેંચી જતા હતા.

ગૌતમ– પછી ?

સત્યવાન્–પછી સાવિત્રીએ હજારો પ્રાર્થના કરી મને છોડાવ્યો.

ગૌતમ– પછી ?

સત્યવાન્–પછી વનમાં સાવિત્રીને ન દેખવાથી કરૂણા આવે તેમ વિલાપ કરતાં પ્રત્યેક લતા કુંજ અને વૃક્ષોની નીચે ફરતો હતો.

ગૌતમ–પછી ?

સત્યવાન્–ભગવાન્! પછી તો જાગી ગયો એટલે કાંઈ દીઠું નહીં માટે એ સ્વપ્નનું કેવું ફળ હશે તે જાણવાનું મને મન છે.

ગૌતમ–પુત્ર સત્યવાન્ ! એ સ્વપ્ન નથી પણ જેમ તમે કહો છો તેમજ બનેલું છે અને આ સાવિત્રીએજ તમને છોડાવ્યા છે. તમે પુછયા છતાં તમારા શરીરનું અને મનનું અશક્તપણું જોઇને સાવિત્રીએ કાંઈ વધારે પરાભવ થશે એવા ભયથી તેને સ્વપ્ન ઠરાવી દીધું હતું.

સત્યવાન્– (મનમાં) અહો ! મારી પ્રિયાએ મારી ઉપર ઘણો ઉપકાર કર્યો. (સંભળાય તેમ) ભગવન્! આ વાત આપના કહેવાથીજ મારા જાણવામાં આવી.

ગૌતમ–પુત્ર સત્યવાન્ ! એટલુંજ નથી, પણ તમારાં માતાપિતા ફરીને દેખતાં થયાં, અને આ ચંડસેન પોતાની મેળે ભક્તિથી જે રાજ્ય અર્પણ કરે છે અને આ મહારાણી માલવીને સો પુત્ર પ્રાપ્ત થશે તે સર્વ આ સાવિત્રીના પતિવ્રતપણાનું ફળ છે.

સત્યવાન્‌-(મનમાં) અહો મારી પ્રિયાએ મારે વિષે ઉપકાર કર્યો એટલુંજ નહીં પણ ગુરૂજનો ઉપર પણ ઘણો ઉપકાર કર્યો છે. એના કરેલા ઉપકારનો લેશ પણ બદલો વાળવાને કલ્પ જેટલું આયુષ્ય હોય તોપણ હું સમર્થ નથી. (સંભળાય તેમ) ભગવન્‌! આપ જેમ કહો છો તેમજ છે.

શૈબ્યા-પુત્રિ! તમે તો મન-વાણીથી ન કહી શકાય એવો આ ઉપકાર કર્યો છે. (એમ બોલતાં મળે છે.)

સાવિત્રી-(લાજથી મુખ નમાવીને) એ સર્વ આપના પુણ્યનોજ પ્રભાવ છે. હું કોણ માત્ર છું.

માલવી-પુત્રિ! તમે તમારાં પવિત્ર ચરિત્રથી બેય કુળને પવિત્ર કર્યાં, પ્રખ્યાત કર્યાં અને તાર્યાં છે. (એમ કહી મળે છે.)

સાવિત્રી-માજી! એ સર્વ પ્રભાવ ભગવાન્‌ નારદજીનો અને તેણે બતાવેલા સર્વ વ્રતમાં ચૂડામણિરૂપ વટસાવિત્રીના વ્રતનો છે. મારો નથી. (એટલામાં આકાશ માર્ગેથી નારદ ઉતરે છે.)

નારદ-(આકાશથી ઉતરતાં) કલ્પપર્યંત પોતાનું નિર્મળ યશ જેણે આ ભૂમંડળમાં સ્થાપેલ છે, જેણે બેય વંશના પૂર્વજોને સ્વર્ગના અત્યંત આનંદને ભોગવનાર કરેલ છે અને જેણે પતિવ્રતાપણાના પવિત્ર માર્ગનો મહિમા લોકોને દેખાડયો છે, સર્વ કુળના ભૂષણરૂપ તે સાવિત્રી કયાં છે? હું તેને જોવાની ઇચ્છા કરૂંછું.

સર્વે-અહો, સ્મરણ કરતાંજ દયાનિધિ ભગવાન્‌ નારદજી પધાર્યા! આજ આપણો સારો દિવસ. (એમ બોલતાં ઉભાં થઈ આનંદથી પ્રણામ કરે છે.

**नारद**–તમે સર્વે અતુલ કલ્યાણનો અનુભવ કરો.

**सत्यवान्**–ભક્તજનના કલ્પવૃક્ષરૂપ ભગવાન્ નારદજી ! હું સત્યવાન્ આપને પ્રણામ કરૂં છું.

**नारद**–પુત્ર ! શૂરતા, ઉદારતા, ધીરતા, એ આદિ અસંખ્ય ગુણોથી શોભતો અને પ્રતાપથી શત્રુઓને તપાવનારો પૃથ્વીપતિ તું થા.

**सावित्री**–ભગવાન્! આ આપની ધર્મપુત્રી સાવિત્રી આપને પ્રણામ કરે છે.

**नारद**–પુત્રિ! ઈંદ્રાણી જેમ મહેંદ્રની સાથે સુખ ભોગવે, તેમ તમારા પતિ સત્યવાનની સાથે તમે હજારો વર્ષ સુધી અનેક પ્રકારના આનંદનો અનુભવ કરો. સર્વ પતિવ્રતાનાં શિરોમણિ પુત્રિ ! બ્રહ્મલોકસુધી શિવલોકસુધી અને વૈકુંઠલોકસુધી, સાત ઉપરના અને સાત નીચેના લોકમાં તેતે લોકના રેહેવાશીઓ સૂર્ય અને ચંદ્રમા રહે ત્યાંસુધી નિરંતર આ તમારૂં પવિત્ર ચરિત્ર ગાયા કરો. પોતાના અપ્રતિમ પતિવ્રતાપણાના પ્રભાવથી સર્વ મનોરથો તમારા સિદ્ધ થયા છે માટે તમને જે કાંઇ વરદાન આપવું તે પુનરૂક્તિ જેવું છે તો પણ તમારૂં શું પ્રિય કરૂં તે કહો?

**सावित्री**–ભગવાન્ ! આથી બીજું મારૂં શું પ્રિય છે? મારાં સાસુસસરો નિર્મળ દૃષ્ટિ પામ્યાં, મારા સસરાજી પોતાનું ઉત્તમ રાજ્ય પામશે, મારાં માતાપિતાને સો પુત્રો થશે, મને સો પુત્રો થશે અને મારા પ્રાણનાથ દીર્ઘાયુષ્ય થયા એ સર્વ આપના પ્રસાદથી થયું છે. તો પણ એટલું ઈચ્છું છું કે.– પૃથ્વીમાં વરસાદ ઘણા થાય, અન્ન ઘણું

નીપજે, રાજા પ્રજાને પ્રીતિથી પાળે, અને પ્રજા તેને પિ
તાતુલ્ય ગણે. વળી જગત્‌માં કવિરત્નોની પરીક્ષા કરનારા
રાજાઓની વૃદ્ધિ થાય, કવિયો સત્કવિતાની રચનામાં ત
ત્પર રહે, સત્કવિતાઓ, સ્ત્રીધર્મબોધક થાય, અને કુલી
પવિત્ર સ્ત્રિયો પોતાના ધર્મપ્રમાણે વર્તી નિરૂપમ સુખ
પાત્ર થાય.

નારદજી—પુત્રિ ! સર્વ તમારી ઈચ્છા ઈશ્વર પૂર્ણ કરશે. અ
તમારો યશ વધશે. (એમ કહી આકાશમાર્ગે અંતર્ધા
થઇ જાય છે.)

સર્વે—(તે તરફ એકદૃષ્ટિથી જોઈ રહી, થોડીવારે પ્રાર્થના કરે છે.)

(પદ)

(નાથ કૈસે ગજકો બંધ છોડાયો.—એ પ્રમાણે.)

પ્રણતપ્રતિપાલ અરજ એ અમારી,
થાય સદ્ગુણી સહુ નરનારી. પ્રણત० ટેક
ધર્મ પરસ્પર પ્રેમથી પાળે, વાત વિરૂદ્ધ વિસારી;
સત્ય સદાચારને પંથ ચાલી, હે દુઃખ સર્વ નિવારી. પ્રણત०
દાન દયાદિકમાં ધ્યાન રાખી, કીર્તિ કરેથી વધારી;
નિઃસાર સંસારનો સાર સમજી, આપે ઉભય કુળ તારી. પ્ર०
દુર્લભ જન્મ સફળ કરવાનું, અંતરમાંહિ ઉતારી;
ઐહિક ને આમુષ્મિક સુખર, સાધન શોધે વિચારી. પ્રણત०

(નેપથ્ય પડે છે.)

समाप्त.

સત્યવાનને યમરાજ લેવા આવે છે તે પ્રસંગમાં
અંગુષ્ઠમાત્ર શરીરને લઇ જાય છે તે સમયે
સાવિત્રીને બોલવું.

## રાગ માઢની ચાલ, તાલ દીપચંદી.

મારા મસ્તકના નાથ, મેલી જાઓ માં મને;
હું માગું જોડી હાથ, મેલી જાઓ માં મને;
સંચરૂં છું સ્વામી સાથ, મેલી જાઓ માં મને.
માતતાતનું શું વિચાર્યું, શો તેને આધાર ?
હાય હાય હું હણાણી, હૈયાના હે હાર!–
મેલી જાઓ માં મને.–

મારા મસ્તકના મોર, મેલી જાઓ માં મને;
કેમ થાઓ આમ કઠોર, મેલી જાઓ માં મને;
હું અબળાનું શું જોર, મેલી જાઓ માં મને.
પુત્રવિના માતાપિતાને, પીડા પ્રાણ અપાર;
પત્નીને પતિને વિયોગે, આ સંસાર અસાર;–
મેલી જાઓ માં મને.–

મારી શોભાના શણગાર, મેલી જાઓ માં મને;
હોય હુંમાં દોષ અપાર, મેલી જાઓ માં મને;
ભુલી રાખો મારો ભાર, મેલી જાઓ માં મને.
દેવ ગુરૂ ને બ્રાહ્મણોની, સેવાના કરનાર;
વિદ્યા વિનય વિવેક વિગેરે, ગુણગણના ભંડાર!–
મેલી જાઓ માં મને.–

કહી લીધી લાંબી વાટ, મેલી જાઓ માં મને;
ફાટેછે હૃદયકપાટ, મેલી જાઓ માં મને;
ટાળો આવી ઉચાટ, મેલી જાઓ માં મને.
કેતાતા કે તું છે મારૂં, હૃદય પ્રિયા આ એક;
ચતુર શિરોમણિ! એ વચનોનો, વિસર્યા કેમ વિવેક?
મેલી જાઓ માં મને.—
દીઠો શો એવો દોષ, મેલી જાઓમાં મને;
આપો આવી સંતોષ, મેલી જાઓમાં મને;
શોભે ન શાણા રોષ, મેલી જાઓમાં મને.
આ સંસાર અસારથી શું, આવ્યો આજ વિરાગ?
દાખવવા દૃષ્ટતા શું, દૈવે લીધો લાગ;—
મેલી જાઓ માં મને.—
આવો અલબેલા આપ, મેલી જાઓ માં મને;
ક્યાં મેલ્યાં તેજ પ્રતાપ, મેલી જાઓ માં મને;
ધારો ધનુષ ને ચાપ, મેલી જાઓ માં મને;
પ્રાણ જો રીસાણા હોતો, હે વાલાના વીર!
હાડ ચામથકી મઢેલું, શા કામનું શરીર?
મેલી જાઓ માં મને.
કરી કાંત કોલકરાર, મેલી જાઓ માં મને;
હવે હું છું હા તૈયાર, મેલી જાઓ માં મને;
હાલું છું હારોહાર, મેલી જાઓ માં મને.

# આ નાટકનું શુદ્ધિપત્ર

| લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૨૨ | સાત્રિનું | સાવિત્રીનું |
| ૨૪ | સાંભારીશ. | સંભારીશ. |
| ૧૨ | ખરે છે. | ઠરે છે. |
| ૧૭ | બોરસલી | બોલસરી |
| ૫ | ધારણ | ધારણા |
| ૨૪ | અમે | અમને |
| ૧૭ | નર્થપ્રિય | અનર્થપ્રિય |
| ૧૯ | પ્રજાાની | પ્રજાની |
| ૨ | દહા | દશા |
| ૧૮ | સરખાં | કરતાં |
| ૧૩ | હશ. | હશે. |
| ૨૩ | વિન્ચયલક્ષ્મી | વિજયલક્ષ્મી |
| ૬ | પત્ર | પણ |
| ૪ | સત્કવિતાઓ, | સત્કવિતાઓ |
| ૨૦ | સુખર | સુખકર |

---

પ્રસ્તાવના.

| લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૧૮ | શર્યાતિની પુત્રી | શર્યાતિની પુત્રી. અને ચ્યવનની સ્ત્રી. |
| ૨૦ | શર્યાતિની સ્ત્રી અને ચ્યવની સ્ત્રી | શર્યાતિની સ્ત્રી. |
| ૧૬ | નવો | જુવો. |

આ પુસ્તક નીચલે ઠેકાણેથી મળશે.

(કીંમત રૂા. ૧, ટપાલ ખર્ચ આના બે.)

મુંબઈમાં ભુલેશ્વર નજીક શીરંગીના દેવળ પાસે આર્યધર્મપ્રકાશ ઓફીસમાંથી ઘર નાં૦ ૨૫ માં, તથા પંડિત જેષ્ટારામ મુકુંદજીની પુસ્તકની દુકાનેથી મમાદેવી પાસે મલશે.

મોરબીમાં શીઘ્રકવિ શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર પાસેથી મલશે.

ધ્રોલમાં વૈદરાજ વિશ્વનાથ વિઠલજી પાસેથી મલશે.